# सधराजेसंघ.

अथवा

# सिद्धराज जयसिंहदेवनी वार्त्ता.

जोडनार

रा. सा. महीपतराम रूपराम नीलकंठ.

આ ગ્રંથ

અમદાવાદમાં

મામાની હવેલી મધ્યે યુનૈટેડ પ્રિંટિંગ અને જનરલ એજંસી
કંપની "લીમીટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપીને પ્રસિદ્ધ કર્યો.



સંવત ૧૯૩૭.        સન ૧૮૮૦.

કીંમત રૂ ૧)

# अर्पणपत्र.



मारा जे मित्रोए नात तरफथी थयली ज्ञारे पीडाना विकट समयमां मारो हाथ साह्यो अने मारे माटे तथा स्वदेशना भलाने वास्ते नात तरफनो संताप मोटा धैर्यथी वेठ्यो तेमनो उपकार मानी तेमनी सहायना स्मरणार्थे आ ग्रंथ हुं तेमने मान अने प्रेम पूर्वक निवेदन करूंछुं.

ग्रंथकर्त्ता.



# अनुक्रमणीका.





## વેચવાની ચોપડીઓ.

સુપયોગી રસિક અને બોધક ગ્રંથો પ્રગટ થયેથી દેશમાં વિદ્યાનો પ્રસાર થાયછે વિદ્યાનો પ્રસાર થયેથી પ્રજાને અનેક મોટા લાભ થાયછે. એવા ગ્રંથો વેચાતા લેવાથી તેવા ગ્રંથ રચનારાને, પ્રસિદ્ધ કરનારાને, અને વેચનારાને ઉત્તેજન મળેછે, ઉત્તમ ગ્રંથ રચનારા અને સારાં પુસ્તકો વધેછે અને વિદ્યા ફેલાયછે. સારા ગ્રંથો ખરીદ કરી વાંચવા અને તેઓની વૃદ્ધિ કરવામાં સહાય કરવી એ બધા સ્વદેશાભિમાની સજ્જનોનું કર્તવ્યછે.

| પુસ્તકનાં નામ. ટપાલખરચ ઘરાકને માથે. | મૂલ. રૂ. આ. પા. |
|---|---|
| પાર્વતી કુંવર આખ્યાન. ... ... ... ... ... ... ... | ...૦—૪—૦ |
| સધરાજેસંઘ... .. .. ... ... .. ... ... ... | ...૧—૪—૦ |
| વનરાજ ચાવડો. આવૃતિ બીજી.... ... ... ... .. ... | ...૧—૮—૦ |
| ભવાઇ સંગ્રહ. આવૃતિ બીજી.... ... ... ... ... ... | .. ૨—૦— |
| સાસુ વહુની લડાઇ. આવૃતિ બીજી.... ... ... ... ... | ...૧—૦—૦ |
| ઈંગ્લાંડની મુસાફરી. આવૃતિ બીજી ... .. .. ... .. | ..૦-૧૨—૦ |
| દુર્ગારામ ચરિત્ર.... .. ... ... ... ... ... ... | ...૧—૦—૦ |
| બોધવન (દેશી રાગ કે ઢાળમાં). ... ... ... ... ... | ...૦—૨—૦ |

કરસનદાસ મુળજી ચરિત્રની ૧ લી આવૃતિ ખપી ગયાથી બીજીવાર છપાયછે.

વેચવાનાં ઠેકાણાં.

અમદાવાદમાં—ગ્રંથ કરતા પાસેથી.

અમદાવાદમાં—મામાની હવેલીમાં છાપખાનામાં.

અમદાવાદમાં—ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની આફીસમાં.

વડોદરામાં—છોટાલાલ મનસુખરામ ડિપોકી પરની દુકાને.

સુરતમાં—પારસી મંચેરજી જમસેદજી પોસવાળાની દુકાને નાણાવટમાં.

મુંબાઇ—મી. જેહાંગીર બેજનજી કરાણીની દુકાને કોટમાં પારસી બજાર સ્ત્રીટમાં.

મુંબાઈ—ઇશ્વરદાસ લાઇબ્રેરીમાં કાળકા દેવીને રસ્તે રામવાડી આગળ.

રાજકોટ—વિજ્ઞાન વિલાસની આફીસમાં તથા ચોપડી વેચનારની દુકાને.

મહીપતરામ રૂપરામ

# સધરાજેસંઘ.

## પ્રકરણ ૧લું. જન્મ.

સંવત ૧૧૨૮ માં કરણ સોલંકી ગૂજરાતના રાજ્યાસને બિરાજ્યો. એ વેળા દેશની પડતી થઈ નહતી, અને રાજા પ્રજા અધમ અવસ્થાને પામ્યાં નહતા. વિનાશકારિ ભુંડા બાળલગ્ને દેશમાં પ્રવેશ કર્યો નહતો. મહારાજા ભીમદેવ અને તેની રાણી ઉદયમતીએ પોતાના કુંવરને નાનપણમાં પરણાવી દેવાની ઉતાવળ કરી નહતી. તેના તનને અને મનને કેળવી પુરૂષાર્થ કરવાને યોગ્ય કર્યાં હતાં. માટે એડા તે વેળા રાજા કરણ ભરજુવાનીમાં આવ્યો હતો. હવે લગ્ન કરવાનો સમય થયો માટે કારભારીઓ યોગ્ય કન્યાની ખોળ કરવા લાગ્યા.

એક દિવસે પાટણ મધ્યે રાજા દરબાર ભરી સોનેરી સિંહાસને બેઠેલોછે. તેને માથે મણિમય મુગટ, કોટે મોટાં મોતીની માળા ને હીરાના હાર, હાથે પાના અને માણેકના બાજુબંધ ને પગે સોનાનો તોડો આવી રહ્યોછે. રત્નજડિત મીયાનવાળી તરવાર અને કટાર કંમરે દીપી રહ્યાં છે. માથે લાલ સાટીન અને જરીના ફુમતાનું છત્ર શોભેછે. દાસી સુંદર ચમર ઢોળે રહી છે. જમણેહાથે ભૂદેવો અને જૈનાચાર્યો બિરાજેલા છે. ડાબે હાથે મંડળેશ્વરો, સુભટો અને સામંતો છે, અને સામા કેટલેક છેટે કામદાર વાણીઆ અદબ કરીને બેઠા છે. પાછળ હજુરીઆ અંગ રક્ષકો ઉઘાડી તરવારો અને ભાલા લઈ ઉભા છે. મુખ્ય મંત્રીએ નમસ્કાર કરી કહ્યું, "મહારાજ, દેશ દેશાવરમાં ફરતો કોઈ ચતુર ચિતારો આવ્યો છે. તેની કને અતિ સુંદર છબીઓ છે. આજ્ઞા હોય તો હાજર કરૂં". રાજા કહે બોલાવો. મંત્રીશ્વરે છડીદારને સાન કરી એટલે તેણે ચિતારાને હજુરમાં આણ્યો.

મહારાજને પગે લાગી ચિતારો બોલ્યો—હે રાજાધિરાજ! મોટા મોટા રાજદરબારોમાં આપની કીર્તિ સાંભળી, આપના સદગુણની અને આપનાં પરાક્રમની સ્તુતિ સાંભળી. આપની નામના આખા જગતમાં થઈ રહી છે. એ જાણી આપના દર્શણનો અભિલાશી થયો. વાવા! મહારાજ આપના શાં વખાણ કરૂં! આપનો"—

રાજાએ તેને અટકાવી કહ્યું એમ વખાણવાની રીત સારી નથી. એથી બીગાડ થાય છે. સ્વાર્થીઓ જૂઠા વખાણ કરેછે ને ભોળા તથા અજ્ઞાન

ઠગાય છે. જૂઠી મોટાઈ માની ફૂલાય છે અને દુર્ગુણી બને છે. મને જુઠી ઉપમા ને જૂઠી સ્તુતિ ગમતાં નથી. સાચાં હોય તોપણ મોડા મોડ કહેવા દેવામાં મૂર્ખાઈ છે. મારા ભાટ ચારણોને એમ કરવાની મેં મનાઈ કરીછે. સેહેજ વાત કરવામાં કે થોડું કહેવામાં બાધ નથી પણ લાંબી ભાટાઈ ઉપર મને ભારે કંટાળો છે, માટે મારા ગુણ ગાવા બંધ કરી તમારાં ચિત્રો મને દેખાડો.

ચિતારાએ એક પછી એક સુંદર ચિત્રો દેખાડ્યાં. આબુનું, ગીરનારનું, પાલીટાણાનું, ગંગાતટનું, ઓમ્કારનાથ માનધાતાનું, કનોજનું, ત્ર્યંબકેશ્વરનું, ગોકુળમથુરાનું, કાશીનું, માનસરોવરાદિ સ્થળોના રળીઆમણા દેખાવ દર્શાવી, દેહેરાં, કીર્તિસ્તંભ, તળાવ, રાજમહેલાદિ દેશદેશોની ભવ્ય ઇમારતોના ચિત્રો કચેરી વચ્ચે મૂકયાં, તે જોઈ ગુણપારેખ રાજા ખુશી થયો. કરણને તળાવ, કુવા, વાવ, મંદિરાદિ પ્રજાને ઉપયોગી અને રમણિક બાંધણીઓ બંધાવાનો કોડ હતો અને તેમાં તેણે ઘણું રાજ્ય દ્રવ્ય ખરચ્યું હતું. આ ચિત્રોથી તેની હોંશ વધી. બાંધ કામના નકસા દેખાડ્યા પછી રૂડા પ્રતાપિ રાજા રાણીઓની, પંડિતોની, વિજયી પુરૂષોની, સદ્દગુણી રૂપવંતીઓની અને સદકર્મી ધનાઢ્યાદિ સજ્જનોની છબીઓ એક પછી એક રાજ્યાસન આગળ મુકી. એમાંની એકમાં એવું ચિતર્યું હતું કે વિષ્ણુ શેષનાગની ફેણ ઉપર સુતેલા છે, આસપાસ કમળના ફૂલ ખીલી રહ્યાં છે, લક્ષ્મી પગ ચાંપે છે, અને તેની પાછળ જુવાન રાજકન્યા છુટે ચોટલે ને હાથ જોડી પ્રાર્થના કરતી ઉભી છે." એ કન્યાનું રૂપ ભલા ત્યાગીને મોહ પમાડે તેવું ચિતર્યું હતું. લક્ષ્મીની સુંદર કાંન્તિ તેની આગળ ઝાંખી પડી ગઈ હતી. તે ભાળી રાજાનું મન વિહવળ થયું. એ ફુટડી કુંવરીના સ્વરૂપનું વર્ણન ચતુર ચિતારાએ કરવા માંડ્યું. કરણે તેને અટકાવી કહ્યું એમ કરે વિનય ભંગ થાય. માની આગળ દીકરાએ કે બેનની આગળ ભાઇએ જે બોલવું ન જોઇએ તે સભામાં કહેવું ન જોઇએ. શૃંગારરસને મર્યાદાશીળ વર્ણવો જોઇએ. આ ચિત્રમાં તમે એ પ્રમાણે કર્યું છે, માટે વધારે નાગું વર્ણન કરવાની જરૂર નથી. એ કુંવરીના ગુણ મને કહો. એ કલ્પિત ચિત્રછે કે વાસ્તવિક છે? એ કન્યાનો પિતા કોણ, અને એ સદાચારીછે કે દુરીજન છે? એ સતીછે કે સંખણી છે? પરેસાન નારી ગમે એવી રૂપાળી અને મધુરા વચનની હોય તથાપિ ખઇરોગ જેવી છે; તે ઝેરી સાપથી ભુંડી છે.

ચિતારો કહે "મહારાજ એ નારી સકળગુણ સંપન્ન સ્વધર્મે ચાલનાર અ-

તિ રૂપવંતી પદ્મણી છે; દક્ષિણમાં કરનાટક મોટો દેશ છે. તેની રાજધાની ચંદ્રપુર છે ત્યાં જયકેશી નામે પ્રતાપિ રાજા રાજ કરેછે. તેનો પિતા શુભકેશી મોટો નામાંકિત અને વિદ્યા કળાનો ઉત્તેજક હતો. એ ઉંચા રાજકુળની આ કન્યાછે. એનું નામ મીનલદેવી છે. રાજા કન્યા ૧૮ વરસની થઇ છે. ભરજુવાનીમાં છે. ઘણાક રાજ પુત્રોએ તેના રૂપથી મોહ પામી માગાં મોકલ્યાં, પણ કુંવરીએ તે બધાં પાછાં વાળ્યાં. સખીઓ તેને કહેવા લાગીકે જુવાનીનું પૂર વહીજાયછે, માટે પરણો. ઘણાક કાંતિવાન રાજપુત્રોનાં ચિત્રો કુંવરીને દેખાડ્યાં પણ કોઇ તેને ગમ્યો નહિ. એક દિવસે રાત્રીને સમે નિદ્રાવસ થઇછે તેવામાં કુંવરીને સ્વપ્ન થયું. કોઈ મહારાજાધિરાજ પૂરી તરૂણાવસ્થામાં આવેલો, થોડા માસ થયાં રાજ્યાસને બેઠેલો, કુંવારો, બ્રહ્મચર્યવ્રત પાળનારો, વિદ્યાવાન, તેજસ્વી, ગુણવાન અને પરાક્રમી એવો પુરૂષ કન્યાની સોડે આવી ઉભો અને તેનું રૂપ જોઇ આનંદાશ્ચર્ય પામ્યો. એક એકના મન મળ્યાં. એક એકથી મોહ પામ્યાં. રાજાએ વચન આપ્યું કે પરણુતો તને, બીજી બધી નારીઓ મા બેન, અને જીવતાં સુધી એક પત્નિવ્રત પાળીશ. કુંવરીએ કોલ આપ્યોકે વરૂં તો તને, બીજા સર્વ પુરૂષ મારા ભાઇ. રાજા અધરામૃત ચાખવા જાયછે તેવામાં વચમાં ભમરો આવ્યો તેથી ખીજવાઈ કુંવરી જાગી ઉઠી અને રૂદન કરવા લાગી. તેની દાસીઓ જાગી. તેમણે કુંવરીને સાવચેત કરી એટલે રોતી રહી જઇ સ્વપ્નાની વાત કિંકરીઓને કહી અને ઉંઘમાં દીઠેલા રાજાને વરવાને આતુર થઇ. એ દિવસથી રાજકન્યા હીજરાય છે? સ્વપ્નામાં જે રાજાએ દેખા દીધી તેનું નામ ઠામ જાણતી નથી પણ તેનું સ્વરૂપ હૃદયમાં રમી રહ્યુંછે. સદા તેને સંભારેછે ને આંસુપાત કરેછે. એ વાત દાસીઓએ તેની માને કહી. રાણીએ વૈદરાજને તેડાવી ઓસડ કર્યું, ને નારણબળી સરાવી, દોરા ચીઠી બંધાવી, ભૂવા ધુણાવ્યા, અનુષ્ટાન કરાવ્યાં, પણ કશાથી કુંવરીના જીવને સુખ થતું નથી. સ્વપ્નામાં દીઠેલા રાજાને સંભારી રડ્યાં કરેછે. એ વાત તેના બાપ જયકેશીએ જાણી તેવારે સૂચના કરી કે કુંવરી ચિત્ર કળામાં નિપુણછે માટે કહો કે સમણામાં જોયલા રાજાની છબી ચિત્રે. એ છબી ઉપરથી હું તેની શોધ કરીશ. પિતાની સૂચના કુંવરીને સારી લાગી ને તેથી તેના જીવને કાંઇક શાંતી થઇ. સમણામાં જે રાજાની વેરે ગાંધર્વ વિવાહ થયો તેની છબી હોંસે હોંસે ચિત્રી. રાજા જયકેશીએ મને તે છબી આપી ખોળ કરવા મોકલ્યો છે. એ છબી જે રાજાની હોય તેને મીનલદેવીની આ છબી દેખાડી ચાંલ્લો કરી નાળીએર આપવાની આજ્ઞા દીધીછેઃ રાજકન્યા જેવી ચતુર અને

રૂપાળી છે તેવીજ સુલક્ષણીછે. મેં ઘણાક મોટા નાના રાજા જોયા, પણ કોઈનું સ્વરૂપ છબી જોડે મળ્યું નહિ. આપના દર્શણ થતાંજ મને ભાસ્યું કે છબી આપની છે. એ વાત નક્કી કરવાને હું આ રાજધાનીમાં કેટલાક દિવસથી રહ્યોછું. આપની સ્વારી માર્ગમાંથી જતાં મેં ઘણીક વાર જોઈ તેવારે ધારી ધારીને આપનું મુખારવિંદ મેં ભાળ્યું તેથી ખાતરી થઇ કે એ છબી આપનીજ છે. માટે રાજા જયકેશીનીવતી વિનંતી કરૂંછું કે શ્રીફળ સ્વીકારો.

ચિતારાની વાત સાંભળી ગૂર્જરરાય વિસ્મય પામ્યો. તેણે ચિતારાની પાસે પોતાની છબી જોવા માગી. ચિતારાએ તુરત રજુ કરી. છબી અને દરપણ જોડે મૂકી જુવેછે તો રાજાએ જેવું મુખ દરપણમાં દીઠું તેવુંજ તે છબીમાં દીઠું. દરબારીઓ પણ સર્વે કહેવા લાગ્યા કે આબેહુબ મહારાજની તસવીર છે. કરણનું આશ્ચર્ય વધ્યું ને તે હર્ષ પામ્યો. ચિતારાને સરપાવ આપી નાળીએર લીધું અને પોતાનું ખાંડુ ચંદ્રપુર મોકલ્યું.

થોડા માસમાં મીનલદેવી પાટણ આવી. કરણ તેને જોઇ નિરાશ થયો. ચિતારાએ જે અલૌકિક સુંદર રૂપ ચિતર્યું હતું તેને અર્ધે હિસ્સે પણ તે ફુટડી નહતી. રાજાને ક્રોધ ચડ્યો પણ તે વચનથી ફર્યો નહિ. મીનલદેવીને પરણ્યો ખરો પણ ચોરીમાંથી ઉઠ્યા પછી તેનું મુખ ફરીને તેણે જોયું નહિ. તેની મેડીએ ન ગયો, ને બીજી રાણીએ કરી નહિ; બ્રહ્મચર્યવ્રત પાળી સુનીતિએ સદા વર્ત્તે, ને રાજ કાજમાં પુરૂં લક્ષ દેઈ પોતાનું મન સદા તેમાં રોકે. વરસ વહી ચાલ્યાં. ગાદીના વારસને માટે મંત્રીઓ અને લોક ફીકર કરવા લાગ્યા. મીનલદેવીના શોકનો પાર નહિ. સ્વામીના રોષથી તેને અન્ન ભાવે નહિ, વસ્ત્રાલંકાર પહેરવા ગમે નહિ, ને પૂરી ઉંઘ પણ આવે નહિ; સદા રોયાં કરે. રાજાને તેના મિત્રો ઠપકો દેવા લાગ્યા. નિર્દય કહી તેને લોક નિન્દવા લાગ્યા. તેનાં વૃદ્ધ માજી ઉદયમતિએ બહુ સમજાવ્યો, કંકાસ કર્યો ને રૂદન કર્યું, પણ કશાથી કરણ સોલંકી ડગ્યો નહિ. મીનલદેવી અને તેની દાસીઓ બળી મરવાને તૈયાર થઈ. રાજમાતા ઉદયમતિએ પણ વહુની જોડે બળી મરવાનો નિશ્ચય કર્યો. એ બધી સ્ત્રી હત્યાનો દોષ કરણને લાગશે એમ સર્વે કહે. દેશમાં હાહાકાર થયો. પણ રાજાએ પોતાનો ઠરાવ નજ ફેરવ્યો. પ્રધાનો સાસુવહુને સમજાવે છે કે તમે થોડો કાળ ધીરજ ખમો, જોઇએ કાંઈ યુક્તિથી કામ થાયછે. એવામાં એવો બનાવ બન્યો કે એક દિવસ કોઈ ચતુર અને રૂપાળી ગુણકાએ અતિ મધુર ગાયનથી રાજાને મોહ પમાડ્યો. એ મૂઢાવસ્થામાં તેણે ગુણકાને એકાંતમાં મળવાનો ગુપ્ત હુકમ કર્યો. એ વાતની

જાણ મુંજાલ મંત્રીને થઈ. તેણે અને માજીરાજ ઉદયમતિએ જુગતી કરીને ગુણકાને ઠામે મીનલદેવીને રાખી. રાણીને ગર્ભ રહ્યો. રાજા નામુકર જઈ ન શકે માટે રાણીએ તેની આંગળીએથી વીંટી કાઢી લીધી હતી.

બીજે દિવસે મોહ ઉતરી જવાથી પોતે કરેલા મોટા પાપનું ભાન કરણ રાજાને થયું. તે ઘણો પસ્તાઓ. શાસ્ત્રીઓને બોલાવી પુછ્યું કે એ અપરાધથી છુટવાનું પ્રાયશ્ચિત બતાવો. બ્રાહ્મણોના કહેવા પ્રમાણે સાત પીતળની મૂર્તિઓ પેલી ગુણકાના આકાર અને કદની કંસારા પાસે કરાવી. એ પ્રતિમાઓને તપાવી તેઓને ભેટવાનો નિશ્ચય રાજાએ કર્યો. વાહવારે ધર્માતમા રાજા વાહ ! એ કાળે સતયુગનો અંશ કેટલો રહ્યો હતો તે એ ઉપરથી જણાયછે. વ્યાભિચાર દોષનો ભય તે કાળે કેટલો બધો હતો અને આજે કેટલો થોડોછે તેનો વિચાર એ પરથી વાંચનારે કરવો. જે કાળે રાજા એવા હતા તે કાળે પ્રજા કેવી સુનીતિમાન હશે તેનો ખ્યાલ એ ઉપરથી થઈ શકે. ધન્ય છે એવા રાજાને ! કરણ રાજા જે ભયંકાર પ્રાશ્ચિત કરવાને તૈયાર થયો તેની ખબર ફેલાયાથી પ્રજા શોકાતુર થઈ. રાજધાનીમાં મહાજને મળી વિચાર કર્યો કે કાશીથી પંડિતોને તેડાવી દેશના મોટા મોટા શાસ્ત્રીઓની સભા કરી આ ભયંકર પ્રાયશ્ચિતને બદલે બીજું સહેલું, જેથી મહારાજનો જીવ ઉગરે એવું, દેખાડવાની વિનંતી કરવી, એ સભા ભરાય ત્યાં સુધી રાજાએ ઉપલું નાશકારક કર્મ કરવું નહિ એવી અરજી લખી તેઓ દરબારમાં ગયા. રાજા ખેદથી ભરપુરછે. તેને જમવું ગમે નહિ; નિદ્રા આવે નહિ; રાજ કાજમાં તેનું મન લાગે નહિ. પાપ કર્મના પશ્ચાત્તાપમાં તે ગરક થઈ ગયો છે. મુંજાલ મંત્રીયે ભરમ ભાગ્યો. માજી ઉદયમતિની સંમતિથી જે કપટ તેણે કર્યું હતું તે જણાવ્યું, અને તેના પુરાવામાં મીનલદેવીએ રાજ મુદ્રિકા રાજાને આપી. કાયાવડે પાપ કર્યું નથી એ જાણી રાજાને કાંઇક સંતોષ થયો. પરંતુ મનવડે કર્યું માટે ત્રણ દિવસ સુધી પશ્ચાત્તાપ કર્યો. પાસેર સવારે ને પાસેર સાંજે, એટલું દૂધ માત્ર પીએ અને પરમેશ્વરની સ્તુતિ પ્રાર્થના કરી પાપક્ષમા માગે. આ પરિતાપ સાચે મને કર્યો હતો. તેની આંખોમાંથી વખતે વખતે જળ ધારા વેહેતી હતી. પરમાત્મામાં તેનું મન કેવળ લીન થઈ ગયું હતું. ત્રીજા દિવસને અંતે તેનું મન પુરી શાંતી પામ્યું. પછી તેણે એ દોષ કદી કર્યો નહિ.

હવે રાણી જોડે માયા થઇ. કરણને માલમ પડ્યું કે તે રૂપાળી નથી પણ ગુણવંતી સતી છે. તેનાં મધુર ગાયનથી તેને એટલો આનંદ થતો હતો કે ગુણકાનુ ગાયન સાંભળવાની ગરજ પડતી નહિ. ચતુરંગ (શેતરંજ) પાના,

સોગટા, વાઘ બકરી વગેરે રમતોથી ને દડી ગેડી વગેરે ખેલોથી રાજાનું મન રાણી રીઝવતી. ગુજરાતી અને સંસ્કૃત કવિતા વાંચી તથા ઇતિહાસ, વારતા વગેરેનાં પુસ્તકો વાંચી, તથા અનેક રૂડા વિષયો પર વાતચીત કરી રાજાને આનંદ પ્રમાડતી. રાજકાજમાં સહલા આપતી અને ન્યાય તથા દયાના, તથા જનોપકારના કામ કરવાને સમજાવતી. રાજા રાણીનો સ્નેહ અને સંપ પૂરેપૂરો બંધાઓ. માજી રાજ ઉદયમતી એ જોઈ ઘણાં રાજી થયાં. એથી ગર્ભ ઉપર સારી અસર થઈ. ગર્ભવંતી સ્ત્રીનો આત્મા આનંદમાં રેહેથી ગર્ભ સારો ઉછરેછે. ભરતખંડમાં જે રાજાધિરાજ ચક્રવર્તી માહારાજ મનાઓ, જેણે ગૂર્જર રાજ્યને પૂર્ણ કળાએ ચડાવ્યું અને અસંખ્ય તળાવ, વાવ, દેવલયો વગેરેથી પરોપકારના અને પ્રજા સુખના કૃત્યોથી દેશની શોભા, સમૃદ્ધિ, અને સુખ વધાર્યાં, તે પરાક્રમી સિંહનો જન્મ પૂરા દશ માસે પાલણપુરમાં થયો. વડીઆઇએ તેનું નામ સિદ્ધરાજ જયસિંહ દેવ પાડ્યું. એ સાધારણ લોકને બોલવું કઠણ પડવાથી તેઓ તેને સધરાજે સીંધ (સંધ) કહેતા.

## प्रकरण २ जुं. बाळचारित्र.

રાજકુમારનો જન્મ થવાથી આખા દેશમાં આનંદ વર્તી રહ્યો. પૌત્ર અવતરવાથી ઉદયમતીને સર્વથી વધારે હર્ષ થયો. દીકરાને દીકરો ન હોવાથી પોતાનો વંશ રેહેશે નહિ એવા વિચારથી તે ખેદ પામતી હતી. સિદ્ધરાજનું મુખ જોઈ ડોશીની આંખોમાંથી હરખના આંસુ ટપકવા લાગ્યાં. તેને હાથમાં લેઈ ગાલે ચુંબન કરી કહ્યું દીકરા હવે હું સુખે મરીશ; પૌત્રની હું તરશી હતી. વિશ્વેશ્વર મહાદેવે મારી આશા પુરી પાડી; મારી પાર્થના તેણે સાંભળી ને માગેલું દાન આપવું તેને ઘટિત લાગ્યું. હે પ્રભુ! આ પુત્રને તું દીર્ઘ આયુશ આપજે. એને વિદ્યા, બળ, શૂર, અને યશ આપજે. એને સુનીતિમાન, પરાક્રમી અને પરોપકારી કરજે. એમ કહી કુંવરને તેની માને ખોલે સુવાડ્યો, ને પંડે બે હાથ જોડી ઇશ્વરનું ધ્યાન ધર્યું. એક ઘડીમાં તેનું અંગ સ્થિર થયું ને પાંપણો મિચાઈ ગઈ. બોલતી હોય તેમ તેના હોઠ હાલતા હતા તે પણ થોડીવારમાં અટક્યા, અને તેનો પ્રાણ ગયો. લોક વાણી થઈ કે રાજમાતા પૂર્ણ ભાગ્યશાળી; વૃદ્ધાવસ્થાએ સુખમાં સ્વર્ગવાસ કર્યો. તેના શબને સરસવતીને તીરે બાળવા લઈ ગયા તેવારે નગરની નારીઓ તેના ઉપર ફૂળ ગલાલ અને અબીલ વધાવ્યા લાગી, માનાર્થે નગરમાંના દરેક ઘરનું એક એક આદમી તેની પાછળ સમસાન ગયું. નગરમાં જાણે ઓછવ હોય તેવું દીસવા લાગ્યું. ડાઘુ થઇને

જનારામાં કરણ રાજા સિવાય બીજું કાંઈ દીલગીર જણાયું નહિ. કરણની આંખોમાંથી આંસુ પડતાં હતાં. નાદાન માણસની પેઠે બુમો પાડતો નહતો, પણ માના મૃત્યુથી શોક પામેલો દેખાતો હતો. ગમે એટલી ઘરડી તો પણ મા તેના મરણથી ખેદ થાય એ સ્વભાવિકછે. બીજા સગા પોક મુકતા હતા ને કુકવો કરતા હતા પણ તે જુઠા હતા.

સિધરાજનું કાડું બચપણથી લક્ષ હતું, તેને મીનલદેવીએ ડહાપણથી ઉછેરી પુષ્ટ કર્યું. યોગ્ય વયનો થયો ત્યારે તેને વિદ્યાભાસ, અંગ કસરત, ઘોડા દોડાવા, તાકીને તીર મારવાં, ભાલા ફેંકવા, તરવારના પટા રમવા, વગેરેના મારકાની અભ્યાસમાં નાખ્યો. દશમું વરસ ચાલતું હતું તેવારે કરણ રાજા તેને વાઘનો શીકાર જોવા પોતાની જોડે તેડી ગયો. એ વેળા પિતાની બાહાદૂરી જોઈ તેનું મન બહુ ઉસકેરાયું. વાઘની પાછળ ઝંપલાવા માડ્યું પણ તેના અંગ રક્ષકોએ તેને અટકાવ્યો. વાઘ બહુ જબરો હતો તેને બાપે માર્યો તે દેખી તેના મનમાં પરાક્રમનો ફણગો ફૂટો. ઉમરે આવે તેને પોતાની સાથે યુદ્ધે લઈ જવાનું કરણને ઘણું મન હતું. પણ તે દિવસે તે બાપડે દીઠા નહિ. એજ વરસમાં તેનો કાળ થયો.

કુંવરને કેળવણી આપવાનું ભારે કામ હવે એકલી મીનલદેવીને શીર પડ્યું, ને તે તેણે યથા યોગ્ય બજાવ્યું. થોડાક વખત સુધી રાજકાજ મયત રાજાના મામા મદનપાળે સિધરાજને નામે ચલાવ્યું, પણ તેની વર્ત્તણુક સારી નહતી તેથી ટંટો ઉઠ્યો તેમાં તે માર્યો ગયો. હવે મીનલદેવીને હાથ રાજકારભાર આવ્યો. તે ચતુર દ્રઢ અને ઉદારમનની હતી. તેની ચતુરાઈ પ્રથમ મંત્રીઓ રાખવામાં જણાઈ. સાન્તુ, મુંજાલ, અને ઉદા નામે ત્રણ વાણીઆને તેમના ગુણ પ્રમાણે કારભાર સોંપ્યો. તેમના ઠરાવ બહાલ રાખવાનું, અને તેમના ફેસલાથી ના રાજી થઈ જે ફરીઆદ કરે તે ફરીઆદ સાંભળવાનું કામ દેવીએ પોતાને હાથ રાખ્યું તથા સામાન્ય દેખરેખ રાખવાનું કામ પોતાને હાથ રાખ્યું.

સિધરાજને ભણાવ્યાનું કામ સહેલું હતું કેમકે તે બુદ્ધિવાન અને ઉદ્યોગી હતો. લક્ષ દઈ પાઠ તૈયાર કરતો. સ્વભાવે ઉમંગી હતો. જે કામ કરવા ધારે તે ઉમંગથી કરે. મોટો થતો ગયો તેમ વિદ્યાપર તેનો પ્રેમ વધતો ગયો. વિદ્યાભ્યાસની જોડે તેના અંગને કસવાનું કામ તેની માએ વિસાર્યું નહિ. અંગબળવિના પુરૂષાર્થ થાય નહિ. અંગબળ વધે ને તેની જોડે હિંમતવાન થાય એવી રમતો, કસરતો, શીકાર વગેરે ખેલોમાં તેને સામીલ કરતી. છીક ખાય કે ઠોકર વાગે એટલે ખમાખમા કરી તેને બાયલો બનાવ્યો નહિ. ખવાસોનો સંગ થવા ન દેતાં

ક્ષત્રીઓની સોબતમાં તેને રાખતી. ભૂગોળ વિદ્યા, ઇતિહાસ, જેયશિખર, વનરાજ, મૂળરાજાદિ પૂર્વજોના પરાક્રમની વાતો વંચાવી થોડે થોડે રાજકાજથી માહિતગાર કરતી. રાજા પ્રજાના સંબંધ, અને રાજાનાં કરતવ્ય કર્મ શાં, પ્રજા પાસેથી લીધેલા કર વેરાના દ્રવ્યનો સારો ઉપયોગ કેમ કરવો, ધર્મશાસ્ત્રમાં રાજાના ધર્મ ક્યા કહ્યાછે તે વગેરે રાજકાજને ઉપયોગી બાબતોપર પ્રસંગોપાત તેની જોડે વાત કરતી. લોકોપયોગી સરોવરાદિ બાંધકામ કરવાની કરણને અને મીનલદેવીને ઘણી હોંસ હતી. માબાપનું દેખી તે પુત્રમાં જાગત થઈ.

સિધરાજ પંદર વરસનો થયા પછી મીનલદેવી તેને લેઇને સ્વરાજ્યમાં ફરવા નીકળી. તેણે પોતાની પાસે નોંધ પોથી રાખી હતી અને એક સિધરાજ પાસે રખાવો હતો. નવાઈનું, કે અગત્યનું, કે સંભારી રાખવા જોગ જણાય તે તેમાં નોંધતી અને સિધરાજકને નોંધાવતી.

પ્રથમ ઉત્તર ભણી ગયાં. ગૂર્જર રાજ્યની મર્યાદા ઉતરે આબુ સુધી એ વેળા હતી. આબુનો મુલક ખાલસા નહતો. ત્યાં જે માંડળિક રાજાનો અમલ હતો તે ગૂર્જરેશ્વરને ખંડણી ભરતો અને ત્રણસે ઘોડા અને હજાર પાયદલથી નોકરી કરતો. ગૂર્જરરાયને તેડવાને તે વડનગર સુધી સામો આવ્યો હતો. અહિં દાંતાનો ખંડીઓ રાજા પણ હાજર હતો. વડનગરમાં હાટકેશ્વરના દર્શણ સિધરાજને કરાવ્યાં. નાગર બ્રાહ્મણોએ તેને આશીરવાદ દીધા પણ દક્ષણા લાધી નહિ. મીનલદેવીએ ભંડારો કર્યો તેવારે જમવાને ગૃહસ્થ અને વેદીઆ સકુટુંબ આવ્યા. એ કાળે એ નગરમાં મુખ્ય વસ્તી નાગરની હતી. તેઓમાં ગૃહસ્થો ઘણું કરીને નાના મોટા દેસાઈ હતા; કેટલાક મોટા જાગીરદાર હતા, અને અને ઘણાક રાજ્ય સેવા કરતા. મોટા જાગીરદારોને જાગીરના પ્રમાણમાં ફોજ રાખી ગૂર્જરેશ્વર જોડે યુદ્ધે ચડવું પડતું. તેમની સેનામાં માત્ર ઘોડેશ્વાર હતા અને તે બધા નાગર હતા. એ વેળા નાગરના છ વિભાગ થયા નહતા. એ જાગીરદારોએ સિધરાજની પધરામણી પોતપોતાને ઘેર કરીને ધારા પ્રમાણે ભેટ આપી. એ કાળે લાજ કાઢી મોઢા ઢાંકવાનો અને ભાયડા દેખી ભરાઈ જવાનો જૂઠો ઢોંગ કરવાનો ચાલ નહતો. મીનલદેવી અને સિધરાજ નાગરોને ઘેર ગયાં અને નાગરો અને તેમની નારીઓ રાજા અને માજીરાજને મળવા ગયાં તેવારે સિધરાજ તેમની ચતુરાઈ, તેમનું જ્ઞાન, અને ખુબસુરતી જોઇ રાજી થયો. હાલની પેઠે એ કાળે પણ રાજકાજ કરવાને નાગરો પોતાની વિદ્યાવડે, ને આવડત વડે યોગ્ય હતા; વળી તે ઉપરાંત તેઓ ભરોસો રાખવા જોગ હતા. તેમના સદગુણ વખાણાતા. તેઓ સાચા બોલા ને પ્રમાણિક હતા. રાજ ઉપજમાંથી ચોરી ખાતા નહિ અને કાવતરા કરી ધન કમાતા નહિ.

ધનવાન કરતાં પ્રમાણિકને વધારે માન હતુ. તેઓ આખા દેશમાં એ ગુણોને માટે પંકાતા. તેમની સ્ત્રીઓ ભણેલી, સુઘડ, સદ્‌ગુણી અને શાણી હતી. તેમનાં અંગ, તેમનાં વસ્ત્ર, અને તેમનાં ઘર ચોખ્ખાં રાખવા સંબંધી મયલદેવીએ તેમનાં વખાણ સિધરાજ આગળ કર્યાં. નાગરી નાત પતિવ્રતા નારીઓને માટે પ્રખ્યાત હતી.

વડનગરથી દાંતે ગયા અને દાંતેથી આરાસુર ડુંગરપર ચડયા. પર્વતોનાં નામ ભૂગોળ વિદ્યામાં વાંચેલાં અને નકશામાં આકાર જોયલા પરંતુ પ્રત્યક્ષ પરવત જોયલો નહિ તેથી સિધરાજ મોટા હર્ષથી ડુંગરપર ચડયો. ત્યાંની વાંસ ની ઝાડીઓ, અનેક જાતનાં વૃક્ષો અને ભિન્ન ભિન્ન ઉંચા નીચા દેખાવ જોઇ તેનું મન પ્રફૂલિત થયું. તેણે વિચાર્યું કે આ નાના ડુંગરપર આવી મઝા છેતો હિમાલય જેવા મોટા પર્વતોઉપર કેટલી બધી વધારે હશે! તેની મા કેહે આબુ જોઈ કુંવર વધારે આનંદ પામશે. ત્રણ દહાડા રહી બધે ફરી વળ્યા. આરસની ખાણો જોઈ, ગુફા જોઈ, સરસવતીનું મૂળ જોયું, પત્થરા, ફૂલ, ફળ, અને પાંદડાના નમુના એકઠા કરી જોડે લીધા. અંબા ભવાનીનાં દર્શણ કરી પાછા દાંતે આવ્યાં ને ત્યાંથી આબુ ગયાં.

આબુની તળેટીએ પાછલે પોહોરે ચાર ઘડી દહાડો રહ્યો હતો તેવારે જઈ પોહોંચ્યાં. મુકામે ઉતરી ખાવું ખાઈ પાણી પી તાજા થઇને સિધરાજ ચાર સ્વારને જોડે લઈ તલેટી જોવા નીકળ્યો. છાવણીથી થોડે છેટે ગયા ત્યાં એક ઊંટ બેઠું હતું. એ ઊંટની પુંછડી ભણીના પીઠે મોટું ગાબડું પડ્યું હતું ને તેમાંથી મસ લોહી વેહેતું હતું; તેના પગઆગળ લોહીનો ખાડો ભરાયો હતો. સિધરાજ તે જોવા ઉભા. ઊંટના સારવાને કહ્યું "હું એને ચારવા લઈ ગયો હતો. ત્યાં રોટલો ખાઉછું તેવામાં એ ચરતું ચરતું જંગલમાં એટલે દુર ગયું કે મારી નજરે પડ્યું નહિ. કેટલીકવારે દોડતું અને બરાડતું પાછું આવતું મેં જોયું. તેના વાંસાપર ચિત્રો ચડી બેઠેલો અને તેનું માંસ ચીરતો મેં દીઠો. બીકથી મેં મોટી કીકીઆરી પાડી એટલે વાઘ કુદી નાઠો. વરસ દોડ વરસનું બચ્ચું હોય તેવડો જણાતો હતો."

જે પગથીએ ઉંટ પાછું આવ્યું તેપર તેના લોહીઆળા પગલાં પડ્યાં હતાં. એ એંધાણીએ રાજા અને તેના સાથી વાઘના બચ્ચાંની ખોળ કરતા વનમાં ગયા. ઘણે દૂર ગયા પણ વાઘ જણાયો નહિ. સવારો કેહે પાછા ફરીએ સાંજ પડવા આવીછે તેથી વધારે વાર થશે તો માતાજી ખીજશે. પરંતુ

સિધરાજનું મન વાઘનું બચ્ચું જોવાને અને બને તો તેને ઝાલવાને કે મારવાને ઉસકેરાયલું હતું તે માને નહિ. સવારો તેને સમજાવેછે એવામાં લોહીથી ખરડાયલા મોહવાળું વાઘનું બચ્ચું દૂર નજરે પડ્યું. તેની પાસે તેની મા ઉભી હતી તેને જોઇ બાળ રાજા અને તેના સાથી અટક્યા. ઘોડાને વાઘની ગંધ આવ્યાથી તેઓ પાછા ફરી નાસવા લાગ્યા. અર્ધા ગાઉ દોડ્યા કેડે કેટલીક મેહેનતે તેમને ઉભા રાખ્યા, ને બાળરાજા તથા તેના ત્રણસાથી ઘોડેથી ઉતરી પાસે ઊંચું ઝાડ હતું તે ઉપર ચઢ્યા. ચોથો સ્વાર ઘોડા સંભાળવાને નીચે ઉભો.

ઝાડની ટોચે ચઢીને જુવેછે તો વાઘેણથી થોડે છેટે બે મોટા વાઘ એક એક ઉપર ઘુરકતા હતા. તેઓ વાઘેણના વર થવાને વઢતા હોય એવું ભાસ્યું. થોડા પળમાં તેઓ એક એકપર ધસ્યા, ને બરાડા તો એવા મોટા પાડ્યા કે તેથી આખું વન ભયભિત થયું. રાજાની છાતી ધડકવા લાગી. કાચોપોચો હોયતો એ વેળા ઝાડેથી પડી જાય. હેઠળ ઉભેલા ઘોડા ચમકી નાઠા, ને તેમને સંભાળવાને મૂકેલો સવાર તેમની પાછળ ધાયો. સિધરાજે હિમ્મત ધરી પોતાના અનુચરોને કહ્યું કે જે બનેતે ખરૂં પણ આ કેસરી જુદ્ધ પુરૂં થયા વિના હું ઝાડેથી ઉતરવાનો નથી. ચારે જણા તે ભયંકર દેખાવ જોવા લાગ્યા. ક્ષણ વારમાં બેઉ વાઘના અંગમાંથી લોહી વેહેવા માંડ્યું. વિકરાળ દાંત અને તીંણા વાંકા નખ વતે તેઓ એક એકનાં શરીર ચીરવા લાગ્યા. મોટી ગરજના કરતા જાય. એક નીચો પડે કે બીજો તેનો ટોટો ઝાલી તેમાં દાંત ભોંકે. નીચે પડેલો જોર કરી ઉપર આવે ને તેના શત્રુને ઢોળી પાડે, કરડે ને નખે ચામડી ફાડી માંસને ચીરે. બેઉ લોહીલોહાણ થઈ ગયા. કોની તાકાદ કે તેમને છુટા પાડે. અંતે એક નીચે ચત્તો પડ્યો ને તેના ઉપર બીજાએ ચડી તેનું ગળું ચીરી તેનો પ્રાણ લીધો. થોડી વારમાં ચકરી ખાઈ તે પણ ભોંય પડ્યો. મોટા ઘા તેના અંગમાં ને ગળામાં થયા ને તેની એક આંખ ફૂટી ગઈ. બધા જખમોમાંથી ખુન એટલું વહ્યું કે તે નિર્બળ થઈ નીચે પડી મરણ પામ્યો. પેલી વાઘેણ બંને યારોના મડદાંને શોકાતુર મુખે ચાટવા લાગી.

અનુચરોએ ના કહ્યા છતાં બાળરાજા વૃક્ષપરથી નીચે ઉતર્યો. તેની પાછળ તેઓ પણ ઉતર્યા. રાજાએ વાઘેણના બચ્ચાપર તીર તાકીને ફેંક્યું. બાળકેસરીએ તેના ઉપર ફાળ કરી. બાળરાજાએ તે ફાળ પોતાના ભાલા ઉપર ઝીલી તેને નીચે નાંખ્યો ને તરવારને એક ઝટકે તેનો શીર છેદ કર્યો. હવે બારીક વખત છે એ જાણી તેના સાથીઓ ચેતીને સજ થઇ ઉભા. ઘણું

કરીને વાઘ અંતરાયા વના લડવા ઉભા રેહેતા નથી, પણ જ્યારે વાઘેણના બાળકને કોઇ ઝાલેછે કે મારેછે ત્યારે તે કદી નાસતી નથી. ગમે એટલા શિકારી સામા હોય ને ગમે એવું ભય હોય તોએ તે તત્કાળ ઝંપલાવેછે. પોતાના બચ્યાની બુમ સાંભળી તેની વારે ધાઇ. તેના આવતા પેહેલાં તે મરી ગયું. તેનું મડદું જોઇ માહા કોપાયમાન થઈ એકજ છલંગે સિધરાજ ઉભો હતો ત્યાં આવી પડી. ત્યાંથી તુરત ખસી રાજાએ તેની તલપ ચુકાવી. વાઘેણે બીજી ફાળ મારી. રાજાનો એક જબરો જુવાન સાથી તત્કાળ વચમાં ન ધસ્યો હોતતો એ વેળા વાઘેણ તેનો જીવ લેત. વાઘેણનું વિકરાળ રૂપ જોઇ બાળરાજા ક્ષણવાર ડરી ગયો, પણ ઝટ પાછો જાગરૂત થઈ પોતાને ઉગારનારની મદદે ધાયો. તે જુવાને વાઘેણ ઉપર ઘા કર્યા, પણ તે એવી જબરી હતીકે ઝખમની દરકાર ન કરતાં એવા બળથી પંજા વડે થપડ મારી કે તે નીચે પડ્યો. વાઘેણે તેની છાતીપર ચઢી તેનું મોડું કરડ્યું, ને નખ વડે પેટ ચીર્યું. સિધરાજ અને બીજા બે સાથી મદદે આવ્યા. ન આવ્યા હોતતો તેના પછી તેમનો વારો આવત; ખીજવાયેલી વાઘેણ તેમને છોડત નહિ. પડેલા ગરાસીએ બળ કરી પોતાની કટાર વાઘેણના પેટમાં ખોસી. સિધરાજે તેના પીઠમાં બરછી ભોકી, ને બીજા બેએ તરવારને ઝટકે તેનું માથું વાઢ્યું. વાઘેણ પડી તેવેળા તેણે પાડેલો રજપૂત જીવતો હતો પણ ઉઠવાની કે બોલવાની શક્તિ તેનામાં રહી નહિ. તેના ચિરાએલા પેટમાંથી આંતરડા બાહાર નીકલ્યાં હતાં ને તેને શ્વાસો શ્વાસ ચાલતો હતો. થોડીવારમાં તેનો પ્રાણ ગયો. સુકી ડાળીઓ, પાંદડાં, ઘાસાદી આણી ચકમકે દેવતા પાડી તેને બાળી રાજા અને તેના સાથી પાછા ફર્યા. એ વેળા રાત પડી હતી અને કૃષ્ણ પક્ષ હોવાથી ઝાડીમાં ઘોર અંધારૂં થયું. જે વાટે આવ્યા તે જડી નહિ. આડી વાટે ચડવાથી જેમ વધારે ચાલ્યા તેમ મુકામથી વધારે દૂર ગયા.

સાંજ પડીછે, અંધારૂં થવા આવ્યુંછે ને કુંવર પાછા અવ્યા નહિ તેથી *મયણલ દેવી ચિન્તા કરતી તેની વાટ જોયછે. એવામાં સમાચાર આવ્યાકે સિધરાજનો ઘોડો અને તેની જોડે ગયલા સ્વારમાંના ત્રણના ઘોડા તે ઉપર બેસનાર વિના દોડતા પાછા આવ્યા. માના પેટમાં એ સાંભળી ફાળ પડી. સિધરાજના અશ્વને પોતાના તંબુ આગળ નજરે જોવાને મંગાવ્યો. ઘોડાને જોઇ દેવીને ખાતરી થઇ કે રેવંત કુંવર વિના આવ્યોછે. તેના જીવને આ-

*મીનલદેવી આગળ લખી ગયા તે ખોટુંછે. મયણલ દેવી જોઇએ માટે અહિંથી સુધાર્યુંછે.

ફળ વિકળ થઇ. કુંવરનું શું થયું હશે તે વિશે અનેક કલ્પના કરે. તેની આંખો-માંથી દડ દડ આંસુ પડે. પોતાના અને આબુરાયના સ્વારોને કુંવરની શોધ કરવાને દોડાવ્યા. જંગલમાં ફરનારા ભૂમીઆને તેડાવી મોટા ઇનામની લાલચ આપી સિધરાજની ખોળ કરવાને મોકલ્યા. નાસતા ઘોડા પાછળ સાંજ પડતાં સુધી દોડી પેલો સવાર રાજા ઝાડે ચડ્યો હતો ત્યાં આવવાને પાછો ફર્યો. તેમને શોધતો આગળ ચાલ્યો. વાઘની ગંધ આવે તેથી ઘોડો તે દિશામાં જાય નહિ, ત્યારે તેણે વિચાર્યું કે આડો ફરીને જાઉં. ત્રાંસે માર્ગે તે હિંડ્યો. ચાલતાં ચાલતાં પોહોર રાતે ભાવડાંનાં ઝુંપડાં તેણે ભાળ્યાં. ત્યાં રાજાની ભાળ લાગી નહિ, ને ભાવડાંએ કહ્યું કે અંધારામાં આગળ જશો તો નક્કી જીવ ખોશો. સ્વાર લાચાર થઇ વસ્તી ભણી વળ્યો ને મધરાતે મુકામે આવ્યો. રાજમાતાની કને જઇ રડી પડ્યો. મંત્રીએ તેને ધીરો પાડી બધી વાત માંડીને કેહેવાનું કહ્યું. જખમાયલું ઊટ જોયું ને વાઘની પાછળ જવાને રાજા અને ત્રણ સ્વાર ઘોડેથી ઉતરી ગયા; ઘોડા નાઠા, ને પંડે કરેલી શોધનો હેવાલ કહીને માથું કુટવા લાગ્યો. એ વેળા જંગલમાં ખોળ કરવા ગયલાં આદમીઓમાંના બેએ પાછા આવી દેવીને ખબર કરી કે અમે એક ઠેકાણે મોટી ભયંકર વાઘેણ અને તેના બચ્ચાને તરતનાં મારેલા દીઠાં. બનેના ઘા તાજા હતા, અને તેમનાં અંગ પુરાં તાઢાં પડ્યાં નહતા. કોઇએ તેમનો શીકાર પહોર દોઢ પહોરપર કર્યો હશે એમ જણાયછે. વળી ત્યાં માણસની ચિતા બળતી હતી. મડદાને સળગાવીને તેના સાથી જતા રહ્યા હશે એવું જણાયાથી તેમને પગલે મસાલો લેઇ બીજા આદમીને મોકલ્યાછે ને આ સમાચાર આપને કહેવાને આવ્યા છીએ. મડદું પુરૂં બળી ગયું નથી પણ ઓળખાય તેવી હાલતમાં નથી. માથાની ખોપરી અને મોડું બળી ગયાંછે, ચામડી બળી ગઇછે, ને હાથ પગ છુટા પડી ચિતાના અંગારામાં બળેછે.

ઉપલો હેવાલ સાંભળી રાજમાતા અવાચક થઇને ધરણીએ ઢળ્યાં. તેમણે ધાર્યું કે વાઘેણે કુંવરને હણ્યો અને તેના સાથી તેના મડદાને ચિતામાં સળગાવી શરમથી કે સજાની બીકથી નાશી ગયા. આ કલ્પના તેના મનમાં ઉઠવાથી અને ડસવાથી અતિ શોકે તેની છાતીએ ડચૂરો આવ્યો તેથી કેટલીક વાર બોલી કે રડી શકાયું નહિ. સખીઓએ મુખઉપર તાઢું પાણી છાંટી વાયરો નાખ્યો ને છાતીએ ઘી ચોળ્યું. કેટલીક વારે દેવી જાગ્રત થઇને રોવા લાગ્યાં. સિધરાજ ખોવાયાની ખબર જાણી આબુના રાજાની રાણી તેને ધીરજ દેવાને આવી હતી તેણે કહ્યું કે બાઈ શીદને રડોછો થોડી વારમાં કુમાર પ-

ધારશે. મયણુલદેવી પોતાના મનની શંકા કેહેવા લાગી. કહેતાં જીભ ઉપડે નહિ ને આંસુની ધારા વહી જાય. એ જોઈ આબુ રાણીની છાતી ભરાઈ આવી ને તે પણ રડવા લાગી; લુંડીઓ વિલાપ કરવા લાગી. રે કુંવર રસોઈ તૈયાર થઇ છે! તમારા વિના કોણ જમશે! વહેલા આવો કુંવર રસોઈ તાઢી પડેછે! દેવી રડતી બોલેછે કે "ફરવા નિસર્યા તેવારે હું જાણતી નહતી કે મારે શીર કાળ ભમે છે, મારા લાડકા કુંવરને ઝડપવાને આવ્યો છે! મારા વાહાલા કુંવરને લઈ જવા તું કયાંથી આવ્યોરે ભુંડા કાળ. રે ભુંડી વાધેણ તેં, મારા એકના એક કુમારને હણ્યો! રે! મારૂં તો સત્યાનાશ ગયું! હું નસંતાન થઇ! ઓ દીકરા વેહેલો આવ! તારી બાનો જીવ તારાવિના રેહેવાનો નથી. જેમ જળ વિના માછલી તેમ પુત્રવિના માડી છે. રે મારી આંખની કીકી, મારા અમૂલ્ય રત્ન, મારા એકના એક દીકરા તું ક્યાં ગયો! કુંવર, તમારાવિના તમારા પ્રતાપિ પિતાની ગાદી સુની પડશે. અંધારી રાતે અજાણ્યા જંગલમાં કેમ રેહેવાશે બેટા! તમારી મા તમારી વાટ જુવેછે કુંવર! તમારાવિના તમારી ગુર્જરી પ્રજાને કોણ પાળશે! વહેલા આવો તમારી બાનો જીવ બચાવો. એ રણ મહા વિકટ છે. માણસને ગળી જાય અને ઘોડાને કચડી મારી ખાઈ જાય એવા મોટા અજગર વસેછે. ત્યાં ઝેરી સાપ અને કાળા નાગ વસેછે. જેની ફુંકે માણસના પ્રાણ જાય; જેના વિખથી માણસનો જીવ તત્કાળ જાય એવા સાપ જે વનમાં દોડેછે ત્યાં તમે શાને ગુસ્યારે મારા કાળજાં! જ્યાં એવા વિછુ અને ચાકળ ફરેછે કે જેને દંખે તે તુરત મડદું થઈ નીચે પડે. જ્યાં વિકરાળ વાઘ અને ભયંકર સાવજ વસેછે તેવા વનમાં રાત કેમ રેહેવાશે મારા કુંવર! તમારી માડીના પ્રાણ જાયછે કુંવર વહેલા આવો! વહેલા પાછા ફરો! મારૂં કરમ ફુટ્યુંરે પ્રભુ! હું અભાગ્યણી પહેલી ક્યાં ન મુઇ"!! એમ રડેછે તેથી માજીના જીવને ઘણી અકળામણ થાયછે; તે અને તેની સાથેની સર્વ સ્ત્રીઓ આંસુપાત કરેછે. તેવામાં વૃદ્ધ રાજગુરૂ આવ્યા. એ જ્ઞાની પુરૂષ અને ઇશ્વરભક્ત હતા. રાજમાતાની તેના ઉપર ઘણી આસ્થા હતી. તેણે કહ્યું બાઈ ધીરાં પડો. માજી શાંત થાઓ. આટલાં બધાં આસ્તિક છતાં આ વેળા તમારી શ્રદ્ધા વિશ્વેસ્વરપરથી કેમ ઉઠી ગઇ! જેણે કુંવર આપ્યો છે તે તેનું રક્ષણ કરશે. ઇશ્વરી ઇચ્છા હશે તે થશે. આ વેળા તો પ્રભુનું સ્મરણ કરો;જગંનાથની પ્રાર્થના કરો; તેનું વંદન કરી તેની સાહે માગો. એ સાંભળી દેવી ગંભીર થયાં. બીજી નારાઓને રડતી રાખીને પ્રાર્થના કરવા માંડી. "હે પ્રભુ! હે પ્રાણનાથ! આ વેળા મારી વારે ચડનાર તારા વિના બીજું

કોઈ નથી. બીજા કોની સાહે માગું! હે વિશ્વાધિપતિ કૃપા કરીને કુંવરને ઉગારો. કુંવરની વહારે ધાઓ! હે કરૂણા સાગર ભગવાન! પુત્રનો આપનાર તુંછું પાળનાર તુંછું અને ઉગારનાર તુંછું. સંકટ સમયે સાહે કરનાર તારાવિના બીજો કોઈ નથી.

शरणे आवी हुं तारे नाथ; कृपा करीने साहो हाथ. १
दीन दयाळ छो तमे देवा; करूं नित्य तमारी सेवा. २
पुत्र आप्यो आपे कृपा करी; अेने उगारो हवे हरि. ३
हुंछुं अनाथ अबळा नारी; दया मागुं देवा तारी. ४
वेहेला वारे चडजो प्रभु; दया निधि छो तमे विभु. ५
वेहेला वारे चडजो नाथ; साहो बाळानो तमे हाथ. ६
वेहेला वारे चडो तमे पति; बीजो आशरो अेने नथी. ७
वेहेला वारे चडो विश्वपाळ; मात तात छो दयाळ. ८
धाओ दया आणी तमे उर, वसे वनमां पशु क्रूर. ९
दया दान मागुं तुज पास; नवकरो मने निराश. १०
पिडा पुत्र विजोगनी भारे; तुजविना कोण उगारे. ११
जळविना मरे मछ जेम; पुत्रविना मरे माडी तेम. १२
हुंतो दोहले दीकरो पामी; करोरक्षा अेनी तमे स्वामी. १३
पड्युं रंकने हाथ रतन; विश्वपाळ करो जतन. १४
रायरंकना प्रतिपाळ; कृपा करी उगारो बाळ. १५
प्राणी मात्रना प्रतिपाळ; शीघ्रे साहे करो कृपाळ. १६
कोटी ब्रह्मांडना तमे नाथ; प्राणजीवन साहो हाथ. १७
दीनदासी हुं जोडुं हाथ; दया करो दीनानाथ. १८
इच्छा हशे तारी ते थशे; मारूं धार्युं व्यर्थ जशे. १९
साची श्रद्धा छे प्रभु मारी; मानुं आज्ञा हेते हरि तारी. २०

હે પરમ કૃપાળુ પ્રભુ! હે કરૂણાસાગર, દયાળુ દેવ! મારી પ્રાર્થના સાંભળો, મારી નમ્રવિનંતી લક્ષમાં લો, અમે તારા છોરૂ છીએ. છોરૂ માબા-

પની સાહે માગે, બીજા કોની માગે ? અમારો પિતા તુંછું, અમારી માતા તુંછું. હે વિશ્વેશ્વર જે તને ગમશે તેજ થશે, ને તેમાં હું સંતોષ માનીશ પણ મારી ઇચ્છા તને જણાવી મનુષ ધર્મ કરૂંછું. જે તને રૂડું લાગે તે કરજે. દીકરાની મા દીકરાના વિજોગથી પરિતાપ પામે તેની શાંતી કરવી તારે હાથછે"

એમ રાજમાતા ખેદ અને ઈશ્વર પ્રાર્થના કરેછે. ગુરૂ તે કરવા લાગે છે અને ધીરજ દેછે. મંત્રી વખતે વખતે સમાચાર લાવેછે, અને કુંવર કુશળછે એવી આશા આપેછે. એમ રાત વીતી ગઈ. આખી છાવણી ચિંતાતુર થઈ શોક કરેછે. કોઇને ઉંઘ આવતી નથી. સર્વે બાળરાજાની રાહ જુવે છે ને ઈશ્વર પાસે માગેછે કે તેને કુશળ રાખે.

જંગલમાં સિધરાજ અને તેના બે સાથી આડે રસ્તે ચડી ભૂલા પડ્યા. જેમ આગળ ચાલે તેમ ઉતારાથી વધારે દૂર જતા જાય. અંધારી રાતે મારગ પુરો સુઝે નહિ. જંગલી પશુના પોકાર ચોતરફ સંભળાય. કોઈ ઠેકાણે મોટા અજગર ફુંફાડા મારે છે, કોઈ જગાએ મોટા સાપ સરરર કરી દોડી જાય છે. કોઇ જગાએ ખાડા આવે, કોઈ ઠેકાણે ટેકરા આવે; ગાઢી ઝાડી, વહેળા, અને કોતરો આવે. જ્યાં આછી ઝાડી હોય ત્યાં જરા વાર ઉભા રહી દમ ખાય. અંધારી રાતે આવા સ્થળમાં હિમ્મત રાખવી કઠણ છે. સિધરાજ નાની ઉમરનો છતાં હિંમત હાર્યો નહિ. પરંતુ પોતાની ધાસ્તી ભરેલી અવસ્થાની જોડે માની ચિન્તા મનમાં ઉઠે. તે ભારે ખેદ કરતી હશે; તે ટળવળી મરશે. એમ માને માટે ફીકર કરતો હિંડે છે, એવામાં ઝાડ ખખડ્યાં ને ભારે કડાકો થયો. વીજળીના જેવા ચમકાટની જોડે મોટો અગ્નિનો ગોળો તેમનાથી થોડો છેટે આવી પડ્યો. સિધરાજ ને તેના ત્રણે સાથી ભય પામી બીજી દિસાએ વળ્યા. એ જગા એવી હતી કે આકાશના તારા ભાગ્યેદેખાય. વળી ધડાકો થયો ને ઉંચા ઝાડને મથાળે થઈ અંગારા જતા હોય તેવું દીસવા લાગ્યું. થોડી વારમાં જોયછે તો કાંઈ મળે નહિ! ઝાડીમાંથી નીકળી મેદાનમાં આવ્યા એટલે સામે કાંઈ ઝાંખી ધોળી વસ્તુ વેગળે જોવામાં આવી. તે લાંબી થાય, ટુંકી થાય, ને નીચે પડે. નીચે પડે એટલે કાળા દાંડા જેવી દેખાય. દેખાતી બંધ થાય; વળી પાછી નજરે પડે. જમણે હાથે ફરીને જુવેછે તો વાંસ જેવડો ઉંચો આદમી એક પગે ને બે હાથ, વામ ભરતો હોય તેમ, પોળા કરી ઘણે છેટે સ્થિર ઉભેલો દીઠો. બે પગ જાણે એક થઈ ગયા હોય તેવા જણાતા હતા. નાક કાનનો આકાર જણાતો નહોતો, માત્ર માથાનો ઘાટ ઝાંખો દીસતો હતો. ડાબે હાથે એક ભડકું દીઠું. તેનો રંગ આગીઆના અજવાળા જેવો હતો. તે ઉંચે

ચડયું ને અલોપ થઈ ગયું. વળી તેજ ઠામે ચાર પાંચ તેવાંજ ભડકાં થયાં, ને અલોપ થઈ ગયાં. વળી બીજાં થયાં ને અલોપ થઈ ગયાં. આ દેખાવથી ત્રણેની છાતી ધડકવા લાગી. ત્યાંથી પાછા વળી બીજી દિશાએ ચાલ્યા. બાળ રાજાના બે સાથી તેનું જતન પોતાના જીવથી વધારે કરે. ઉઘાડી તરવારે એક તેની આગળ અને એક તેની પાછળ હિંડે. બાળરાજા પણ નાગી તરવાર સહિત ચાલે.

ચાલતાં ચાલતાં એક ગુફા આવી. ત્યાં એક વાઘેણ અને તેનાં બે બચ્ચાં પડેલાં દીઠાં. સિધરાજ કહે હવે થાક્યા છીએ અને શિકારથી હાલતો ધરાયોછું માટે બીજે માર્ગે ચાલો. તેઓ વળ્યા એવામાં તે ગુફામાંથી એક દિગમ્બરી જતી નીકળી બોલ્યો—"આ બીચારાં ભૂખે મરવાનાં! સવાર સુધી એમને ખાવાનું નહિ મળે તો મા અને તેના બંને બાળકના પ્રાણ જશે! મારી પાસે એમને જમાડવાને કાંઈ નથી. માત્ર મારા માંસથી અને રૂધીરથી એમના પ્રાણ ઉગારી શકું. એમનામાં ઉઠવા જેટલું પણ કૌવત નથી. ઘણી લાંઘણો એમને થયલી જણાય છે. ભૂખે મરતાં બાળકને વાઘણ કેવી ચાટેછે ને દયામણી દેખાયછે! દયા કરી જીવ ઉગારવા એ મારો મુખ્ય ધર્મછે. આ દેહે વડે ત્રણ જીવ ઉગરે તો મોટું પુણ્યનું કામ થાય. મહાન શાક્ય મુનીએ એ પ્રમાણે કર્યું હતું તો હું શા વાસ્તે એમ ન કરૂં? આ ગંદી કાયા શા કામનીછે! અબઘડી હું એનું સાર્થક કરીશ." એમબોલી તે વાઘેણના મોડા આગળ જઈ પડ્યો. વાઘેણે તેને ફાડી ખાધો ને પોતાના બચ્ચાંને તેના લોહી અને માંસનું ભોજન કરી સંતોષ્યાં. સાધુના બોલ સાંભળીને અને એ પ્રમાણે વાઘેણનો ભોગ થતો જોઇને સિધરાજ અચંબો પામ્યો. જે ભયંકર દેખાવોથી તે અને તેના સાથી ગભરાયા હતા તે ભૂલી જઈ આ બનાવમાં તેમનું ચિત્ત લાગ્યું. બાળ રાજા કહે વાઘ, સાવજાદિ ખુની જનાવરોને જીવાડવાને આવા મૂર્ખ જગતમાં ઘણા હોય તો હત્યારા પશુથી મનુષ્ય જાત નાશ પામે.

ભૂલા પડેલા વટેમાર્ગુ એ સાધુની ચાલ વિષે વાતો કરતા ચાલ્યા જાયછે એવામાં સામે ઘણે દૂર તાપણીનો ભડકો ભાળ્યો. એ જોઇને તેમને કાંઇક હિમત આવી. તાપણી ભણી હિડયા જાયછે એવામાં તે દેખાતો બંધ પડી ને વળી ગાઢી ઝાડી આવી. અંધારામાં પેસવાનું જોઇ ત્રણે જણ મુઝાવવા લાગ્યા. દિશા બદલવી કે તેજ દિશાએ જવું તેનો વિચાર પાઘડી ઉભા રહી કર્યો. ત્રણેની નજરમાં એજ દિશાએ જવું ઠીક લાગ્યું. છાતી કઠણ કરી ઝાડીમાં પેઠા.

ચાલતાં ચાલતાં અર્ધિ રાત થવા આવી તેવારે કોઇ ડુંગરની તળેટી આવી. એ આબુની પાછલી તળેટી છે એમ ધારી તે ઉપર તેઓ ચડ્યા. ઢાળને ટોચે પોહોંચ્યાં ત્યારે વિશાળ મેદાન નજરે પડ્યું. ઉભા રહી ચારે પાસે દ્રષ્ટી કરી જોતાં સામે ભડકો જોયો. તે ભડકા ભણી ચાલ્યા. ગાઉ દોઢેક હિંડ્યા એટલે તાપણીની નજીક આવી લાગ્યા.ત્યાં પાંચ છ બાવા બેઠા તાપતા હતા.

સિદ્ધરાજના એક સાથીએ સીતારામ બોલી નમસ્કાર કર્યો નેં કહ્યું બાવાજી અમે ભૂલા પડેલા વટેમાર્ગુ છીએ, કૃપા કરી અમને રાજ મંદિરની વાટ બતાવશો? એક બાવો બોલ્યો અહિં રાજ મંદિર નથી. આતો ગુસાઇનો ડુંગર છે ને આ મઠ રઘુનાથદાસજીનો છે. ગરાસીઓ કહે અમારે આબુ ઉપર જવુંછે તે કેટલે છેટે છે? બાવો કહે તેતો અહિંથી બહુ વેગળેછે. આ ડુંગરથી ઉતરી આથમણી દિશાએ સાત આઠ ગાઉ જઇએ ત્યારે આબુની તળેટી આવેછે. તેનો ઊંચો ઢાળ ચડી બે ગાઉ ચાલો ત્યારે રાજાનું મંદિર આવે. વચમાં માર્ગ ઘણો વિકટ છે ને રાત અંધારી, જન જનાવરનો ભો ઘણો છે. માટે આ વેળા તો તમે અહિં સુઇ રોહો, અહિં કાંઇ ડર નથી." ગરાસીઓ કહે અમે ડરીએ એવા નથી, પણ ભૂખ્યા છીએ તેથી ગામમાં જઇએતો અંન પામીએ.બાવો કહે આ રઘુનાથદાસજીનો ભંડાર ભરપૂર છે. અહિંથી કોઈ ભૂખ્યું તરસ્યું જતુ નથી.માલપૂડા ને દૂધપાક તૈયાર છે તે આરોગો ને સુખે સુવો. વાહાણેવાયે માર્ગ દેખાડવા અમારામાંથી કોઈ આવશે. સિદ્ધરાજે બાચારોએ હા કહી ને રાત વાસો ત્યાં રેહ્યા.

---

## પ્રકરણ ૨ જું. બાળચરિત્ર.

જયસિંહદેવ માને માટે ચિંતાતુર છતાં બહુ થાકેલો તેથી ઉંઘી ગયો. મળસ્કે ઉઠી ત્રણે જણા મહંતની પાસે ગયા. પાછલી રાતનો ઉઠી નાહી, છાપા ટીલાં કરી, તે માળા જપતો હતો. તેનું રૂપ જોઈ બાળરાજા વિસ્મે પામ્યો. તેની મોટી ધોળી દાઢી તેનાં ખોળામાં પથરાઈ રહી હતી. તેની ભમર ખીસકોલીની પુંછડી જેવી હતી, અને મૂછ દાઢીમાં ભળી ગઈ હતી, પગનો અંગુઠો માય એવડાં તેનાં નસકોરાં હતાં. ઉપલાં બે દાંત બાહાર આવી હોઠે

અડેલા હતા, પોહોળું કપાળ હતું, માથાની જટા અર્ધાએક વાંસ લાંબી હતી. માથેથી ઉતરી વાંસાપર થઈ બાંધે તેના પાટલાની આસપાસ તેનું કુંડાળું વાળેલું હતું. એ લાંબા ચોટલામાં તે નિત્ય રાખનું ખાતર પુરતો, અને માથે વીંટતો ત્યારે દોઢ બે હાથ ઉંચી શંકુ આકારની આમળાદાર ટોપી પહેરી હોય કે દોરડું વિંટ્યું હોય તેવું દેખાતું. તે અંગે ઉંચો, ભારે, ને કદાવર હતો. સાધારણ માણસના બે પગ માય એવડી તેના દરેક પગની પાવડી હતી, ને તેનો ખુંટો એક વેંતનો હતો. તેનું પેટ મોટા ગોળા જેવડું હતું. તેના હાથ,પગ, સાંથળ, વગેરે પેટના પ્રમાણમાં હતાં. તેની આંખો ઝીણી અને હાથ લાંબા હતા. તે સાંજ સવારે ૧૨ શેર દૂધ પીતો ને ૧૦ શેરનો મલીદો ખાતો, તે ઉપરાંત રોટલા ભાત દાળ જૂદાં. તેની ઘોર પા ગાઉ સંભળાતી. તેની ઉમર સવાસો વરસની હતી. એમાંનાં પચાસ વરસ તેણે એક આસને બેસી તપ કર્યું હતું ને હજી નિત્ય રામનામની સો માળા જપતો. પાછલે પોહોરે રોજ પાંચ ગાઉ ફરી આવતો. આબુ, શીરોઈ, વગેરેનાં રાજ્યોએ તેના ખરચને માટે ગામ આપ્યાં હતાં. તે હમેશ જંગલમાં રહેતો. કદી વસ્તીમાં જતો નહિ. તેની મોટી માનતા ચાલતી અને હજારો આદમી તેના દર્શણ કરવાને આવતાં. તેમની ભેટથી તેને સો રૂપીઆ સરાસરી નિત્ય મળતા. તેનું નામ રૂઘનાથદાસ હતું. તેના મુખ્ય ચેલા ૭ હતા—રામદાસ, જાનકીદાસ, શાંતિદાસ, ગોપાળદાસ, અચળદાસ, નિશ્ચળદાસ અને કીસનદાસ. એના મઠમાં બસે વેરાગી રહેતા તે બધું મઠનું કામ કાજ કરતા. વાળવું, પાણી ભરવું, વાસણ માંજવાં, લૂગડાં ધોવાં, રાંધવું, વગેરે સઘળું કામ તેઓ પોતપોતાની યોગ્યતા ને આવડત પ્રમાણે કરતા. એ બધા કામને રૂઘનાથજીની સેવા ગણતાં. કેટલાક તેને રામચંદ્રનો અવતાર માનતા ને કેટલાક તેને માત્ર મહાપુરૂષ ગણતા.

સિદ્ધરાજ કોણ છે તે જણાવ્યા પછી રૂઘનાથદાસે અને તેના સર્વ ચેલાએ તેને ઘણું માન આપ્યું. મહંતે કહ્યું—જમીને જાઓ. બાળરાજા કહે, મારી માનો પ્રાણ મારા ખોવાયાથી જવાની તૈયારીમાં હશે માટે મારે જેમ ઉતાવળે જવાય તેમ જવું જોઈએ. બાવાજી આજ્ઞા આપો કે જઈએ. રસ્તામાં શિરાવવાને લાડું, પુરી વગેરે પ્રસાદી આપી, અથાણું આપ્યું, પાણી ને માટે દોરી લોટો આપ્યાં ને ચાર બાવાને જોડે માર્ગ દેખાડવા તથા સહીસલામત ઉતારે પોહોંચડવા મોકલ્યા.

ડુંગરેથી ઉતરી આગળ ચાલ્યા એટલે ગાઢુ વન આવ્યું. માર્ગ કાપવો સહેલો પડે માટે એક બાવાએ રાજાને કેટલાંક ઝાડ ઓળખાવ્યાં, અને તેના

ગુણ કહ્યા. બીજાએ સગાળશાહ શેઠની *કહાણી કહી. વનમાંથી નીકળી, બાહાર પડ્યા એટલે બાળારાજાને શોધવા નીકળેલી ટોળીઓમાંની એક મળી. તમામ માણસો આનંદ પામી. "જયસિંહદેવ મહારાજની જે; ગુર્જરેશ્વર મહારાજની જે" એમ એકે સાદે બોલ્યા. એક સ્વારે ઉતરી રાજાને પોતાના ઘોડા ઉપર બેસાડ્યો ને એક સાંઘણી સવાર રાજમાતાને વધામણી કહેવા દોડ્યો.

છાવણીમાં સમાચાર પહોંચતાંવારને સર્વ અતિ હર્ષ પામી મહારાજ નો સત્કાર કરવાને બાહાર આવ્યા. મયણલ્લદેવી શોકમાં ગરક થઈ ગઈ હતી તે જાગરત થઇને વધામણી લાવનારને સોનાનાં કડાં પહેરાવ્યાં. દાસીઓ મંગળ ગીત ગાવા લાગી. થોડીવારમાં મહારાજની સવારી આવી પોહોંચી.

---

* એ કહાણીને હવણાના વખ્તમાં કોઇ રતનદાસ ભકતે દેશી ઢાળમાં નીચે પ્રમાણે જોડી છે—

હરિ ગુરૂ સંતને સમરીએ, ચોથા ગણપતી દેવ;
સમરીએ લક્ષ લાભ દીયે, પ્રથમ પેહેલી કરીએ સેવ. १
ગુણ ગાઈએ હરિ ભક્ત તણા, જેને સતે થંભ્યો અસમાન;
સત્ય વિના સાહેબ નહિ રીઝે, મરને વાંચે વેદ કુરાન. २
સગાળ શેઠને સંગાવતી, નીમધારી નર ને નાર;
સાધુ જમાડીને પછે જમે, એવો અવનશ ધર્મ અપાર. ३
એક સમે જ્યારે અટક પડી, મેઘ વરસ્યા ચોધાર;
અપવાસ થયા દિવસ આઠના, સત્ય નવ ચુકે શાહુકાર. ४
વરસી રહ્યાને રે વકીલ તેડાવ્યારે, દશો દશ દોડ્યારે જાય;
અભીયાગતિ વિના અંન નવ ખપે મારે, તેનો કરોનેરે વિચાર. ५
વાણોતર હાલ્યા એના ગોતવાને રે, જોયાં નગર હરિ દ્વારેરે;
તળાવની પાળે એક તપસ્વિ બેઠારે, શેઠને આપ્યા સમાચારેરે. ६
સત્યવાદીએ કાને સાંભળીને રે, દોડ્યા અણવાણે પાયે રે;
પરકમણા દઇનેરે પાય લાગ્યા રે, હઇડે તે હરખ ન માય રે. ७
દુરગંધ ચાલે ને ભૂતજ ભાગે, ને માખા મળ્યારે અનેક રે;
મન ન ડગેરે શેઠ તણું, ને એવી મોટાની છે ટેક રે. ८
શ્રીમંતે સાહેબને ઓળખ્યારે, એનો માનવી શું જાણે મર્મ રે;
ભોજલ્લો સ્વામી મારે ભૂવને પધાર્યા રે, રાખવા લાજ ને શર્મ રે. ९
ચરણ ધોઇને રે ચરણામત લીધાં, ને સીધાં સઘળાં કાજ રે;
કર જોડીને રે કહેવાને લાગ્યા તો, મંદિર પધારો મોરાર રે. १०

આપ્પી છાવણીમાં જેજેકાર થઈ રહ્યો. મયણલ્લદેવીનાં હરખનો પાર નહતો. કુંવરને કૂલ વધાવ્યો, તેના પગ દૂધે ધોયા, અને સુનૈયા, મોતી, તથા રત્નો ભરેલી થાળી તેને માથે ઉતારી ભાટ બ્રાહ્મણાદિક માગણોને તેમાંનું સર્વ આપી દીધું. સિદ્ધરાજને બચાવવાને જે જુવાને વાઘેણની તલાપ પોતા ઉપર લીધી હતી તેનાં બાયડી છોકરાંને જીવાઈ બાંધી આપી અને તેની સાથે જે બે શૂરવીર હતા તેમને નાયક બનાવ્યા. રૂઘનાથદાસના ચેલાને ધન આપી રાજી કર્યા. તે દિવસે છાવણીમાં સર્વને ઉજાણી સરકારી ખરચે કરવાની આજ્ઞા આપી. સઘળાએ આનંદ ઓછવ કર્યો. આનંદનો ઉભરો સમ્યા પછી સિદ્ધરાજે પોતા પર વીતેલી વાત મહલાવીને માની આગળ કહી. જે બન્યુ તેથી ડરેલો

અતિથી રે વાણી શ્રીમંત ઓચર્યા રે, સાંભળો ત મોરી વાત રે;
મારી દેહી મારે હાથે નહિ રે, પીડા કરે અતિ પાત રે. ૧૨
(સગાળશા)—રથે રે રેવંત જોતરૂં રે, ગાદી નંખાવું ગોપાળ રે;
તેડી બેસાડું તમને ત્રીકમાને રે, મેહેર કરોને મહારાજ રે. ૧૩
(સાધુ)—વળતી અભિઆગતિ બોલ્યા રે, મારે ઘોડાં વેહેલ્યુંનું નહિ કામ રે;
અવિનાશી સાધુ રહીએ એકલા રે, માં લેશો મારૂં નામ રે. ૧૪
(શેઠ)—પ્રભુ મંગાવું એ પાલખી રે, ઝાઝી કરાવું જતંન રે;
પવન ન આવે એવા પડદા બંધાવું રે, રાંક રાએ જેમ રતન. ૧૫
(સાધુ)—મન ગમતી રસોઈયું માગશું, તારે જાશે તમારો મર્મ રે;
શરભંગી સાધુ મારે છોશ નહિ કેનો રે, કઠણ અમારાં ખટ કર્મ રે. ૧૬
વળતી અભિપાગતિ બોલ્યા રે, આવું હું નગરમોઝાર રે;
તારી નારી રે આવે તેડવા, નીકે બેઠી રહીશું એ બારરે. ૧૭
હરખેથી હરિજન હાલીઆ રે, આવ્યા પોતાને દ્વાર રે;
પતિને લાગ્યા પૂછવા રે, હવે શો કરીએ ઉપાય રે. ૧૮
સંગાવતી રે કહેછે સ્વામી હમારા રે, ઢીલ ન કરો લગાર રે;
તરત ઘડી એને જાય તેડવારે, માનવી નહીં એ મોરા રે. ૧૯
સામૈયાં લઇને સાબદાં (તૈયાર) થયાં, ગયાં પૂરવનાં પાપ રે;
ભોજનનો સ્વામી મુને ભેટતારે, મટ્યા ત્રિવિધિના મહા તાપરે. ૨૦
કનક ઇંઢોણી ને કુંડીઓને રે, જુગતે બેસાડ્યા જદુવીર રે;
સંગાવતી રે શરધરીઆંને, બીજાય સતીનાં ચીર રે. ૨૧
નગરીના લોક ટોળે વળ્યા રે, જોવાને વર્ણ અઢાર;
અનેક વાણીરે ઓચર્યાં રે, હાંસી કરે હજાર રે. ૨૨

જરાએ જણાયો નહિ ને તેની મા ઠપકો દેવા લાગી તેવારે તેણે કહ્યું કે શૂરવીરો મોતથી બીતા નથી. બાયલા ને બઇરાં બીએ; ખરેખરા પુરૂષ હોય તેમને બીક લાગે નહિ..ભય વગર મન કસાય નહિ." તેના ભય સંકટનું વર્ણન સાંભળી તેની માનું કોમળ મન ભરાઈ આવે ને તેના નેત્રોમાંથી નીર ઝરે. દિગમ્બરી જતીએ પોતે મરીવાઘેણ અને તેનાં બચ્ચાંને ભૂખે મરતાં ઉગાર્યાં તે વાત પ્રથમ સાચી માની નહિ.

મયણલદેવીએ બાધા રાખી હતી કે કુંવરનું મુખ જોઇશ ત્યારે અંન ખાઇશ. ને તેની જોડે માનતા રાખી કે તે ક્ષેમકુશળ આવશે તો તેને આબુના અચલેશ્વર મહાદેવને અર્પણ કરીશ, ને બારેબાર સોનું આપી વેચાતો લેઇશ, ને તે સોનું ધર્મના કાર્યોમાં ખરચીશ. સિદ્ધરાજનું શરીર મોટા

---

ઉન્હાંરે જળ કરી સ્નાન કરાવ્યાં રે, મોઢાડ્યા પલંગ વિશાળરે;
ભાવેથી ભોજન નિપાવ્યાં રે, મોઠા મેવાને પકવાન રે. ૨૩
ચંદન સરસે ને ચરણુ ઓળાંસે રે, વીંજણે ઢોળે વાયરે;
હાથ જોડી હરિજન ઊભા રે, આરોગોને મહારાજ રે. ૨૪
વળતી અભિયાગતિ બોલ્યા રે, મારે માટીનો છે આહાર રે;
ઓત્તમ વર્ણ તમે કેમ કરશો રે, હૈયામાં કરીને વિચાર રે. ૨૫
કસાઇવાડેથીરે તરત મંગાવી, મેઢી દીધી લોકની લાજરે;
ભાગ વડાં દીનોનાથ પધાર્યા, ધન્ય ઘડી મારે આજરે. ૨૬
(સાધુ)—નવાં નવાં રૂપ અમે અનેક ધરીએ, રહીએ વનડા મોઝારરે;
અઘોરે પંથી મારે આહાર માણસનો, અવર માટીનો નહિ આહારરે. ૨૭
નર નારી મળી એકઠાં થઇરે, હવે શું કરીએ ઉપાયરે;
પ્રભુ આવ્યારે આપણું પારખું જોવારે, ના પાડીએતો સત્ય જાયરે. ૨૮
પુત્રને ચાલ્યારે પૂછવાનેરે, નિશાળે શેઠ સગાળરે;
અપવાસી સાધુ આવ્યા બારણેરે, તમારો કરવા દેહી કાળરે. ૨૯
કેલૈયો કહેછે પિતા સત્ય નવ ચુકીએરે, મરને જડામૂળ જાયરે;
ભાજનનો સ્વામીરે ભલેજ મળ્યા, તે અટક પડે ઓળખાયરે. ૩૦
શીબી રાજાની માટી છાબે જોખાણીરે, કરણે દીધાં કાયાનાં દાન રે;
મોરૂધજ રાજાએ જ્યારે અંગ વેહેરાવ્યાંરે, રીઝ્યાતા ત્યારે રઘુનાથરે. ૩૧
હરીચંદ્ર રાજાને માથે હેલ પાણીનીરે, દેવે દીવો માથે દંડરે;
સત્યવાદી બંદા સત્ય કેમ ચૂકે રે, ભાગી પડે મરને બ્રહ્માંડ રે. ૩૨
અરે કાયા મારી અંતે પડવાની રે, બોલ્યા બુદ્ધિવંત બાળરે;

કદનું અને સંગીન હતું તેથી સુમારે ૩॥ મણ સોનું તેને તોળવાને જોઈશે એવી ધારણા કરી તે સેનાને એક મંત્રીને અણહિલવાડ પાટણ મોકલ્યો. એ કાળે સોનાનું મૂળ આજથી આશરે અઢી ગણું હતું, તેથી સાડા ત્રણ મણની કિંમત લગભગ ત્રણ લાખ રૂપીઆ થાય. સુવર્ણ તોળાની વાત ભાટ બ્રાહ્મણોમાં ફેલાયાથી તેઓ એ રૂપીઆ મળવાની આશાએ હરખાવા લાગ્યા. તોલાને દિવસે બ્રહ્મભોજ કરાવવાનો ઠરાવ થયો. આબુપતિ કહે ગુર્જરેશ્વર મહારાજ મારા પરોણાછે માટે બ્રાહ્મણ, ભાટ, ચારણ, નગર લોક, લશ્કરાદિ સર્વેને એ શુભ દિવસે હું મોદિક જમાડીશ. લાડુ જમવાની લાલચે ભાટ બ્રાહ્મણનો મોટો જથો આસપાસના ગામથી આવી ત્યાં ભેગો થયો.

મોટા ઠાઠમાઠથી તે દિવસના ઓછવ અને પૂજાની તૈયાર મયણલદેવીએ

---

સાધુને હાથે મારૂં મોત સધરશે રે, ટળ્યા જનમના જંજાળરે. ૩૩
સુતનાં વચન સાંભળીને રે, છાતીમાં પડી ગયા મારરે;
એટલો પડકારો જ્યારે પિતાને કીધો,ત્યારે હરિજન થયા હોશીયાર રે. ૩૪
દધિ ત્રર્ષિને જ્યારે દેવતા જાચ્યા, ને વાહાનું કરવા વજનરે;
ઊઠીને સતી સણગાર સજીનેરે, મોહન થયા છે મેમાનરે; ૩૫
અંગ કોવાડેરે ચીરિયાંને રે, બોલ્યા નહિ બુદ્ધિના સાગર રે.
હસતાં ને રમતાં રે બેલ સુધારી રે, રોશો ન માંહે લગારરે. ૩૬

શગ હાવેલ.

એશુંરે બોલ્યાં માતા અમારી, નાંખીને નિશ્વાસરે;
ધન્ય કમાઈ હું કેલૈયાની, માટી આરોગે મહારાજરે;
ધન્ય ધન્ય આજુનો દાહાડો, જુગતે સંત જમાડો. ૩૭
માત ને તાત દોનું મળીને કાપ્યું કેલૈયાનું શીશરે;
અણપ્રટતીતો ઈમણે કીધી, જમાડવા જગદીશ;
એલતો મચ્યો ખરો રે, પ્રભુજી આ પારણાં કરો. ૩૮
નાથ કહે મારી નજર કરો, સત તમને છે,
મસ્તક ઉપર માયા લગાડી, ઈમ અવનાશી કહે તપેશ્વરી;
સંતને તાવેરે, મનમાં સંચે ના આણો. ૩૯
ખાંડણાં ખાંડો મુખેથી હશો, કોરા પાલવ પેહેર;
આંખડીઓમાંથી આંસુ ન પડે, મનમાં ન આણો મેલ;
ત્યારે તમે સાચાં સતી, ઈમ બોલ્યા જુનો જતી. ૪૦
સંગારેવતીએ શણગાર સજ્યો, કાજળ સાર્યાં સાર;

કરાવ્યો. અચળેશ્વર મહાદેવના દેહેરા આગળ વિશાળ મંડપ રચાવ્યો. સ્વારી જવાનો માર્ગ ચોખ્ખો કરાવી ત્યાં પાણી છંટાવ્યું. પાટણથી સોનું આવ્યું એટલે ગુર્જરેશ્વરની સ્વારી આબુ ઉપર ચડી. સિદ્ધરાજ ત્યાંના સુગંધીમય શીતળ વાયુથી, ત્યાંના સુંદર વૃક્ષોથી અને રમણિક દેખાવથી આનંદ પામ્યો. એક મેર વિશાળ મેદાન અને બીજીગમ અનંત ડુંગરી, ડુંગરા, અને ખીણો આવી રહ્યાં છે. કોઈ ડુંગર લીલોત્રીથી ઢંકાયલા છે, કોઈ કેવળ ખોડાછે. દૂરના પર્વતો ધુમાડાના જથા જેવા જણાય ને તેથી દૂરના તો વાદળાં જેવા દેખાય. કોઈના ઢાળ ઉપરથી ઝરા વહેછે કે નાના ધોધ પડેછે. કોઈ ખીણમાં ધૂમર વરસતી, કોઈમાં વેહેળા દોડતા, કોઈમાં ખેતર અને વાડીઓ, કોઈમાં જંગલી બાવડાં અને મેર લોકના વિખરાયલાં ઝુંપડાં દેખાયછે. આબુની તળેટીએ ગૂર્જર છાવણી હતી તેના ઉરા તંબુઓ તડકામાં ધોળા ડાઘાની હારો અને પોરેગીરો વહેંતીઆ માણસ જણાય. ઘણે છેટે ક્ષિતિજમાં ચીતોડગઢનો ઝાંખો આકાર દીસતો હતો. એ ગઢની મજબુતી અને તેના સીસોદીઆ જોદ્ધાના શૂરની વાતો સાંભળી તેને જીતવાનો લોભ બાળરાજાના મનમાં ઉત્પન્ન થયો. આબુ ઉ-

---

સગાળશેઠે સ્વાગા પેહેર્યા, વળીઆ વારોવાર;
સાંખેલાં સાબદાં કીધાં, મસ્તક હૈયા આગળ લીધાં. ૪૧

કાને કઠોડા કનકની વેલો, ને મહીંછે મોતી હાર;
નાભી કમળને રૂડો છે ભાઈ, આંખડીયું છે લાલ;
કુંવર ઉપર જઈએ વારી, હાલો બેયું હાલણાં ગાઈએ. ૪૨

ખાંડણીઆમાં મસ્તક ખાંડે, મળી પિતામાય;
ખાંડણીઆમાં મસ્તક ખાંડે, હરખે હાલરડાં ગાય;
ભોજનિયાં ભાવનાં કીધાંરે, પીરસ્યાં ને આગળ દીધાં. ૪૩

સાંભળોને સત્યવાદી સાધુ, એવી અમારે ટેક;
વાંઝીઆનું અમે જમતા નથી, એવી અમારે ટેક;
મળી જુઓ નરનારી, હવે જુઓ વિચારી. ૪૪

સગાળશેઠ કહે આવી મળ્યાં રે પૂર્વ જન્મનાં પાપ;
ગુરૂ સંતાપ્યા ગોત્રી મારેલ, મારેલ માને બાપ;
ડુંગરડે દવ લગાડેલરે, તેણે મારો બેલ બગાડેલરે. ૪૫

સગાળ શેઠના ચંતમાં ચોરી, બીજું ન મળે બાળ;
ભોજન વિના ભગવાન જશે, આવી ખુટ્યો કાળ;
જીંદગી મારા નાથની કરીએ, બગર મોતે અમે મરીએ. ૪૬

પર ચડ્યા કેરૂ ત્રીજે દિવસે તોળા થવાની હતી, તેથી આખો પર્વત જોઈ વળવાનો રાજાને અવકાશ મળ્યો. એકથી એક ઉંચા શિખરોપર તે માની જોડે ચડ્યો. આબુની રસાળ ભૂમિ અને સુંદર વનસ્પતિ તથા સ્વાદિષ્ટ અને ગુણકારી પાણી તેને ઘણાં પસંદ પડ્યાં. રૂષીના આશ્રમ જોઈ તે સાનંદાશ્ચર્ય પામ્યો.કેટલાક કોતરમાં બેઠા તપ કરતા હતા, કેટલાક રમણિક ઉપવનની મધ્યે માંડવા કરી તેમાં સકુટુંબ વસતા હતા, અને પૈસાની કે લાડુની જરાએ દરકાર રાખતા નહિ, રાજાને અને રંકને સમાન ગણતા. વેદાભ્યાસમાં ને ધર્મ ધ્યાનમાં નિમગ્ન થઈ ગયલા કેવળ નિર્લોભી મુનીઓ તેણે પ્રથમ આબુ ઉપર જોયા. તેઓમાં એકે લાડુભટ ભૃષ્ટ બામણો નહતો. મોટા પંડિત છતાં ગર્વ જેને જરાએ નથી, લોભ, લઘુતા, સ્વાર્થ, વેહેમ, ક્રોધ, કામાદિ વિકારો તજી પૂર્ણ પવિત્ર થયલા યાજ્ઞિક રૂષીના દર્શણ કરી રાજા ને માજી તેમને પગે લાગ્યાં ને તુલા સમયે મંડપને પાવન કરવાને પધારવાનું આમંત્રણ કર્યું. કોઈ ઠેકાણે ખાખી બાવા પંચાગ્નિથી ઘેરાયલા બેસી તપ કરતા હતા.એકાંત સ્થળે કેટલાક ઘણાક વરસથી ઉભા રહી તપ કરતા હતા.તેમના પગ થામલા જેવા જડ થઈ જઈ વળતા નહતા. કોઈ એક હાથ ઉંચો રાખી કે બે હાથ જોડી ઘણા વરસથી ઉભા કે બેઠા હતા. તેમના હાથની વળવાની શક્તિ જતી રહી હતી. એકે ઘણા વરસથી મુઠી વાળી હતી તેથી તેના નખ હથેલીમાં પેસી પાછળ નીકળી સિંગડા જેવા

સંગારેવતી કહે સ્વામી અમારા, પાંચ મહિનાનું પરિજન (ગર્ભ);
ભલે મળ્યા ભવન અમારો, તમો સરીખા સંત ધણી;
મેં તુજને ધાર્યો, તેણે મારો બેલ સધાર્યો. ૪૮
સંગારેવતીએ, છરી લઈ પાળી માંડી પેટ;
અંતરજામી આવ્યા, બહુ નામીએ ઝાલેલ બાંહે;
ધન્ય ધન્ય સતિ ભક્તિ તારી, માગ્ય માગ્ય તુઠ્યા દેવ મોરારી. ૪૯
કેલૈયાને સજીવન કરો, બેઠો રમે બાહાર;
સદાએ તમારે ચરણે રાખો, દયા રાખો દયાળ;
એમ બોલ્યાં નર ને નારી, તે ભુદર ભક્તિ દો તમારી. ૪૯
કેલૈયાને સજીવન કર્યો, બેઠો રમે બાહાર;
માતાજી એની મોતીડે વધાવે, હૈડે હરખ ન માય;
મહારાજે મનખો દીવો, લાવ તો લાખનો લીધો. ૫૦
ગુરૂ પ્રતાપે ગાય રતનદાસ, તેને છોડીએ કેમ;
માવાને (પરમેશ્વરને) મળવા માટે, જાવું વૈકુંઠની વાટે. ૫૧

દેખાતા હતા. એવા દરેક જોગીને રાજા અને માજી પગે લાગ્યાં. એમણે ધન આ-પવા માંડ્યું તે તેમણે લીધું નહિ, ને કહ્યું તમે અમારી પાસથી ઝટ જાઓ, અમારા ધ્યાનમાં ભંગાણ પાડો નહિ. માતા, મહાદેવ, રામકૃષ્ણાદિના મંદિરે તથા પારસનાથને દહેરે લઇ જઈ રાજાને માજીરાજે પગે લગાડ્યા. અપાસરામાં રહી તપ કરનારા જૈન જતીઓને પણ પગે લાગ્યાં. મૂર્તિઓ અને તેના શૃંગારાદિ જોઈ બાળારાજાના મનમાં અનેક વિચાર ઉઠ્યા. તેણે માને ઘણાક પ્રશ્ન પુછ્યા તે એવા હતા કે મયણલ્લદેવી ના-ખુશ થઈ તેની આસ્થાને પાકી કરવાને બોધ કરવા લાગી. સિદ્ધરાજ મહા બુદ્ધિમાન હતો તે લુલાં કારણોથી ભૂલે એવો નહતો, પરંતુ ઘરડાં માજીને સંતાપ થાય તેવું આ વેળા વધારે બોલ્યો નહિ.

તોળાને દિવસે પ્રાતઃકાળે નખી તળાવને ઘાટે રાજા અને તેની માતા નાહ્યાં પછી ત્યાંથી સ્વારી ચડી આગળ સૈન્ય; સેનાની પાછળ મહાજન, તેમની પછી માંડળિક રાજા રાણા; રાજા રાણાની પૂઠે રાજાધિરાજ મહારાજ પગે હિંડતા, તેમની પછવાડે માતા મયણલ્લદેવી અને માંડળિક રાજા રાણાની રાણીઓ મધુરસાદે મંગળગીત ગાતી, તેમની પછવાડે લુંડીઓ, અને અંતે પૂઠરક્ષક સ્વારો, એ અનુક્રમે સ્વારી ચાલી. ધજા પતાકા ઉડી રહીછે, છત્રીશ વાજાં વાગેછે, અને જેજેકાર થઈ રહ્યોછે. એમ મહાલતી મોહનતી સ્વારી મંડપ સમીપ આવી. મંડપમાં જમણે હાથે વેદસંપન્ન બ્રાહ્મણો અને વિદ્યાવાન જૈનાચાર્યો પાછલી રાતના આવી બેઠા હતા. અભણ બ્રાહ્મણ કે મૂર્ખ ગોરજીને અંદર પેસવા દીધા નહતા. ડાબે હાથે ક્ષત્રી વર્ગને બેસવાનાં આસન હતાં, અને જય-સિંહ મહારાજને માટે અતિ સુશોભિત સિંહાસન હતું. તેની પાછળ માજીરાજ અને સ્ત્રી વર્ગને સારૂં આસન હતાં. રાજા મંડપમાં જઈ વિપ્રોને અને જતીઓને નમસ્કાર કરી સિંહાસને બેઠો. મહારાજ કુશળ રહો, મહારાજનું કલ્યાણ થાઓ, એવાં આશીર વચન ધર્મગુરૂ બોલ્યા. મંડપની સામે થડમાં અચળેશ્વરનું આરસનું દેહેરૂં હતું. ત્યાં મધરાતથી મહાપૂજા થવા માંડી હતી. રાજા આવે તે વેળા આરતી થાય એવી ગોઠ-વણ કરી હતી. આરતીની તૈઆરી થઈ એટલે મુખ્ય પુજારીએ આવી પ્રણામ કરી કહ્યું, મહારાજ, પધારો આરતી થાયછે જયસિંહદેવ ઉભા થયા એટલે સર્વ મંડળી ઉઠી. છડીદારોએ નેકી પોકારી અને જે ક્રમે બેઠા હતા તે ક્રમે સર્વે દેવાલયમાં જઈ આરતીનાં દર્શન કર્યાં. આરતી ઉતર્યા પછી રાજમાતા ત્રણ વાર શિવને પગે લાગી બોલ્યાં—હે વિશ્વંભરૂ મહાદેવ દેવાધિપતી જગદીશ્વર ! કૃપા કરી તેં આ કુંવરનો પ્રાણ જંગલમાં ઉગાર્યો; મહાસંકટમાંથી હે દયાળુ દેવ તેં એને બચાવ્યો. હે દીવ્યપિતા તારો પૂરો પાડ માનવાને મારી વાણી અશક્ત છે. હે પ્રાણજીવન કરૂણાનિધિ પ્રભુ ! તેં મારા ઉપર અને મારી વ્હાલી ગૂર્જરી પ્રજા ઉપર મોટો, અતિ મોટો આભાર કર્યોછે. તારો ઉપકાર અમે કદી ભૂલીશું નહિ. હું તારો પાડ પરિપૂર્ણ સાચા ભાવથી માનુંછું.

विश्वेश्वरनुं वंदन करुं, प्रणमुं वारंमवार;
कृपा करीने पुत्र उगार्यो, प्रीते मानुं प्रभुनो पाड. १
नोधारानो आधार तुं छुं, छे अनाथनो तुं नाथ;
विश्वपाळ छो पूर्ण कृपाळु, मुज रंकनो साह्यो हाथ. २
पामर प्राणी माणस मात्र, जीवे सर्वे तुंज आधारे;
मुज अबळाने साहे करी तें, अमे आव्या शरणे तारे. ३
समर्थ सर्जन हारछो पिता, छो विश्व नियंता नाथ;
करुणा करीने व्हारे चड्या, करी साहे कुंवरने तात. ४
पुत्र दीधो ने पाळ्यो प्रभुजी, आप्यो आशरो कृपा करी;
संकट भय घणां मटाड्यां, केम भुलुं ए पाड हरि. ५
विश्व रह्युंछे तारा बळथी, तारी शक्तिए सर्व चाले;
नथी बीजो अधिपति कोइ, तुज इच्छाविण पत्र न हाले. ६
अग्नि बाळेछे तारा बळथी, वायु वाए तुज आधारे;
प्राणजीवन पिताछो तमे, रहीए आशरे तमारे. ७
दिकरो आछे तात तमारो, आप्युं प्रभुजी प्राणदान;
कृपा करी एने सुमति आपो; पामे मृत्युलोकमां मान. ८
सद्धर्मे वर्त्ते कर्त्तव्य करे, पाळे गुर्जर प्रजाने प्रीते;
वरदान मागुं एवुं देवा, परोपकार करे रुडी रीते. ९
विज्ञाप्ति स्वीकारो पिता, अमे आश्रित छइए तारा;
भक्ति मुक्ति मागुं नाथ, पुरो मनोरथ होय जे सारा. १०

કોકિલ સ્વરે શ્રદ્ધા પૂર્વક રાજમાતાએ એમ સ્તુતિ ગાઈ પરમેશ્વરનો પાડ માન્યો ને દંડવત પ્રણામ કર્યા. એ વેળા તેના ચક્ષુમાંથી જળધારા વહી. ઉઠીને બાળરાજાને મસ્તકે હાથ મૂકી ગદગદકંઠે બોલ્યાં, "હે વિશ્વાધિપતિ પરમેશ્વર! આ કુંવરને તારી સેવામાં અર્પણ કરૂં છું. હે કરૂણાસાગર પ્રભુ! આ મારી સેવા સ્વીકારો". એટલું માજીરાજ બોલ્યાં એટલે પૂજારા લોકે બાળરાજાને માટે પોતાની પાસે આસન કરેલું હતું ત્યાં તેડી જઈ બેસાડ્યો.

મુખ્ય માંડળિક રાજા, પાટણના નગરશેઠ, અને મંત્રીશ્વરે રાજમાતાની આગળ આવી ગૂર્જર પ્રજાની વતી વિનંતી કરી કે બારોબાર સોનું આપી મહારાજને છોડવો. મયણલ્લદેવી ઉઠી મહાદેવને સાષ્ટાંગ નમસ્કાર કરી બોલી હે દેવાધિદેવ કલ્યાણકારી

શિવ! હે ત્રિલોકનાથ કૃપાળુ ભગવાન! કુંવરની તોળા સુવર્ણ વડે કરીએ અને તે સર્વ સુવર્ણ આપને અરણાર્પણ કરીએ. એ સૂવર્ણ લેઈ કુંવરને પાછો આપો." દેવી એટલું બોલ્યાં એટલે જળાધારીમાંથી "અસ્તુ, અસ્તુ," એવો સાદ થયો. એ સાંભળી સકળ સભા વિસ્મય પામી. નાસ્તિક જૈનાચાર્યો અને તેમના ચેલા ઝાંખા પડ્યા, અને સાક્ષાત દેવવાણી સાંભળી પાવન થયા એવું આસ્તિક જનોએ માન્યું. બાળ રાજા નાની ઉમરથી શોધક બુદ્ધિનો હતો. સત્ય અસત્ય ખોળવાપર તેના મંનનું વલણ હતું. દહેરાની આસપાસ પ્રદક્ષિણા કરવાની ગલી હતી તેમાં પ્રદક્ષિણા કરવાને મસે ઉઠી તે ગયો, ને પછીતની થડમાં થોડીવાર ઉભો રહીને તીક્ષ્ણ દૃષ્ટીએ ભાંયતળીયું જોયું. એક ઠેકાણે ગજ ચોરસ ભાંય આસપાસની ભાંયથી ભાગ્યે દેખાય તેવી સીધી લીટીઓથી જરાક જાદી પડતી જણાઈ. બાકીની સઘળી ભાંય સાફ આરસના ચૂનાની એક સરખી લોસી હતી. શક વાળી જગાએ પગ ઠોકયો એટલે ખોખરો અવાજ થયો. તેને લાગ્યું કે આ પાટીઆનું ઢાંકણું છે ને તે ઉપર ધોળા આરસનો રંગ લગાડેલો છે. તુરત બેસી જઈ કંબરમાંથી કટાર કાઢી તેની ભણી અણીએ વતી તે ઢાંકણાને ઉઘાડ્યું. નીચે સાંકડાં પગથીઆં દીઠાં. અંદર અંધારૂં છતાં તે ઉતર્યો. પગથીઆં શિવલિંગભણી જતાં હતાં, ને એકથી વધારે માણસ તે ઉપર માય નહિ એવાં હતાં. તે ફંફોસતો ફંફોસતો ઉતર્યો. એક હાથમાં ઉઘાડી કટાર ને બીજો હાથ સામી ભીંતે ટેકી સંભાળીને નીચે ગયો. છેલ્લે પગથીએ કોઈ આદમી બેઠેલું લાગ્યું. નીચોવળી ચોટલી ઝાલી તાણ્યો એટલે ભય પામી તે માણસ ઉઠ્યો. સિધરાજે ચોટલી છોડી નહિ. ઉપર આણી જોયું તો ભરડો માલમ પડ્યો. ભરડે પગે લાગી ક્ષમા માગી. સિધરાજે તેને છોડી દીધો. ઢાંકણું વાસી રાજા પોતાને ઠામે જઈ બેઠો. એ બે વચ્ચે કશું બોલવું થયું નહિ. મુગું મુગું કામ ચાલ્યું ને સહેજ વારમાં પૂરૂં થયું. તપોધનને એવો ભય હતો કે બુમ પાડેથી કપટ બધી સભાના જાણવામાં આવશે. પૂજારાનું કારસ્તાન પ્રગટ કરેથી પોતાની માની ભક્તિમાં વિઘ્ન પડે અને સમારંભનો તાલ બગડે માટે સિધરાજે ગુપચુપ કામ કરેવું. તેના મનમાં વિચાર ઉત્પન્ન થયો કે જે ત્રિલોકનાથ છે, જે આખા વિશ્વનો ધણીછે તે સોનું શા વાસ્તે લે? બધી દુનીઆનો માલિક તેજછે.

મયણલ્લદેવી પગે લાગી પ્રાર્થના કરતી હતી તે પૂરી કરીને બેઠી થઈ તેવામાં બાળરાજા પોતાની જગાએ પાછો આવી બેઠો. સેવકોએ તેનાં લુગડાં ઘરેણાં ઉતારી લીધાં અને રૂદ્રાક્ષની માળા તથા પોતાના જેવાં લુગડાં પહેરાવ્યાં. એ દરમીયાન કારભારીએ કાંટો, કાટલાં અને સોનું આણી તોળવાની તૈયારી કરી. સિધરાજને ત્રાજવાના એક પલ્લામાં બેસાડ્યો ને બીજામાં તે તોળાયો એટલું સોનું મુક્યું. સમધારણ થઈ કે "હરા હરા મહાદેવ" એમ મોટે સાદે બ્રાહ્મણ અને ભરડા બોલ્યા. બાળરાજા ત્રાજવામાંથી ઉતરી મંડપમાં ગયો. ત્યાં તેને સેવકોએ રાજ્યાલંકાર, વસ્ત્ર, મુગટાદિ ધારણ કરાવ્યાં.

આગળથી કરેલી ગોઠવણ પ્રમાણે સોનાને દહેરામાં લેઈ જઈ પૂજારા લોકે પા-

છલે બારણેથી રાજ્યભંડારીને સોંપ્યું. રાજાના પેહેરેલા વસ્ત્રાભૂષણ પૂજારીલે અને તોળાનું સોનુ મયણલ્લદેવી પોતાની ઇચ્છા પ્રમાણે ધર્માદા વાવરે, એવું પૂજારાને પ્રથમથી જણાવ્યું હતું. બાળરાજાએ પહેરેલા જે દાગીના દેહેરાના સેવકોએ ઉતારી લીધા તે ઘણા મૂલ્યવાન હતા, તેથી તેઓ રાજી થયા. ત્રણલાખનું સોનું અમારામાં વહેંચશે એવું ઘણાક ભિક્ષુકો ધારી હરખતા હતા.

તોળા થઈરહ્યા પછી બાળારાજાને જ્યાં વિદ્યાવાન રૂષીમુની અને તપેસરી સાધુ જન બેઠા હતા ત્યાં લેઈ જઈ પગે લગાડ્યો. દક્ષણા આપવા માંડી તે તેમણે લીધી નહિ. તેઓમાં કોઈ વાઘના ને કોઈ હરણના ચામડા પર બેઠેલા હતા;કેટલાકે તે ઓઢ્યાં હતાં; કેટલાકે વલકળ પહેરેલાં હતાં, અને કેટલાકે એક ધોતીયું પેહેલું અને એક ઓઢેલું હતું. સર્વની દાઢી મુછ વધેલાં હતાં. કોઇને માથે જટા હતી અને કોઇની ચોટલીની આસપાસ આંગે માથે ટુકા વાળ હતા. તેમણે કહ્યું કે અમે સોના રૂપાને હાથમાં લેતા નથી, અડકતા નથી, અને ઘરમાં રાખતા નથી. એ જાણી મયણલ્લદેવીએ તેમને ગાયું, ભેસ્યું, અનાજ અને વસ્ત્ર આપ્યાં. દરેક રૂષિપત્નીને પણ એક વરસ ચાલે એટલાં લુગડાં આપ્યાં. ભાટ ચારણના મુખીઓને ઘોડા દીધા અને બાકીના અભણ બ્રાહ્મણ અને ભાટ ચારણોને, દરેકને, એક એક રૂપા દામ આપ્યો. એ કાળે રૂપીઆને રૂપાદામ કે દ્રમ કહેતા, અને મોહેર કે સુનૈઆને સુવર્ણ દ્રમ કે દામ કહેતા. હરકોઈ જાતના અનાથ, ઘરડાં, અપંગ ભીખારીઓને પણ તેજ પ્રમાણે દાન આપ્યાં. એ ગરીબલોકે એથી રાજી થઈ રાજાને આશીશ દીધી, પણ હરામનું ખાવાની ટેવ પડેલી એવા મૂર્ખ ભાટ બ્રાહ્મણો એક એક દામથી રાજી ન થતાં બબડવા લાગ્યા. તેમને દાન આપવામાં રાજાને દશહજાર રૂપીઆ ખરચ થયા તે તેમને ઓછા પડ્યા. 'લોભને થોભ નથી;' તેમને આશા હતી કે તોળાના ત્રણે લાખ તેમનામાં વહેંચી દેશે, પણ તેમ થયું નહિ તેથી તેઓ નિરાશ થઈ ભાંડવા લાગ્યા. કેટલા એમ બોલ્યાકે પાછલે પહોરે લાડું જમાડવાનાં છે તે વેળા ભોજન દક્ષિણામાં તોળાનું સોનું વેહેંચી આપશે. પરંતુ તે વેળા માત્ર ટકો ટકો મળ્યો તેથી તે નીચ મૂર્ખા જેમ મનમાં આવે તેમ ભૂડું બોલ્યા.

તે દહાડે સાંજે આબુરાયને મંદિરે મોટો ઓચ્છવ થયો. મહારાજ તથા માંડળિક રાજા રાણા ઠાકોરાદિ સકુટંબ ત્યાં જમ્યા. દીપમાળ ભરાઈ, ગાયન થયું, અને તમાશા કરાવ્યા! તે જોવાને બહુ લોકની ઠઠ ભરાઈ. અર્ધીરાતસૂધી રાજા પ્રજાએ આનંદ કરી સર્વે પોતપોતાને મુકામે ગયા.

તોળાના ધનનો શો ઉપયોગ કરવો તેનો વિચાર કરવાને બીજે દિવસે મયણલ્લદેવીએ મંત્રી મંડળ મેળવ્યું. મંત્રીઓમાં કેટલાક મહેશ્વરી હતા અને કેટલાક શ્રાવક હતા તેઓ પોતપોતાના પંથના પ્રાસાદ એટલે દેવસ્થાનો બંધાવામાં એ દ્રવ્ય ખરચવાને ઇચ્છતા હતા. શ્રાવક ધનાઢ્ય અને વગવાળા હતા તથાપિ દેશમાં તેમની સંખ્યા મહેશ્વરીથી ઘણી ઓછી હતી તેથી તેમને એ ધનમાંથી અર્ધો ભાગ મળવાની આશા

નહતી. તોપણ સભામાં તેમણે મત આપ્યું કે અરધું ધન તીર્થંકરના અને અરધું મહાદેવ, વિષ્ણુ અને દેવીના દેવાલય બંધાવવામાં ખરચવું. મહેશ્વરી મંત્રીઓએનો સામા થયા, અને મયણલ્લદેવીનું મત એવું હતું કે ચાર સરખા ભાગ કરી તેમાંના ત્રણ વેદધર્મખાતે વાપરવા અને એક જૈન માર્ગખાતે ખરચવો. જયસિંહદેવે (એટલે સિદ્ધરાજે) સૂચના કરી કે એ દ્રવ્ય જળાશય કરાવવામાં વાવરવું. એ અભિપ્રાયને આશ્રય આપવાને તેણે કહ્યું કે રાજ્યભંડારમાં જે નાણાંછે તે સર્વ પ્રજાનું રાજ્યના ખરચને અર્થે રૈયતે આપેલું ધનછે. વેરાથી એ ધન ઉત્પન્ન થયું છે, ને તે આપનારામાં મુખ્ય વર્ગ ખેડુત અને વેપારી છે માટે નગર અને ગામના થડમાં નવાણ કરાવવાં. ધર્મ ભેદ ન લાગુ પડતાં તે સર્વના ઉપયોગમાં આવશે. પીવાને અને ખેતીને પાણી પુરૂં પાડવામાં મોટું પુણ્ય છે અને તેની આપણા દેશમાં ગરજ ઘણી છે. દેશી પરદેશી વટેમાર્ગુને કામ લાગશે, અને ઢોરને પણ કામ લાગશે. વળી જોડે ધર્મશાળા બંધાવવી. મયણલ્લદેવીએ આનંદ પામી બાળરાજાનો અભિપ્રાય સ્વીકાર્યો ને તેનો ઠરાવ કર્યો.

# प्रकरण ४ थुं. बाळ चरित्र.

અણહિલપત્તનમાં બાળરાજાના સંકટની અને તેમાંથી ઉગરવાની વાત ફેલાયાથી સર્વે લોકને મહારાજાના દર્શનની ઇચ્છા થઈ. એ માટે મહાજને બે પ્રતિષ્ઠિત ગૃહસ્થને આબુ મોકલ્યા. તેમણે મયણલ્લદેવીને રાજ્યધાનીના પુરજનોની વતી વિનંતી કરી કે મહારાજ પાટણ પધારી ત્યાંની વસ્તીને દર્શન દે. માજીરાજે તેમ કરવાની હા કહી, ને સરપાવ આપી વિદાય કર્યા. આબુ તરફના રાજકાજથી પરવારી રાજસ્વારી ઉપડી દાંતે, પાલણપુર, અને ખેરાળે થઈ અણહિલપુર આવી. હજારો માણસ મહારાજને આદરમાન દેવાને નગર બાહાર આવ્યાં હતાં. બાળરાજાનો હાથી શેહેરને દરવાજે આવ્યો તેવારે નગરશેઠે તેને ફુલે વધાવ્યો; ધર્માચાર્યો આશીર વચન બોલ્યા. આનંદ પામી 'જયસિંહદેવની જે' એમ મોટે સાદે સર્વે લોક ઉપરાચાપરી બોલી નમસ્કાર કરવા લાગ્યા. સિદ્ધરાજે ડોકું નમાવીને તે સ્વીકાર્યા. એક પખવાડીયું પાટણમાં રહી રાજસ્વારી કર્ણાવતી ભણી ગઈ.

સિદ્ધરાજ ત્રણ વરસનો હતો ત્યારે રાજસભામાં કર્ણરાય પધાર્યા પહેલાં રમતો રમતો ગયો. સામંતો અને કારભારીઓ હાજર થયા છે ને મહારાજની વાટ જોતાં બેઠાછે તેવામાં રાજકુમારે આવી, રાજ્યાસને ચડી સભાસદોને કહ્યું "મને માલાજ કો; મને પનામ કરો. હું માલાજ થયોછું." સર્વને હસવું આવ્યું. ઉભા થઈ નમસ્કાર કરી તેઓ બોલ્યા 'જયસિંહદેવ મહારાજની જે' એવામાં મહારાજ આવ્યા. આ દેખાવ જોઈ તેમને પણ હાસ્ય આવ્યું. સિંહાસન પર ચડવા જાય છે એટલે બે હાથ લાંબા કરી કુંવર કહે "નહિ બેસવા દઉં, હું મલાજ થયોછું" કર્ણરાય અટક્યા ને હસીને બોલ્યા કે હવણાં તો બેસવાદો મહારાજ. આ પાટણ આપનું છે મહારાજ, હું બીજું નગર વસાવી મારી રાજ્યધાની ત્યાં કરીશ. એમ કહી ઉભો રહ્યો. સિદ્ધરાજ ઉઠી બાપને વળગી પડ્યો. રાજા કર્ણ ગાદીએ બેઠો તેના ખોળામાં થોડીવાર બેસી ખેલવા ગયો.

આ અણચેતી રમુઝમાં વધારો કરવાને રાજાએ તત્કાળ જોશીને બોલાવી કુંવરને રાજ્યાભિષેક કરવાનું મુહૂર્ત પૂછ્યું. જોશી કહે આજનો દિવસ રૂડો છે માટે આજ એ કરવો. થોડા વખતમાં બની શકે તેટલા સમારંભથી કર્ણે તેજ દહાડે કુંવરને રાજ્યાભિષેક કર્યો. એવામાં સોરઠને થાણેથી સમાચાર આવ્યા કે ત્યાંનો રાજા ખંડણી ભરતો નથી ને વાંકો ચાલેછે. કર્ણરાયે જઈ તેને જીત્યો. ત્યાંથી ઉપડી સોમનાથનાં દર્શન કરી બાલમાં ગયો.

સાભ્ર (સાબર) કાંઠે વડહાથી એક ગાઉ આથમણે આશાપલ્લી (હાલ આશાવલી) નામે ગામનો રાજા મહાબળિયો આશોભીલ હતો. બાલમાં ભીલની વસ્તી ને એ રાજાનો અમલ હતો. તે ઉન્મત થઈ ચારે બાજુ લુટ કરતો ને ગૂર્જરેશ્વરની સત્તાને ગણગારતો નહિ. બાલમાં આર્ય વસ્તી કરવાને તથા એ ભીલ રાજાને જીતવાને કર્ણરાય ચડ્યો. આશોભીલ એક લાખ કામઠી સાથે સામો લડવાને આવ્યો. એ ભીલ તીર મારવામાં ઘણા ચતુર હતા. ઘણા શૂરથી લડ્યા પણ અંતે હાર્યા. આશાને કારી ઘા વાગ્યો. તેને બાલા નામે બાળક દીકરો હતો તેને મરતી વેળા ગૂર્જર પતિને સોંપી કહ્યું કે એનું પ્રતિપાલન કરી મારૂં નામ રહે તેવું કાંઈ કરજો. કર્ણે તે પ્રમાણે કરવાનું કબુલ કરી ભીલપુત્રને ઉછેરવાનું અને ભણાવવાનું માથે લીધું. તેને સિદ્ધરાજની જોડે રાખ્યો ને ઘણી સંભાળથી પાળી પોશી મોટો કર્યો. પ્રત્યુપકારને પેટે એ ભીલે સિદ્ધરાજની સેવા મરતાં સુધી પ્રમાણિકપણે કરી. તે અંગે બળીઓ, બાહાદૂર અને ચતુર હતો. રણભૂમિમાં સિદ્ધરાજની સોડ કદી છોડતો નહિ. તરવારનો ઝટકો પોતાની ઢાલ ઉપર ઝીલી કેટલીકવાર મહારાજનો પ્રાણ તેણે ઉગાર્યો હતો. તેના ઉપરીપણા નીચે મોટી ભીલ ફોજ ગૂર્જરરાયની સેવા કરતી.

આશા ભીલના તાબાનો સાબરકાંઠાનો મુલક કર્ણે જીત્યો, પણ તેનો ઘણો ભાગ જંગલ હતો અને તેમાં જંગલી લુટારા પણ લડવૈયા ભીલ માત્ર વસતા. રાજા ત્યાંથી પાછો વળે એટલે તેઓ પોતાનું લુટવાનું કામ ફરીને જારી કરે અને ગૂર્જર પ્રજાને પીડે. એ ધારાળા લોકને ધાકમાં રાખવાને એ વન કપાવી ત્યાં જબરૂં થાણું કરી આર્ય વસ્તી કરવાનો મનસુબો કર્ણે કર્યો. સાબર (સાભ્ર)ને તીરે નવું નગર વસાવવાની ગરજ જણાઈ. વળી રાજકુમાર જયસિંહદેવને પાટણની ગાદી આલી દીધી હતી માટે પોતાને માટે બીજી રાજ્યધાની કરવાની ઇચ્છા તેના મનમાંહતી તે પાર પાડવાનો આ સારો લાગ હતો.

એવી કહાણી ચાલેછે કે—નગરીવસાવા માટે ઉત્તમ સ્થળ ખોળવાને રાજા ઘોડે બેસી પ્રભાતે સાબર કાંઠે ફરવા નીકળ્યો તેવામાં તેનો એક શિકારી કુતરો પાછળ રહી ગયો હતો તે સાસભેર દોડતો આવતો અને તેની પૂઠે બે મદોન્મત સસલા પડેલા જોઈ તે વિસ્મય પામ્યો. કુતરો સ્વરંક્ષણાર્થે પેલે પાર જવાને પાંણીમાં પેઠો. સસલા તેની પાછળ પાંણીમાં ધાયા. કુતરાને બચાવવાને કર્ણરાયે પોતાનો અશ્વ સસલાની પાછળ દોડાવ્યો તે સામે કાંઠે પોહોચતાં તેમને પકડીપાડી, હણવાને મીયાનમાંથી તરવાર તાણી જોય છે તો તેના જેટલા ભાગને સાબરનું પાંણી લાગ્યું હતું તેટલો મળે નહિ. આથી તેનું

અચરજ વધ્યું. તેને પાછળ આવતો જાણી સસલાં જંગલમાં નાઠાં અને કુતરો ઉગર્યો. જોડે ભૂમિયો હતો, તેણે ખુલાસો કર્યો કે મહારાજ આ જમીન એવી સરસ છે કે તે ઉપર ચરનારાં સસલાં પણ આપના કૂતરાથી જબરાં અને ડરે નહિ એવાં હિમ્મતવાન થાય છે; ને સાબ્રનું જળ એવું પાચક છે કે તેમાં લોઢુએ ઓગળી જાય છે. રાજા કહે અહિંના ધારાળા, બહુ જબરાછે તેનું કારણ એજ હશે. ભૂમિયો કહે હા મહારાજ. પછી રાજાએ આસપાસનું જંગલ વઢાવી તેજ ઠામે કર્ણાવતી નગરી બાંધી. જંગલ કાપવામાં અને શેહેર બાંધવામાં ભીલ અને કોળી લોકને રોજી મળી તેથી તેઓ શાંત થઈ મનાયા. કર્ણાવતીને શોભાયમાન કરવાને તથા વસ્તીના સુખને અર્થે રાજાએ ઘણાંક દેરાં, તલાવ, કુવા, મહેલ, મંદિર, અને બાગ બગીચા કરાવ્યા. એમાં કોચરપ દેવીનો પ્રાસાદ, કર્ણેશ્વર મહાદેવનું દેરૂં, અને કર્ણસાગર એ અતિ ભવ્ય હતાં. એ નગરને આબાદ કરવાને કર્ણરાય મરતા સુધી ત્યાંજ રહ્યો હતો. સિદ્ધરાજની તોળાના ધનમાંથી મયણલ દેવીએ આવેળા કેણે મુક્તેશ્વરનો પ્રાસાદ બંધાવ્યો. એ મોટી ઈમારત મુસલમાનોએ તોડી નાખી પણ તે નામે એક નાનું દેરૂં હજી તેજ સ્થળેછે. એ સમે મયણલ દેવીએ ભવાનીની વાવ બંધાવી તે અદ્યાપિ છે. કર્ણસાગર હાલ કાંકરિયું કહેવાય છે; થોડે ધને બની શકે તેટલો તેનો જીર્ણોધાર કરી અમદાવાદના ઈંગ્રેજી સુબા અ. અ. બારોડેલ સાહેબે પ્રજાને આભારી કરીછે. આશા ભીલનું નામ રાખવાને તથા તેના દીકરાને રહેવાને માટે અશાગ્રામ કર્ણાવતિની થડમાં વસાવ્યું હતું, તે હાલ અશારવા કહેવાય છે. અમદાવાદને સ્થળે આગળ મોટું નગર હતું તે કર્ણાવતી. કોચરપ પાલડી પણ હાલ છે. કરણરાયનાં ચણાવેલાં સુંદર મંદિર, દેરાં, કર્ણસાગરની પાળે ચોમેર દેરાં હતાં તે તોડી તેના પથરાવતી અમદાવાદમાં અને આસપાસ મસીદો અને રોજા વિનાશકારી મુસલમાન પાદશાહ, તેના મુસલમાન સરદારો, અને પીરોએ ચણાવ્યાં અને મુર્તિઓને ખંડન કરી ઊંધી નાખી શેહેરમાં રસ્તા બંધાવ્યા. કાંકરિયામાં નગીનાવાડી છે, તે મુસલમાની ઈમારત છે.

• કર્ણ સાગરાદિ પિતાના કૃત્યો કર્ણાવતીમાં જોઈ બાળ રાજા ઘણો પ્રસન્ન થયો. પોતાને હાથ રાજકારભાર આવ્યા પછી એવાં લોકોપયોગી કામ કરવાની ઈચ્છા ઉત્પન્ન થઈ.

કર્ણાવતીથી નીકળી મહારાજની સ્વારી વીરમગામ ગઈ. અહિં મોટું તળાવ ન હોવાથી ગામના લોકને પાણીની વેલા પડતી હતી માટે મયણલ્લદેવીએ તોળા દાનમાંથી તળાવ ખોદાવી બંધાવી આપ્યું. લોકે તેનું નામ મયણલસુર પાડ્યું. એ નામ બગડી હાલ મોનસુર કેહેવાય છે.

વીરમગામથી સ્વારી ધોળકે આવી ત્યારે ત્યાંના લોકે અરજ કરીકે ગામને ઝાંપે મોટા તળાવની ગરજ ઘણી છે. તોળા ધનમાંથી તે કરાવવાની દેવીએ આજ્ઞા દીધી. ગામના પંચે અને મંત્રિએ તળાવ ખોદવાનું ઠેકાણું ઠરાવ્યું ને રાજ મિસ્ત્રીએ તેનો નકશો બનાવ્યો. રાજમાતાને તે ગમ્યો. મિસ્ત્રીના માણસ ખોદવાની જગ્યા માપવા ગયા ત્યારે આથમણી દિશાએ મરતી નામે કોઈ ગુણકાનું ઘર નડ્યું. ગામના પંચ મૂલ કરે

તેટલાં નાણાં લેઈ ઘર વેચવાને કારભારીએ ગુણકાને કાહાવ્યું. ઘર વેચવાની મારૂતીએ ચોખ્ખી ના કહી. ફોજદારાદિક અધિકારીઓએ ધમકી દીધી પણ તે ડરી નહિ, ને માગે એટલા દામ આપવાની લાલચથી ડગી નહિ. મંત્રીએ મા જીરાજને સલાહ આપી કે આપની હજુરમાં બોલાવી એને શરમાવો. મયણલ્લદેવી કહે હું વેશ્યાનું મોડું જોતી નથી, ને દુરાચરણી નારીની જોડે વાત કરતી નથી. તેની વાણી અને તેનું ગાવું અપવિત્રછે તે સાંભળવાથી પાપ લાગે; તેને મળવાથી અભડાઇએ, માટે મારી સમીપ તેને લાવશોમાં. મુંજાલ મંત્રી પ્રવાસમાં જોડે હતો તેણે વિદિત કર્યું કે હવે તે માઠો ધંધો કરતી નથી, કોઇને ત્યાં ગાવા કે નાચવા ન જતાં નિત્ય મોહે કાજળ ચોપડી પોતાનો બધો કાળ કાયાકષ્ટ, પસ્તાવો અને ભક્તિ કરવામાં કાઢેછે. એની વાત નવાઈ જેવીછે. ચાલીશેક વરસ પર આ ગામને પાદરે બપોરાંને જાજરૂ જવાના ખેતરમાં પરોઢીએ બાયડીઓ આવી તેવારે તરતની જન્મેલી છોડી મુતરમાં પડેલી જોઈ. તે ટીંયા ટીંયા કરીને રોતી હતી. નારીઓ તેની આસપાસ વિટલાઈ તેના વિશે ચરચા કરતી ઉભી છે. એવામાં પાસેના ઝાડેથી વાંદરી ઉતરી ટોળામાં ધુસીને તે છોકરીને ઉપાડી લેઈ ઝટ ઝાડે ચડી જઈ તેને ધવરાવવા લાગી. કેટલીક બાયડીઓ બીને નાઠી ને કેટલીક બુમો પાડવા લાગી. તે ઝાડ તળે વાંદરીના બચ્ચાનું મડદું પડેલું તેમણે દીઠું. ગામમાં ખબર થતાં સેંકડો આદમી જોવા મળ્યાં. ધાવતાં પેટ ભરાયાથી વાંદરીના ખોળામાં છોકરી ઉંઘી ગઈ.

ગામના ઠાકોર, મુખી, મતાદાર, શેઠ, વગરે મળી એ છોકરીને છોડવવાનો વિચાર કરવા લાગ્યા. વાંદરીને માથે તીર મારતાં છોકરી ઝાડથી પડતો મરી જાય; પથરો મારતાં છોકરીને વાગે, કે વાંદરી છોકરીને નાખી દેતો અફળાતાં મરણ પામે. તરતનું જન્મેલું બાળક સહેજમાં મરે. ઠાકોરે ભેગાં થયલાં માનવીને સૌ સૌને ઘેર જવાની આજ્ઞા કરી. લોક ગયા પછી તે ઝાડ તળે લાડુ, પુરી, રોટલો, કેળાં ને દૂધ મુકાવી સર્વે ગયા; માત્ર એક આદમી દૂરના ઝાડને ઓથે સંતાઈ રહ્યો. વાંદરી ઉતરીને બધું ખાઈ પાછી ઝાડે ચડી ગઈ. વાંદરીને લાલચમાં નાખી તેનો ભય ભાગવાને કેટલાક દિવસ એમ કર્યું, થોડા દહાડા પછી લાવનાર આદમીને સંતાવવાની ગરજ રહી નહિ, તેના દેખતાં તે હેઠળ ઉતરી ભાણું જમે ને અંતે તે આદમી પાસે બેસે કે ઉભા રહે તોએ વાંદરી બીએ નહિ. પણ છોકરીને છાતી સરસી ડાબેલી રાખે. એ દરમીયાન ઠાકોરે તેની જણુતીની તલાસ ઘણી કરી પણ તેની કશી ભાળ લાગી નહિ. ધાસ્તી ઓછી લાગી તેમ વાંદરી વધારે ગાફેલ થઈ. એક દિવસે તેને માટે ભાણું લેઈ જનારની પહેલાં ઠાકોરનો એક લઠુ રજપૂત તે વૃક્ષની પાછળ જઈ ગુપચુપ બેઠો. ભાણું આવ્યું એટલે વાંદરી હેઠે આવીને જમવા બેઠી. તે ખાયછે તેવામાં પાછળ ભરાઈ બેઠેલા રજપૂતે હળવે રહીને તેના વાંસા ભણી પુંછડું ચંપાય નહિ તેવી રીતે આવીને ઝડપથી ને જોરથી તેની ગરદન ઝાલી ને પગે પુંછડું ડાબ્યું. તેનાથી છુટવાને વાંદરી પોતાના બે હાથ તેના હાથ પર નાખી નોર દેવા લાગી. એજ ક્ષણે ભાણું લાવનારે પેલી છોકરીને તેના ખોળામાંથી લેઈ લીધી. એટલામાં આસપાસ સંતાયલા રજપૂતો ઉઘાડી તરવારે દોડી આવ્યા પણ કોઇએ વાંદરીને મારી નહિ.

એકે ભાલુ ઉપાડી લીધું, અને પાછળથી ગળું ઝાલનારની પાસે બીજા આ-
વીને ઉભા એટલે તેણે વાંદરીને છોડી દીધી. લડવા ઉભી ન રેહેતાં કે ઝાડે ચડી ન
જતાં તે ઓલી છોકરી જેના હાથમાં હતી તેની પાછળ દયામણે મોડે હિંડવા લાગી.
ઠાકોરે છોકરીને અને વાંદરીને બેહુને પોતાના દેહેલામાં રાખ્યાં. થોડા વખતસુધી વાં-
દરીને સાંકળે બાંધી રાખતા, પણ તેમ ઘણા માસ કરવું પડ્યું નહિ. વાંદરીને નિત્ય
ત્રણવાર પુષ્ટિકારક ખોરાક ખવરાવે અને તે પેલી છોકરાને ધવરાવે. છોકરીનું ઘોડિયું
વાંદરીની પાસે રાખ્યું હતું. છોકરીને ધાવતાં ઉંઘ આવે એટલે તેને ખવાસણ તેમાં
સુવાડે ને વાંદરી હિંચોળે. ખવાસણો છોકરીને નવાડે ને રમાડે પણ વાંદરી હરકત કરે
નહિ. તેને બહાર લઈ જાય ત્યારે તેની જોડે જાય. વાંદરી ઘરમાં ફરે હરે ને જાણે
ઘરનું માણસ હોય તેવી હળી ગઈ. ઠાકોરના દીકરા દીકરી તેની પાસે જાય, પોતાનાં
માથાં જોવડાવે ને તેની જોડે રમે. પણ ઓલી છોકરી ઉપર જેટલું વાહાલ તેને હતું
તેટલું કોઈ બીજા ઉપર નહતું. એ છોડીનું નામ ઠાકોરે મારૂતી પાડ્યું. તે બે વરસની
થઈ તેવારે તેની ધાવ મરી ગઈ.

વાળુ કર્યા પછી ઠાકોરનું મનરંજન કરવાને ઘણીકવાર ગામની કુપા નામે ગુણકા
ગાવા આવતી. તેના ગાનથી એક વેળા ઠાકોર ઘણા રાજી થયા છે તેવામાં તેણે
અરજ કરી કે સાહેબ મારે પેટે છોડી નથી તેથી કૃપા કરીને મારૂતીને મને આપો. હું
એને દીકરી કરીને પાળીશ; તમારે દેહેલે તો જોઇએ એટલી લુંડીઓ છે. ઠાકોરે તેની
વિનંતી સ્વીકારી. કુપાએ છોડીને સંભાળથી ઉછેરી ને નૃત્ય તથા ગાનકળામાં ખબ-
રદાર કરી. કુપા ઘરડી થઈ તેવારે તેનું કામ મારૂતીએ ચલાવી વધારે જસ મેળવ્યો.
દેશાવર ફરવા જાય ને મસ પૈસા કમાય, અને કરેલાં પાપથી છુટવાને વરસે હજાર
બ્રાહ્મણ જમાડે. એકવેળા ઘણા દામ રળી ઘર ભણી આવે છે તેવામાં વગડામાં
લુટાણી. કોળીઓના મારથી તેની સાથેના માણસમાં નાસાનાસ થઈ. પ્રથમ ચારે મે-
રથી પત્થરા આવવા લાગ્યા. એક પત્થરો મારૂતીના માથામાં વાગવાથી તેનું માથું ફૂટ્યું
ને ભોંયે પડી. એટલે ચોરે આવી બે સાજન્દાને છેટે ઘસડી લેઈ જઈ પાઘડી લુગડાં
ને પાયજામા ઉતારી લેઈ ઝાડ સાથે નાગા બાંધ્યા. ને મારૂતીના અંગપરથી તમામ
દાગીના ઉતારી લીધા, તથા તેના ગાંસડા પોટલા, રાંધવાનાં વાસણ સર્વ લુંટી તેઓ
જતા રહ્યા. કેટલોકવારે ત્યાંથી ચાર વિદ્યાર્થી જતા હતા. મારૂતીને પડેલી ને લોહીઆળી
જોઈ તેમને દયા આવી. પોતાની તુંબડીમાંનું પાણી પાઈ તેને જાગરૂત કરી. માથાનો
જખ્મ ધોઈ ધોતીયું ફાડી પાટો બાંધ્યો ને પોતાના ગુરૂને આશ્રમે તેડી ગયા. થોડું
ચાલ્યા તેવામાં દૂરનો સાદ સંભળાયો– "આવોરે અમને છોડરે." વિદ્યાર્થી તે સાદની
દિશાએં ખોળ કરતા ગયા. પા ગાઉપર બે નગ્ન ડોસાને ઝાડે બાંધેલા દીઠા. તેમને
છોડી, પોતાના અંગવસ્ત્ર ફાડી લંગોટા વળાવી પોતાની જોડે લીધા.

તેમના સત્યાનંદ ગુરૂનો આશ્રમ ત્યાંથી ત્રણેક ગાંઉપર સાબરને કાંઠે રળીઆમણા

ઉપવનમાં હતો, ત્યાં એ સ્વારી સંધ્યાકાળે આવી. એ વેળા આથમતાં સૂરજને રૂષી અર્ઘ આપતા હતા. સંધ્યા પુરી થયા પછી સત્યાનંદ ગુરૂએ મારૂતી અને તેના બે સાથીની કને આવી ખબર અંતર પૂછી. માર ખાધાની અને લુંટાયાની વાત જાણી ખેદ પામ્યા. એમને આરામની જરૂર વધારે છે એવું જોઈ તેમને જમાડી સુવાડ્યાં ને કહ્યું વાણેવાયે નિત્ય કર્મથી પરવારી તમારી જોડે વધારે વાતચીત કરીશું.

બીજે દિવસે જાણવામાં આવ્યું કે મારૂતી વેશ્યા છે, ત્યારે રૂષી ખેદ પામ્યા કે એના પાપી પગલે મારો આશ્રમ અભડાયો. પણ વળી વિચાર કર્યો કે જે અભ્યાગત આવે તેને આશ્રય આપવો ને આપત્તિમાં પડેલાંને સહાય કરવી એ કર્તવ્ય છે માટે શિષ્યોએ કે મેં શાસ્ત્ર વિરુદ્ધ કરેયું નથી. સુસંગથી લાભ થાય છે તેનો લાભ આ અભાગણી નારીને અને તેના નીચ સાથીને મળે તો તેમનું અત્રે આવવું સફળ થાય. એમ વિચારી ગુણકાને તેણે બોધ કર્યો, કે મનુષ્ય દેહ ક્ષણિકછે, આત્મા અમર છે, અને દેહવડે કરેલાં પ્રત્યેક કર્મના ફળનો ભોગવનાર છે. સંસારના સુખદુખથી મોહ પામી તેને પરકાળ, અને પરલોકનું ભાન રેહેતું નથી, માયામાં ગરક થઈ જાય છે, વગેરે ધર્મના વિષયો સમજાવવા માંડ્યા, પણ જે જીવ અજ્ઞાન અને પાપમાં ડુબેલા છે તેમને ઝટ શી રીતે સમજણ પડે. રૂષીએ તેની જોડે બેસી ભગવાનનું સ્તવન ભજન કરયું, તેમાં એ ગુણકા અને તે બે સાથીનું મન સ્થિર રેહે નહિ. લુંટાયલા માલમાં અને ફરીને તે મળવાનો નથી વગેરે બાબતોમાં તેમનું ચિત્ત દોડે. પરંતુ તેમને સુભાગ્યે એટલું તેજ દિવસે સમજાયું કે રૂષી બહુ સારા પુરૂષ, જ્ઞાની, અને ઇશ્વર ભક્ત છે અને તેઓ જે કરે તેપર લક્ષ આપવું જોઇએ. રૂષીને તેમના ઉપર દયા આવી. તેમણે વિચારયું કે સુપાત્ર હશે તો સમજશે ને કુપાત્ર હશે તો આવ્યા તેવા પાછા જશે. ગુણકાએ બે ત્રણ દિવસ ત્યાં રેહેવાની ઇચ્છા જણાવ્યાથી ગુરૂજીએ તેમ કરવા દીધું. તેજ દહાડે વળી પાછલે પોહોરે સત્યાનંદ રૂષી તેમની કને આવી અનેક પ્રકારનાં પાપ સ્ત્રીઓ કરેછે તેમાંનું એક મોટું પાપ કરવામાં મારૂતીનો અમૂલ્ય ભવ વીતી જાયછે એ સમજાવ્યું, તેવારે તે ગુણકા લાજથી નીચું જોવા લાગી. તે બોલી કે મહારાજ સાચી વાત કહોછો, પણ એ પાપથી છુટવાને હું દર વરસે હજાર બ્રાહ્મણને જમાડુંછું અને મારી પાછળ ચોરાશી જમાડવાની ગોઠવણ કરીશ. કહોતો જીવતે જમાડું. રૂષી નિશ્વાસ મૂકી બોલ્યા રે! અજ્ઞાન જીવ! રે મૂઢ મતિ! બ્રાહ્મણ જમાડે તારાં પાપ કેમ બળે! તું નરકનો ટોપલો ભરી તારે માથે મૂકે ને તેમાંથી થોડું બ્રાહ્મ-ને જમાડે તેથી બાકીના નરકની દુર્ગંધ જશે વારૂ! આ દૃષ્ટાંત તારાં પાપને લગાડી વિચાર કર. તારા જેવા પાપી ને તારાથી વધારે કપટી ધૂતારા તને એમ સમજાવતા હશે, અને તું અને તારા જેવા ભોળા અને સ્વાર્થિ અજ્ઞાન માનશી પાપ કર્મ કર્યા જવાની, કુમાર્ગે ધન મેળવવા જવાની અને વિષયાનંદ ભોગવ્યાં જવાની લાલચે એવો જૂઠો ઉપદેશ ખરો માનતા હશો; પણ એવું સમજાવનારાને તારે ધૂતારા જાણવા. ખરા બ્રાહ્મણ વેદ ભણે છે, તેના અર્થ સમજી તે પ્રમાણે વરતે છે, શાસ્ત્ર ભણે છે, ને ભણાવે છે, અને જમવાની લાલચ કે ધનનો લોભ જરાએ રાખતા નથી.

તેમની સ્ત્રીઓને અને પુત્રોને સંસ્કૃત વિદ્યા ભણાવે છે, ઇશ્વર ભક્તિ કરાવે છે, અને વહેમથી દૂર રાખે છે. તેઓનો ઉદ્યમ એ કે લોકને ધર્મનો ઉપદેશ કરવો ને વિદ્યા ભણાવવી ને વેદ કર્મ કરવાં. એમ પ્રજાના ગુરૂ હોઈ ધર્મ અને સુનીતિ શિખવવી અને તેમને દૂરાચારથી દૂર રાખવાનો પ્રયત્ન કરવો એ તેમનાં કાંમ છે, ને તેને સારૂ પ્રજા તેમને અન્ન વસ્ત્રાદિ દેઈ તેમનો અને તેમના કુટુંબનો નિર્વાહ ચલાવે. તેઓ સાદા અને સંતોષી રહે છે. ગૃહસ્થના જેવો ઠાઠમાઠ તેમને જોઇએ નહિ. જેઓ લાડુભટ નથી; જેઓ મિષ્ટાન્નની આકાંક્ષા રાખતા નથી; જેઓ ભિક્ષા માગતા નથી, દુષ્ટનાં દાન લેતા નથી; વેદશાસ્ત્ર સંપન્ન અને સદ્ગુણી હોઈ એકાંત વાસમાં રહે છે, કે વસ્તીમાં રહેતો એકાંત વાસી કુટુંબના જેવા પવિત્ર રહેછે તે ખરા બ્રાહ્મણ. એવાતો તારે ઘેર કદી જમવા આવેજ નહિ. તે વ્યભિચારી સ્ત્રીનું મુખ ન જુવે, તેનું દાન ન લે, તેને ઓટલે ઉભા રહે તો તેવા હજાર બ્રાહ્મણ તારૂં અન્ન દર વરસે કેમ જમે? એવા એક બ્રાહ્મણે પણ તારૂં અન્ન ખાધું હોય તો તું કુકર્મી હોય શાની! ગ્રામ અને નગરમાં ભ્રષ્ટ બ્રાહ્મણો સેંકડો ને હજારો છે તેમને તું જમાડતો હઇશ. એમાંના કોઇ ભણ્યા છતાં નાસ્તિક, ઢોંગી, પાખંડી ને ભ્રષ્ટ છે, ને ઘણાક મૂર્ખ હોઇ ખેતી કરેછે, કોઈ કાછીઆનો ધંધો કરેછે, કોઇ દૂધ વેચે છે, કોઈ નાણા વ્યાજે ફેરવેછે, કોઇ વણિકના વાણોતરછે, કોઈ પત્રાળાં શીવેછે, કોઇ રાજાની ચાકરીમાં તલાટી, કારકુન, ને પટાવાળા છે, કોઇ દાણાનો વેપાર કરે છે, કોઈ ઘી વેચે છે, કોઇ મહેતાજી કે અંધ્યારૂ થઈ નિશાળ ભણાવે છે, કોઈ તંબોળી થઈ પાનસોપારી વેચે છે, કોઈ કંદોઈ છે, કોઇ રસોઇઆ છે; ઇત્યાદિ વૈશ્ય અને શૂદ્રનાં કર્મ કરે છે. એમની કોટે જનોઈ છે ખરી પણ તેઓ માત્ર નામના બ્રાહ્મણ છે, સાચા બ્રાહ્મણ નથી. એ લોક ઉદ્યમ કરેતો ભલે; ધંધો કરવો એ ખોટું નથી. પણ તેઓ ગુરૂ તુલ્ય પવિત્ર બ્રાહ્મણપણાનો દાવો કરે તો તેમને ઠગારા જાણવા. વેદ શાસ્ત્ર ભણેલા સદ્ગુણી ઈશ્વર ભક્ત, અને લોકને સત્કર્મનો ઉપદેશ કરે તેજ ખરા બ્રાહ્મણ, ને તેમને દાન આપ્યાનું અને જમાડ્યાનું પુણ્ય છે. સંસારી ઉદ્યમ કરનારાને ગૃહસ્થ બ્રાહ્મણ કહેતો ચાલે. તેઓ દાન પાત્ર કે ભોજનપાત્ર ગુરૂ ધર્મ કરનાર બ્રાહ્મણ ન કહેવાય. તેમણે પોતાના ધંધાની કમાઈ ઉપર આધાર રાખવો જોઈએ. જેવા વાણીઆ, કણબી, દરજી, સોની, લુવાર, ખાતરી, સુતાર, કડીઆદિક છે તેવા તેઓ. તેમનાથી નઠારા કોણ તે જાણે છે? જેઓ ધંધો કરતા નથી ને ભીખ માગે છે, લોકને અનેક વેશે ધૂતે છે, વેદશાસ્ત્ર ભણ્યા વિના ગોરપદુ ને ગુરૂપણું કરેછે, અને પોતે મૂર્ખ હોઈ કથા વાંચીને તથા પાખંડ કરીને લોકને અજ્ઞાન સાગરમાં અને વહેમની ખાડીમાં બુડાડે છે ને આડે રસ્તે ચડાવેછે. તેઓ ધૂતી ખાઉ ધુતારા બામણા છે. અગીયારમા, બારમા, મળમાસાદિકના લાડુ દૂધપાકાદિક ખાનારા ઠગ છે. તેઓ ભારે નુકસાનકારી છે. એની સાબીતી તારી જાતપર જો. તું વરસોવરસ હજાર એવા બ્રાહ્મણ જમાડે છે તથાપિ તેવીની તેવીજ પાપી રહેલી છે. પાપ કરતાં બંધ થવું એ સાચા બ્રાહ્મણ જમાડ્યાનું પહેલું ફળ છે. તે બ્રાહ્મણ જમવાને સાટે, જજમાનને જ્ઞાન આપે છે. તું વિચાર કરકે

વરસોવરસ તું સેંકડો કે હજારો રૂપીઆ કુકર્મ વડે રળી અને તેમાંથી હજાર હજાર બ્રાહ્મણ જમાડ્યા તેથી તું કેટલી સુધરી ! "ગુણકા કહે મહારાજ હું ઠાકોર સેવા, ને શિવલિંગ પૂજન પણ કરૂંછું ને ચંડીપાઠ ભણુંછું". સત્યાનંદ કહે તો ઠીક પણ તેથી તારા આચરણમાં શો ફેર પડ્યો ? તારા દુર્ગુણ કેટલા ઘટ્યા ? છળભેદ, કપટ, ઠગાઈ અસત્ય, દ્વેષ, અદેખાઈ, વ્યભિચારાદિ પાપ કરવાં તેં જારી રાખ્યાં છે. તો તારી સેવાપૂજા, ભકિત અને બ્રહ્મભોજનથી તને કાંઇજ લાભ થયો નથી એ નકી જાણજે. ઓસડ ખાધું અને રોગ મટ્યો નહિ તો તે ઓસડ વ્યર્થ ગયું. તને જ્ઞાન થયું નથી, તને પશ્ચાતાપ થયો નથી, તું પાપમાં ને પ્રપંચમાં મચી રહીછું. તારા જીવની શી વલે થશે તેનો વિચાર કર. તારા જન્મારાનો ઘણો કાળ તેં મિથ્યા ખોયો; તેં પાપનો મોટો ગાંસડો બાંધ્યો છે; તને પુણ્યનો સ્પર્શ જરાએ થયલો નથી, માટે હવે પસ્તા ! તું અને આ બે તારા સાથી પૃથ્વી ઉપર નરકમાં ઘુમોછો, અને મુવા પછી નરકે જવાના છો. માટે હજી વખત છે તમે પસ્તાવો કરો, કુકર્મ છોડો ને શુદ્ધ થઈ પરબ્રહ્મ પરમેશ્વરની ભકિત કરો ! તારી આ સુંદર કાયાતો અગ્નિમાં બળી જવાની છે, તારો લાંબો ચળકતો કાળો ચોટલો ઘાસના પુળાની પેઠે સળગશે, તારી હરણ જેવી આંખ્યોપર અંગારા મુકવામાં આવશે, તારો મધુરકંઠ, તારી કોમળકાયા,તારૂં સુંદર મુખ બળી જશે, ને તારા પાપી આત્માને જમડા ઝાલી જશે. ચેત ! રે દુષ્ટ ! તું ચેત ! તમે ચેતોરે પાપી માણસો ચેતો ! હે વિષયાસક્ત નારી તું શા અર્થે આ પૃથ્વીપર જન્મીછે તેની શોધ કર ! હે પાપીજનો ! હે આંધળાં માણસો તમે તમારી અંતરની આંખ્યો ઉઘાડી જુવો ને સદ્ધર્મ ખોળો !"

ગુણકા અને તેના બે સાથી લાંબા સુઈને રૂષીને પગે લાગ્યા; તેમની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. ગદગદ કંઠે મારૂતી બોલી—"મહારાજ ક્ષમા કરી મને તારો !" ગુરૂ કહે તમે પ્રભુની ક્ષમા માગો, હું કાલ સવારે તમને મળીશ. એમ કહી સત્યાનંદ ભોજન કરવા ગયા. ગુણકા અને તેના સાથીને માટે ભાણાં મોકલ્યાં પણ તેમણે ખાધાં નહિ. તેઓ શોકાતુર થઈ રૂદન કરતાં હતાં ને ભગવાનની ક્ષમા માગતાં હતાં. જમવાપર તેમને રૂચી ન થઈ. તેઓ પશ્ચાતાપમાં ગરક થઈ ગયાં. પોતાનાં કુકર્મ સંભારી કાંપવા લાગ્યાં.તેમની ઊંઘ ઉડી ગઈ; ભૂખ તરસ જતાં રહ્યાં. જેમ પકડાયલો ચોર ડરે તેમ તેઓ ડરવા લાગ્યાં. આખી રાત પશ્ચાતાપમાં વહી ગઈ.પ્રભાતે કુવે જઈ ત્રણે જણ નાહ્યાં ને પ્રભુનું સ્તવન કરવા બેઠાં, પણ સ્થિર મને ઉપાસના થઈ શકી નહિ. પાપથી કઠોર થઈ ગયલું મન એક રાતમાં શુદ્ધ કેમ થાય ? ન થાય. ગુરૂ સત્યાનન્દે આવી તેમને કહ્યું કે કુટેવ પડી હોય તેનું પ્રથમ જ્ઞાન થવું જોઇએ, પછી તેને કાઢવાને હઠથી મંડ્યા રહેવું જોઇએ. જે કરવાની ટેવ પડી હોયતે ભણી મન ફરી ફરીને વળે છે, માટે તેને વારેવારે વારવું જોઇએ. આગ્રહથી ઘણે કાળે તે ઠેકાણે આવે છે; ઘણી મહેનતે તે સદમાર્ગ ભણી જાય છે. સદમાર્ગે જતાં તેને તેનો જૂનો કુમાર્ગ સાંભરી આવેછે ને તે તરફ વળવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે. માટે ઘણી સંભાળ.રાખવાની જરૂર છે. હું તમને રાગ રાગણીમાં જોડેલાં ભગવત ભજનની

પોથી આપુંછું તે ગાજો, સાચા સાધુસંતનો સંગ રાખજો, પાખંડ તજી, મનોવિકારને પારખી સદ્ધર્મે ચાલવાનો પ્રયત્ન નિરંતર કરશો તો જગદીશની દયાને પાત્ર થવાનો સંભવ છે." આ ઉપદેશને અંતે તેમને આશીરવાદ દેઈ ગુરૂ તેના વિદ્યાર્થીઓને ભણાવવા ગયા. ગુણકાએ ત્યાંજ જોગેણનો વેશ ધારણ કર્યો ને તેના બે સાથીને કહ્યું કે તમારે તમારો ધંધો કર્યા કરવો હોય તો તમને હું રજા આપુંછું; તેમ બીજી કોઈ ગુણકાની નોકરીમાં રહો. મારી ચાકરીમાં રહેશો તો બીજું કામ સોંપી તમને પાળીશ. તેમણે તેની નોકરી છોડવાની ના કહી ને ત્રણે ગુરૂને પગે લાગી ગુરૂની રજા લેઈ ઘેર આવ્યાં. ઘેર આવી સત્યાનંદને અન્ન વસ્ત્ર, ગાય, અને ધન મોકલ્યું, પણ તે સાત્વિક ગુણના સંતે તેમાંનું કશું રાખ્યું નહિ. તેણે કહાવ્યું કે કુકર્મે, લાંચે, ચોરી-વડે, કાવતરાથી સંપાદન કરેલું દ્રવ્ય હું રાખનો નથી. મને તથા મારા સાધુ કુટુંબને અલ્પ દ્રવ્યથી સંતોષ રહેછે. એક બે વરસના પ્રયોગથી તમારૂં મન સદ્‌વૃત્તિમાં દૃઢ થશે, તમારી દુરાચારની વાસના નાશ પામશે ને તમે સદ્ગુણવડે પવિત્ર થશો ત્યારે તમારૂં દાન ગ્રહણ કરીશ. જે બ્રાહ્મણ પાપીનું દાન અંગીકાર કરે તેનું બ્રહ્મતેજ નાશ પામે છે; પાપીનું અન્ન ખાનારની બુદ્ધિ ભ્રષ્ટ થઈ પાપ ભણી વળેછે; તેનામાં લોભ, ગર્વ, મત્સરાદિભાવ પુષ્ટ થાય છે; જેવા આપનાર તેવા લેનાર થાય છે.

આ સુબોધ ગુણકાને સજડ લાગ્યો. ત્યારથી સન્નારી થવાનો તેનો પ્રયાસ સ્તુ-તિપાત્ર છે. એ વેળાથી એ બાઈ ભુંડાં કર્મ કરતી નથી ને ભૂડાંનો સંગ રાખતી નથી. પોતાનું જે ધન હતું તેમાંથી કેટલાકની જમીન વેચાતી લીધી છે તેવડે તેનો નિર્વાહ ચાલે છે, ને બાકીનું પરોપકારાર્થે વાવરે છે માટે એને આપની હજુરમાં તેડવામાં અન્તરાય રાખવાની જરૂર નથી.

મંત્રીનું એ વર્ણન સાંભળી માજીરાજ પ્રસન્ન થયાં ને તે બાઇને પોતાની સમક્ષ બોલાવી પૂછ્યું કે લોકહિતાર્થે તારૂં ઘર વેચાતું માગુંછું તે શા વાસ્તે નથી આપતી. એ તળાવ બંધાએથી માણસ અને ઢોર બેહુના ખપમાં આવશે. એવા કામમાં તો તારે સાહે દેવી જોઇએ. મારૂતી કહે એ હું સમજુંછું. પણ આપની માગણી મને યથાર્થ નથી લાગતી મારૂં ઘર અંદર આવે એવેજ સ્થળે શા માટે બાંધવું જોઇએ. બીજી મેર થોડે છેટેથી આકાર કરાવો તો કશી અડચણ નથી. રાજ્યાધિકારીઓને રાજબળનો મદ ચડેલો હોય છે તેથી તેઓ બીજાના દુઃખપર લક્ષ રાખતા નથી. મયણલ્લદેવીએ કહ્યું ઝાઝું બોલવાની જરૂર નથી. પ્રજાનો ધર્મ છે કે રાજ્ય કર્ત્તાને પ્ર-સન્ન કરવા. તારે આપવું છે કે નહિ? મારૂતી કેહે નથી આપવું. સામ દાન ને ભય ત્રણેવડે મારૂતીને સમજાવી પણ તેણે માન્યું નહિ, ને ઉઠતી વેળા બોલી કે તમારૂં નામ તળાવ કરાવેથી રહેશે ને મારૂં ઘર વેચાતું નહિ આપેથી મારૂં નામ રહેશે.

તેના ગયા પછી માજીરાજે મંત્રી સભા બોલાવી એ વિષે વિચાર કર્યો. કેટલાકનું મન એવું હતું કે બળાત્કારે ઘર લેવું, પણ બહુ મતથી તેમ કરવાની ના ઠરી, ને ત-ળાવ વાંકું ખોદાવ્યું. એનું નામ મયણલ્લ તળાવ પડયું. એનો અપભ્રંશ થઈ હાલ તે મલ્લાવ તળાવ કહેવાયછે. ગુણકાનું ઘર બળાત્કારે લેવાનો વિચાર માજીરાજે નામંજુર

કર્યો. એ વાત જાણી પ્રજા રાજી થઈ. એ બનાવપરથી કહેવત ચાલી છે કે ન્યાય જોવો હોય તો મલ્લાવ તલાવ જુવો.

ધોળકેથી રાજ સ્વારી વીરમગામ ગઈ. તુલાધનમાંથી ત્યાંપણ તળાવ કરાવ્યું. એનું નામ મયણલ્લસર પાડ્યું. હાલ તે મોનસર કહેવાયછે. વીરમગામથી વઢવાણ ગયાં. વઢવાણથી, ધંધુકે, ત્યાંથી ખંભાત, અને ખંભાતથી ભરૂચ સ્વારી ગઈ. બધે ઠેકાણે કુવા, તળાવ, વાવાદિક જેની ગરજ જણાઈ તે બંધાવ્યાં, તથા જે જૂનાં હતાં તેઓને સજ કરાવ્યાં.

ભરૂચમાં એક મોટું કામ રાજમાતાએ સિદ્ધ કરવું ધારેલું હતું. તેનો વેવિશાળ કરણ સોલંકી વેરે મળ્યો ને તે લગ્નને માટે ગૂજરાત આવવા નીકળી તેવારે તેનો ગુરૂ અને શિવકાંચીનો પંડિત શિરોમણી તેને આશીરવાદ દેવાને આવ્યો. એ આશીરવાદને માટે મયણલ્લદેવીએ તેને મૂઠી ભરીને સુવર્ણ દામ આપવા માંડ્યાં. ગુરૂજી કહે મારે તારૂં ધન નથી જોઇતું, તારૂં વચન જોઇએછે તે અપાય તો આપ. દેવી કહે ગુરૂજી મારાથી થઈ શકે તેવું કામ હશે તો કરીશ. ગુરૂ પિતા સમાન છે, માટે મારૂં જેથી રૂડું થાય એવુંજ આપ માગશો એવો મને નિશ્ચય છે. ગુરૂ કહે બેટી મારા મુખમાંથી સદા નીતિશાસ્ત્ર યુક્ત કલ્યાણ વાણીજ નીકળે છે. તું જે દેશની પટરાણી થવા જાય છે તે દેશમાં તારે હાથે મોટું પરમાર્થનું કામ થઈ શકે તેવું છે. ધનના લોભે કરીને આ કળિયુગના રાજા કર વેરા લેવામાં ધર્માધર્મ જોતા નથી. જે અધર્મ વેરા આ કાળમાં લેવાય છે તેમાંનો એક તીર્થયાત્રાના સ્થળોમાં જાત્રાળુ લોક કનેથી લેછે તે બહુ નઠારો છે. ગરીબ લોક આપી શકતા નથી તેથી તે બાપડા જાત્રા કરી શકતા નથી માટે ઘણો ખેદ પામે છે. આવો કર તારા સ્વામીના રાજ્યમાં નર્મદા નદીપર શુકલ તીર્થથી થોડે અંતરે પૂર્વમાં સોમેશ્વર મહાદેવની મોટી યાત્રા ભરાય છે. ત્યાં લેવાય છે. આખા ભરતખંડમાંથી લાખો માણસ ત્યાં જાત્રા જાય છે. દક્ષિણથી જનારા ભાળોદ આગળ પાર છે ત્યાંથી સામે કાંઠે જાયછે. અહિં રાજ્ય તરફથી દરેક માણસ પાસેથી ભારે વેરો લેવામાં આવે છે. આગલા ભવમાં તું નિર્ધન બ્રાહ્મણી હતી. ઘણે દૂરથી મહા કષ્ટ વેઠથી તું ત્યાં ગઈ. સોમેશ્વરના દર્શનનો તને ભારે અભિલાષ હતો. તે દર્શનથી તારો જન્મારો સફળ થાત. પણ અફસોસ! તને કર લેનારે અટકાવી. તારી પાસે દામ મળે નહિ તે શું આપે? તેં ઘણા કાલાવાલા કર્યા, પણ તે નિર્દયે માન્યું નહિ. રેવામાં પગજ ન મુકવા દીધો. તે કહે પહેલાં દામ મૂક પછી જા. તું રડી, કકળી, તેં માથું કુટ્યું પણ તે દુષ્ટને દયા આવી નહિ. તું લાંઘવા બેઠી ને ભૂખે મરી ગઈ. આ અન્યાય, આ જુલમ, મુટાડવો હવે તારે હાથ છે. માટે વચન આપકે એ વેરો કાઢી નંખાવીશ. દેવીએ ગુરૂની વિનંતી સ્વીકારી. પાટણ આવ્યા, પછી તેનું મુખ રાજાને ગમ્યું નહિ. જેનું રાજા મોડું ન જોય તે બીચારી શું કરી શકે. રાજા જોડે બનાવ થયા પછી એ કાર્ય કરવાનો આજ સુધી પ્રસંગ હાથ લાગ્યો નહોતો. આ વેળા તેના હાથમાં કુલ અધિકાર હતો, પરંતુ તેના મરણ પછી એ કર પાછો જારી ન થાય માટે કુમાર પાસે વચન

લેઈ તેને હાથે રદ કરવાની યુક્તિ તેણે રચી. મા દીકરો ભરૂચથી છુપે વેશે ભાલોદ ગયાં. ત્યાં ગરીબ લોકનું કરગરવું બાળરાજાને નજરે દેખાડ્યું. ધર્મને ઉત્તેજન આપવું એ રાજાનું કામ છે તેને ઠેકાણે આ ઉલટું બને છે. સિદ્ધરાજને રંક લોક ઉપર દયા આવી. એ જોઈ માજીરાજે પોતાના ગુરૂએ કહેલી વાત કહી. પૂર્વ જન્મમાં પોતાની મા ગરીબ બ્રાહ્મણી હતી એ વિષે બાળ રાજાના મનમાં સંદેહ ઉત્પન્ન થયો. જે ગપ સાંભળી તે ખરી ન માનતાં તે વિષે પુછપરછ અને વિચાર કરવો એવો તેનો સ્વભાવ હતો. તેણે પૂછ્યું કે ગુરૂના જાણવામાં કેમ આવ્યું કે પેલે અવતાર તું નિર્ધન બ્રાહ્મણી હતી અને ભાલોદ આગળ ઘાંચણ કરેથી તારો કાળ થયો? રાજમાતાને આ પ્રશ્ન ગમ્યો નહિ? ધર્મની બાબતમાં, ભોળી સ્ત્રીઓની પેઠે, ગુરૂ કહે તે માનવું એવું તે સમજતી. કુંવર જોડે આ વિષે તેણે વાદ કર્યો, પણ પુનર જન્મની વાત સાબિત કરી શકી નહિ. પરંતુ રાજા જયસિંહનું મન ઉદાર હતું, ને માતુશ્રી ઉપર તેને ઘણું વહાલ હતું. માતા ભક્તિ ભાવે તે વરતતો. માટે આ વેળા રાજ્યની ઉપજને ભારે હાની છતાં તેણે માને કોલ આપ્યો કે એ કર આજથી માફ કરૂંછું. એમ વરસે લાખો રૂપીઆની ઉપજ ખોઈ તેણે પોતાની જનેતાને પ્રસન્ન કરી. ધન્યછે એવા પુત્રને!

સોમેશ્વરનાં દર્શણ કરી મયણલ્લદેવીએ સોનાનો તુલા પુરૂષ ચડાવ્યો. સિદ્ધરાજની સોનાની પ્રતિમા હાથમાં ન્યાય તોળવાનાં ત્રાજવાં વાળી કરાવી શિવને અર્પણ કરી, તથા તીર્થવાસી બ્રાહ્મણના પુત્રોને ભણાવનાર ગુરૂઓને વર્ષાશન બાંધી આપ્યાં તથા બ્રાહ્મણ, સન્યાશી વગેરે જમાડી જાચકોને દાન આપ્યાં.

માગણોમાં તેનો જેજેકાર થઈ રહ્યો છે તેવામાં અણહિલવાડનગરથી સમાચાર આવ્યા કે માળવાનો રાજા યશોવર્માન ફોજ લેઈ રાજ્યધાનીપર ચઢી આવ્યો છે. જયસિંહદેવને ભાવતું હતું ને વૈદ્યે કહ્યું. જૂઠાં વખાણ કરનારા ભિક્ષુકોથી તેનું મન કંટાળી ગયું હતું ને રાજકાજ હાથમાં લેઈ પુરૂષાર્થ કરવાને આતુર થઈ રહ્યો હતો તેને અહિંથી ઉતાવળે છૂટવાનો સારો લાગ મળ્યો. પોતાનું શૂર, પરાક્રમ અને બુદ્ધિબળ શત્રુની સામે દેખાડવાને તે તત્પર થયો. રાજદૂતને મોઢે માળવી રાજાની સ્વારીની વાત સાંભળતાં વારને ક્રોધ અને શૂરના જોશમાં ઉભો થયો ને મિયાનમાંથી શમશેર તાણી બોલ્યો રે "યશોવર્માન! તું મને બાળક જાણી મારા દેશપર ચઢી આવ્યો છે, ને વગર વાંકે મારી પ્રજાને પીડે છે. પણ આ અપરાધને માટે હું તને એવી શિક્ષા કરીશ કે તું આખા જન્મારામાં ભૂલીશ નહિ. પ્રધાનજી ઉઠો ને ઉતાવળે કુચ કરવાની ગોઠવણ કરો. બાળરાજાનો આ ઉમંગ જોઈ તેની માતાનું હૃદય હરખથી પ્રફુલ્લિત થયું. તેજ દિવસે રાજસ્વારી ઉપડી ઉત્તરભણી ચાલી.

---

## प्रकरण ५ मुं. सहस्रलिंग सरोवर.

પાટણ પહોંચ્યા પેહેલાં માલમ પડ્યું કે ત્યાંના મુખ્ય કારભારી સાંતુ મંત્રીએ ધન આપી માળવાના રાજાને પાછો વાળ્યો હતો. એ જાણી ગૂર્જરેશ્વરને બહુ ક્રોધ ચડ્યો. તેણે રાજધાનીમાં જઈ તુરત તે મંત્રીને કેદ કર્યો, ને સ્વધર્મ ચૂકવાનો આરોપ

તેને શિર ચડાવી તેનો ન્યાય કરવાને પંચ નિમ્યા. બધો રાજ્યાધિકાર પોતાને હાથ લેઇ મંત્રી મંડળ બોલાવ્યું. માળવાની મર્યાદાના થડમાં અને પાટણ સુધી માર્ગમાં જે ઘઢ હતાં તેના ઘઢવી વઢ્યા નહિ ને પરદેશી રાજાને કોઇએ શેહ પોહોંચાડી નહિ, જરાએ ખાળ્યો નહિ, ને સાંતુ મંત્રીએ યુદ્ધ નકર્તાં વાંણીઆઇ વિદ્યા કરી, શત્રુને તાબે થયો, દ્રવ્ય આપીને દેશને, રાજ્યને, અને પૂર્વજોને લાજ લગાડી માટે તેઓ શિક્ષાને પાત્ર થયા; એમને ઘાંચીની ઘાણીમાં ઘાલી પીલવા જોઇએ. એમ ક્રોધના આવેશમાં બોલી ગુનેહગાર ગઢવીઓને પકડી મંગાવવાની અને વિગ્રહને અર્થે સૈન્ય સજ કરવાને આજ્ઞા દીધી.

જુવાન મહારાજનું કોપથી વિક્રાળ થયલું રૂપ જોઇ વાણિયા મંત્રી કાંપવા લાગ્યા. મહારાજને યુક્તિથી તાઢો પાડવાનો વિચાર કરી મુંજાલ મંત્રી બોલ્યો કે માળવાના રાજ્યનો કચરઘાણ વાળવાનો લાગ સારોછે. મા જીરાજના કારભારમાં ધનનો સંગ્રહ મસ થયોછે; આ વરસનો પાક આખા દેશમાં સારોછે; ને ક્ષત્રીઓ યુદ્ધને માટે તત્પર થઇ રહ્યાછે; મહારાજની આજ્ઞા થતાં વારને સર્વે હાજર થશે. સર્વ તૈયારી કરવાનું કામ હું મારે માથે રાખુંછું. અપરાધી નાયકો, જેમણે પોતાનાં કર્તવ્યકર્મ કર્યાં નહિ ને શત્રુને છેક રાજધાની સુધી બીન હરકતે આવવા દીધો તેમને એકદમ હજુરમાં હાજર થવાના હુકમ આજે મોકલુંછું.

મંત્રી મંડળમાંથી ઉઠી રાજા ધન ભંડારમાં ગયો, હિસાબના ચોપડા મંગાવ્યા ને તપાસ્યા તથા રોકડ સોનારૂપાના દામ તોળાવી હિસાબ પ્રમાણે છે કે નહિ તે નક્કી કર્યું. એ ભંડારનું કામ સંતોષ કારક જણાયું. બીજે દિવસે શસ્ત્રભંડાર જોયો. તેની સ્થીતિ સંતોષકારક નહતી. બખતરો,તરવારો, બરછીઓ, ભલોડા, ચક્રાદિક શસ્ત્રો માઠી અવસ્થામાં હતા માટે શસ્ત્રભંડારીને નોકરીપરથી દૂર કરી દંડ અને કેદની સજા કરી. રાજ્યધાનીના રક્ષણને માટે રેહેનારી સેનાના ઉપરી સામંતને બોલાવી પુછ્યું કે તેં કેમ યુદ્ધ ન કર્યું ? તું કેમ બેશી રહ્યો ? સામંત કહે મહારાજ સાંતુ મંત્રીએ મને વઢવાની મના કરી તેથી લાચાર થઈ હું મેદાન પડ્યો નહિ. પણ ક્ષમાવચન દેઈ સત્ય બોલવાનું ફરમાવો તો હું યથાર્થ છે તે વિદિત કરૂં. મહીપતિ કહે હું તને અભય વચન આપુંછું, સાચી હકીકત મને જણાવ. સામંત કહે આપના પ્રતાપિ પિતાને સ્વર્ગ વાસી થયાને દશ વર્ષ થઈ ગયાં. એ અવધમાં સેના, ઘઢ, શસ્ત્ર, ઘોડાદિક યુદ્ધની સામગ્રી ઉપર વાણીઆ મંત્રીએ લક્ષ આપ્યું નથી. તેમનું લક્ષ કેવળ ધનસંગ્રહ ઉપર હતું. ખરચ ઓછો કરી જેમ બને તેમ કરકસર કરી વણિક જાતિના સ્વભાવ પ્રમાણે દ્રવ્યભંડાર ભર્યો છે, પણ દેશના બચાવની તૈયારીપર જોઇએ તેટલું લક્ષ આપ્યું નથી. ભીલ,કોળી, કે કોઈ નાનો રાજા ફિતુર કરતો તેનો તુરત નાશ કરવાનું બની શકે તેવું હતું, પણ કોઈ મહારાજા મોટું બળવાન સન્ય લેઇને એકાએક આવે તો ગૂર્જર સેના ફતે પામે તેવી સ્થીતિમાં નથી. 'ધણી વગરના સૂનાં ઢોર'; તેમ અમારો સ્વામી બાલ્યાવસ્થામાં એટલે અમારી સંભાળ કોણ લે ? અને સંભાળ, નિરંતર જાગરૂતી ને તપાસ વિના સૈન્ય, કિલ્લા, હથીઆરાદિ માઠી અવસ્થામાં હોય તેમાં નવાઈ શી ? પરરાજ્યોમાં શું બનેછે

તેની એ ખબર રાખવામાં આજ સુધી આવતી નહિ. માળવી રાજા કોણ જાણે ક્યારની તૈયારી કરતો હશે તે એકાએક ચઢી આવ્યો; આપણી તરફની કશી તૈયારી થયેલી નહતી; સીમા ઉપરના અને માર્ગના ઘઢોને ઘેરી લેતી સેના મૂકતો તે આપણા દેશમાં ધસી આવ્યો. ઘઢવીઓ અંદર રહી લડ્યા ને એકે ઘઢ શત્રુને હાથ જવા દીધો નહિ, પણ તેઓ મેદાન પડી તેને ખાળી શક્યા નહિ, તેમાં તેમનો શો વાંક કાઢીએ! વળી એવે પ્રસંગે સાંતુ મંત્રીએ વાણીઆગત કરી તે મારી અલ્પ મતી ને, મારી મંદ બુદ્ધિને ઠીક લાગેછે કેમકે સામા થયા હોત તો ભારે હાની થાત. હવે એ મંત્રીઓ પ્રથમથી સાવચેત ન રહ્યા એતો મોટી ભૂલ ખરી. તેઓ ક્ષત્રી નથી તેથી યુદ્ધને માટે કેવા સજ થઈ રેહેવું જોઇએ એનું તેમને જ્ઞાન નહિ. એ વિના બીજું બાનુ તેમની પાસે નથી. મોટો ધન સંચય કરી તેમણે આપને મોટું સાધન પુરૂં પાડ્યુંછે. તેમને એક વાતે વખાણુંછું, તે એકે તેમણે પ્રમાણિકપણે રાજ્ય દ્રવ્યનો સંગ્રહ કર્યો છે. આપની માતાજીએ જે વર્ષાશનાદિક નિમણુકો તેમને બાંધી આપેલી તે ઉપરાંત એક દોકડો તેમણે લીધો નથી; તેમણે પોતાનાં ઘર કોઈ પ્રકારની લુચ્ચાઈ, ચોરટાઈ, લાંચ, વગેરેથી ભર્યાં નથી. વસુલાત અને ન્યાય ખાતાને માટે આપના હાલના વાણીઆ અને બ્રાહ્મણ કારભારીઓ યોગ્ય છે. હવે માળવી રાજાએ કરેલા અપમાનનું વેર વાળવાને માટે પ્રથમ કેટલાંક વરસ સુધી સજ થવું જોઈએ. ઘઢોને સમરાવવા; ફોજમાં ભરતી કરવી; કવચ અને શસ્ત્રોને સજ કરાવવાં; ઘરડા ઘોડાને કાઢી જુવાન ને બળવાન નવા લેઈ તેમને કેળવવા; સેનાની કવાયત પાકી કરવી; ઘઢોમાં વધારે જોદ્ધા રાખવા, પુષ્કળ ધાન્યનો અને ઉંટ, ખચ્ચર, ગાડાં વગેરેનો સંગ્રહ કરવો, અને માંડલિક રાજા રાણાને એજ રીતે સજ થવાને આજ્ઞા દેવી. વળી એ સર્વ ગુપચુપ હોવું જોઈએ કેમકે શત્રુના જાણવામાં એ તૈયારીની વાત આવવી ન જોઈએ. તેનું લક્ષ એ ઉપર ન લાગે માટે આપણે કોઈ શાંતીના મોટા કામનો આરંભ કરવો જોઈએ." એ સાંભળી સિદ્ધરાજે કહ્યું હું એ વિષે વિચાર કરીશ. હાલ તમે તમારા કામપર જાઓ. સેનાપતિ નમસ્કાર કરી પોતાની નોકરીપર ગયો.

એ સેનાપતિનું નામ આર્યસિંહ ચાવડો હતું. તેણે જે જે કહ્યું તેપર ભૂપતિએ મનન કર્યું. તેનું મત તેને સાચું જણાયું. પછી મંત્રી મંડળને બોલાવી તે વિષે ફરીને વિચાર કર્યો. પરરાજ્ય ભણીથી આવનાર સ્વારીની સામા થવાની ગોઠવણમાં ગફલત હોવાને માટે કારભારીઓને ઠપકો દીધો ને રાજ સેવામાં પોતાની નાતના પુષ્કળ વાણીઆ ઘોંચી ઘાલ્યાનેમાટે નાખુશી દેખાડી, કેટલાક નવા રાખેલા તથા અયોગ્ય નોકરોને રજા આપી તથા તેજ વેળા આર્યસિંહને ત્યાં બોલાવી તેને યુદ્ધખાતાનો મંત્રી નિમ્યો અને સર્વ પ્રકારની તૈયારી ત્વરાથી કરવાને આજ્ઞા કરી, કહ્યું કે જે જે કરવામાં આવે તેની પ્રથમ મંજુરી લેવી ને તે કામ પાર પડે કે તેનું વૃત્તાંત લખી મોકલવું. ઉપરાછાંપરી મંત્રીમંડળ ભરી આર્યસિંઘની ભલામણ મંજુર કરીને તેમાં નવી યોજના રાજાએ

પડે ઉમેરી.

એમ વિગ્રહને માટે સજ થવા માંડ્યું તેના સમાચાર પ્રસરે નહિ માટે પ્રજાનું અને પર રાજ્યોનું લક્ષ રોકવાને રાજ્યાભિષેકની ક્રિયા મોટા ડોળથી કરવાની ગોઠવણ કરી ને તેને અંગે અણહિલપત્તનની થડમાં મોટું સરોવર કરાવવાનો મનસુબો કર્યો. બહુ ખુણુ આકારનું વિશાળ તળાવ અને તેને કાંઠે ફરતાં એક હજાર શિવાલય અને પ્રત્યેક શિવાલયમાં શિવલિંગની સામા મહારાજનાં માબાપ હાથ જોડીને સ્તવન કરતાં ઉભેલાં, (નંદીને જમણે પાસે રાજાકર્ણની આરસની મૂર્તિ અને ડાબે પાસે રાણી મયણલ્લદેવીની મૂર્તિ) એવા પ્રકારનો આકાર કરવાની આજ્ઞા મીસ્ત્રીરાજને આપી. જે દિવસે રાજ્યાભિષેક થાય તેજ દિવસે એ સરોવરનું ખાત મુહૂર્ત કરવાનો ઠરાવ કર્યો.

એ શુભ દહાડે પાટણનગર પધારવાને ધર્માચાર્યોને, માંડળિક રાજા રજવાડાને, મોટા નગરોના દેસાઇ,જાગીરદાર, શેઠ શાહુકારાદિકને આમંત્રણ મોકલ્યાં; ને જેને જેવા ઘટે તેવા સરપાવ આપવાને કામદારો માલ વહોરવા લાગ્યા. આખા રાજ્યમાં ઝવેરી, કાપડીઆ, સોની વગેરેની રોજી તડામાર ચાલી, કેમકે જેઓને મહારાજ તરફથી સરપાવ મળવાના હતા તેમણે પ્રથમ મહારાજની સેવા કરવાનેમાટે તરેહ તરેહના માલ લેવા જોઇએ. પાટણનગર શણગારવાનું કામ પણ ઉતાવળે ચાલ્યું.

રાજ્યાભિષેકનો દિવસ પાસે આવતો ગયો તેમ ધામ ધુમ વધતી ગઇ. પરોણાને માટે શેહેરમાં ઉતારા તૈયાર કરવાને અને શેહેર બાહાર ડેરાતંબુઓ, રાવટી, પાલ, ને માંડવા ઉભા કરવામાં હજારો માણસ કામે લાગ્યાં. રાજા રાણા, ઠાકોર ઠકરાળાંની સ્વારિઓ આવવા લાગી. નગર બાહાર મોટો બજાર મંડાયો ત્યાં અને નગર માંહેની હાટોમાં અનાજ, શાક, મીઠાઇઆદિક ભાત ભાતના ખાવાના પદાર્થોના ઢગના ઢગ જોવામાં આવે. કંસારા, સોનીવાણિઆ, દોશીવાણિઆ, હથીઆર વેચનારા લૂહાર, ચીતારા, રમકડા વાળાદિક વેપારીઓની રોજી ચાલી; પરગામથી તરે તરેના માલ ભરેલા લાખો પોઠી આવ્યા. ઘોડા ગાડીની દોડા દોડ થઇ રહી ને પાળાની ભીડતો એટલી થઇ કે ઉતાવળે ચાલવું કઠણ પડે. નોબત, ઢોલ,શરણાઇ વગેરેના નાદથી નગર ગાજી રહ્યું. કુસ્તી, પટા, અનેક પ્રકારના ખેલ અને તમાશા થવા માંડ્યા. ઠેરવેલ દિવસે પ્રાતઃકાળે તળાવનું ખાત મહૂર્ત કરવાને મોટી સભા તે સ્થળે ભરાઇ. રાજમંડળ, જાગીરદાર ગ્રહસ્થો, મહાજન તથા ગુરૂ વર્ગાદિક સર્વ આવી રહ્યા પછી જયસિંહ દેવની સ્વારી મોટા ઠાઠમાઠથી આવી. માહારાજ હાથીએથી ઉતરી મંડપમાં પધાર્યા તે વારે સર્વ મંડળી ઉભી થઇને મોટે સાદે "ગુર્જરેશ્વર મહારાજની જે" બોલી તે સાંભળીને લાખો માણસ આસપાસ ભેગું થયું હતુ તેણે તે બોલ ઉપાડી લીધા તેથી આખું આકાશ જય નાદથી ગાજ્યું. થોડી વારમાં સર્વ શાંત થતાં ભૂપાળે યથાવિધિ ખાત મહૂર્ત કર્યું. પાન ગુલાલાદિ વહેચ્યા કેડે સભા ઉઠીને ઠેરવેલ અનુક્રમે રાજ મંદિરના ચોકમાં આવી. ત્યાં વેદ શાસ્ત્ર વિધિએ રાજ્યાભિષેક થયો. ત્યાર પછી સર્વે ભોજન કરવા ગયા. પાછલે પોહોરે રાજ સેવા કરવાને માંડળિક રાજા, રાણા, ઠાકોર, મંત્રીઓ, સામંતો મહાજનાદિક સર્વે આવ્યા તેમણે

પોત પોતાના દરજ્જા પ્રમાણે રાજ્યાસન આગળ નજરાણા મૂકી મહારાજને નમન કર્યું. પ્રત્યેકને માટે રાજ્ય તરફથી આપવાના સરપાવ ગોઠવી રાખ્યા હતા તે મહારાજે તેમને આપ્યા. કોઈની કોટે કંઠા પેહેરાવ્યા; કોઇને રત્ન જડિત મીણ્યા વાળી તરવાર ને કોઇને કટાર આપી; કોઇને હાથે સોનાંનાં કડાં ને કોઇને પગે સોનાના તોડા પહેરાવ્યા, કોઇને શાલ જોડા, કોઇને શેલાં પાગડી, મોતી માળા, કોઇને ઘોડા, કોઇને પાલખી, એમ જેને જે ઘટે તે આપ્યું. પછી કેટલાક દિવસ એ ઓચ્છવ નિમિત જમણવાર ચાલી. એ વેળા માંડળિક રાજા રજવાડાને ગૂર્જરપતિએ સજ થવાની ગુપ્ત ચેતવણી આપી.

એ સમારંભ સમાપ્ત થયા પછી મહારાજની જાગરતીએ કરીને તમામ કામદારો જાગરત થઈ ગયા. પેલા તળાવનું કામ પણ ઝડપથી ચાલ્યું. જયસિંહદેવને ખબર પડી કે તળાવ ખોદવામાં વિશેષ ચતુર અને તળાવ, કુવા ને વાવ ખોદવાનોજ ધંધો કરનારા ઓડ લોક માળવામાં વસેછે, તે પરથી તેણે પોતાના ભાણેજ દુધમલ ચાવડાને ત્યાં તે લોકને તેડવા મોકલ્યો. ઓડ લોકના મોટા ગામમાં જઈ દુધમલે ત્યાં ચોધરી ત્રીકમ અને તેની બાયડી જસમાની મારફતે બે હજાર ઓડ અને બે હજાર ઓડણને કામ પ્રમાણે મહીને પગાર ઠરાવીને રાખ્યાં. થોડા દહાડામાં તેઓ પાટણ આવી પોહોંચ્યાં, ને તળાવ ખોદવાનું કામ વેગથી ચાલ્યું. ભાયડા માટી ખોદીને ટોપલા ભરે ને બાયડીઓ તે ઉપાડી ઠેરવેલ ઠામે નાખી આવે. ધમધોકાર કામ ચાલ્યું. સવાર સાંજ રાજા પંડે જોવા આવે ને વખતે ઓચિંતો બપોરે પણ આવે. તેને માટે ત્યાં મોટો તમ્બુ તાણ્યો હતો તેમાં નવરો હોય તે વેળા આવીને બેસે.

એક સમે રાજા તમ્બુની બાહાર મંદ શીતળ વાયુની લહેરમાં ખુરશી ઉપર પાન ચાવતો બેઠો છે તેવામાં તેણે જસમાનું મુખ દીઠું. માટીનો ટોપલો નાખી બીજો લેવા જતી હતી તેવામાં મહારાજની દૃષ્ટી તેના ઉપર પડી. તેની સુંદર કાંતી જોઈ સિદ્ધરાજ વિસ્મે પામ્યો. આવા હલકા વર્ગના લોકમાં આવી સુંદર સ્ત્રી હોય છે એ જોઈ તેના મનમાં પ્રશ્ન ઉઠ્યો કે શું પ્રભુના દરબારના ઊંચ નીચનો ભેદ નહિ હોય? ઈશ્વરી કૃપાથીજ સુંદર રૂપ મળી શકે; માણસના શ્રમ, ઈચ્છા કે બુદ્ધિબળ ઉપર તેનો આધાર નથી. પુત્ર જન્મે કે પુત્રી જન્મે, ને બચ્ચુ કુટડું હોય કે વરવું હોય તે કેવળ વિધાતાને હાથ છે. જસમાને રાજા વધારે તાકીને જોવા લાગ્યો. પ્રત્યેક ફેરે તેના સૌંદર્યનો, અને તેની કોમળતાનો વધારે પુરાવો તેના જોવામાં આવ્યો. અંધારી રાત્રે જેમ વિજળી ચમકે છે તેમ તેના ધુળધોયા મેલા સાલ્લામાંથી તેના ચંદ્ર જેવા મુખનું તેજ ચળકતું તેણે દીઠું. તેના રૂપમાં કોઈ પ્રકારની ખાપણ નહતી. તેનું અતિ સુંદર સ્વરૂપ જોઈ રાજા મોહ પામ્યો, તેને પરણી પોતાની પટરાણી કરવાની ઈચ્છા તેના મનમાં થઈ. પ્રેમના આવેશમાં તેણે તેને પોતાની પાસ બોલાવી, પણ બાઈએ આવવાની ના કહી. સાંજ પડી ને રાજા ઘેર ગયો પણ તેના હૃદયમાંથી જસમાં ખસે નહિ. તેના સૌંદર્યના વિચાર આવ્યાં કરે તેથી તે રાતે તેને પુરી ઊંઘ ન આવી ને સ્વપ્નમાં ઘણાં આવ્યાં તેમાં જસમાને દીઠી.

બીજે દિવસે સવારે તે તળાવપર અપો, ને ત્રિકમ અને જસમાને કહેવડાવ્યું કે તમે સર્વે ઓડ ઓડણના ઉપરી મુકરદમ છો, તેથી તમને તળાવની પાળે સુવું ને ઝાડ તળે રાંધી ખાવું શોભતું નથી. વળી જસમા ઘણી સકુમાર છે ને જોડે ધાવણું બાળક છે. ઉઘાડામાં રાત દહાડો રેહેતાં તેની સુખાકારીમાં વિકાર થશે માટે તમે મારા મહેલમાં આવીને રોહો, ત્યાં તમને સારા ઓરડા મળશે ને બીજી બધી સોઈ કરી આપીશ. ત્રીકમ ને જસમાએ ઉત્તર કહાવ્યો કે અમે મજુર લોક ઝુંપડાવાસી, અમારે મેહેલમાં રેહેવું ન હોય. કામપર જઈએ છીએ ત્યારે વગડામાં ને ઉઘાડામાં રેહેવાની અમને ટેવ છે માટે મહારાજનો પાડ માની માગી લઈએ છીએ કે અમને કૃપા કરી તળાવપર અમારા કામની સોડેજ રેહેવા દો. પાછલે પહોરે રાજાએ પંડે જઈને જસમાને કહ્યુ કે તારી કોમળ કાયા આ વહિતરાને યોગ્ય નથી. આ ટોપલો ઉંચકતાં તારી કુમળી હથેળીની ગોરી ચામડી લાલ થઇ જાય છે. એના ભારથી તારૂં માથું દુખશે. તું મજુરી મૂકી દે ને મહેલમાં આવી રહે. તારા ઉપરી પણાનો પગાર હું વગર કામ કરે તને આપીશ. જસમા કહે મહારાજ મહેલમાં તો રાણી શોભે. રાજા કહે આ તારૂં છૈયું રડેછે; એને દહાડે તાપ ને રાતે ટાઢ લાગેછે માટે મારા મંદિરમાં પારણું છે તેમાં એને સુવાડ. ગોલીઓ એની સંભાળ લેશે. જસમા કહે મેં ઝાડે ઝોળી બાંધી છે તે આવતી જતી હિંચોળતી જાઉછું. એને નિદ્રા આવશે ત્યારે ઉંઘશે. અમારા લોકનાં છોકરાં એમ ઉઘાડામાં ઉછરેથી કઠણ અને મહેનત કરવા જોગ અંગનાં નિવડેછે. રાજા કહે હું તારા ધણીને જાગીર આપી પાળીશ ને તારાં છોકરાને પાળીશ.તું મજુરી મૂકી મારા મંદિરમાં આવ.જસમા કહે હું પતિવૃતા છું. આખી ધરતીનું રાજ્ય મળે કે પ્રાણ જાય પણ શીળવૃતનો હું ત્યાગ નહિ કરૂં. રાજા કહે તો તારો વર છેડો ફાડી આપે તેને સાટે હું તેને ગામ આપું ને તને પરણી મારી પટરાણી કરૂં. હું કુંવારો છું. જસમા કહે હું સતી છું, હું નાતે શૂદ્ર છું તથાપિ ધર્મશાસ્ત્ર પ્રમાણે વરતુંછું. શાસ્ત્ર વિધિએ અગ્નિ દેવની સમક્ષ લગ્ન થયાં તે ફોક થાય નહિ, માટે તારી વેરે લગ્ન કરવું નથી ને પટરાણી થવું નથી. મારી મેહેનત મજુરી મને ગમે છે. એથી મારો નિર્વાહ ચાલે છે, ને ઇશ્વરભક્તિ ને સદાચરણવડે મારી મૂક્તિ થશે. રાજા નિરાશ થઈ તે દહાડે વીલે મોઢે પાછો વળ્યો.

સુંદર રૂપની જોડે આવી દૃઢ નીતિ ભક્તિ જોઈ સિદ્ધરાજ અચરજ પામ્યો ને તેના ઉપર વધારે મોહિત થયો. તેણે પોતાના પ્રધાનોને કહ્યુંકે સામ દાન ભયાદિક હરકોઈ યુક્તિથી ત્રિકમને છંડાવી જસમાને મારી વેરે પરણાવો. કારભારીઓ તેનાથી ડરી તે વેળાતો સામા ન થયા. પણ રાજાનાં એ વચન સાંભળી તેઓ નાખુશ થયા. હલકી શૂદ્ર જાતીની છાંડેલી સ્ત્રીને પટરાંણી કરવાથી રાજકુળને ખાંપણ લાગશે, લોકમાં અપકીર્તિ થશે ને પર રાજ્યોમાં વગોણું થશે. પ્રજામાં એ વાત ફેલાયાથી સર્વે નારાજી થયા. પુરીજનોના શેઠે આગેવાન વૃદ્ધ પ્રધાન મુંજાલને મળીને કહ્યું કે આપ હિમ્મત ધરી જુવાન મહારાજને સમજાવો; એ કામ પોતાના સ્વામીના હિતનું માની તેણે તે માથે

લીધું. એકાંતમાં યુક્તિથી તેણે એ વિષે રાજાને શીખામણ દીધી, તેપરથી રાજા અને પ્રધાન વચ્ચે જાતિભેદ અને ઊંચા નીચા કુળ વિષે વાદ વિવાદ ચાલ્યાં. સિદ્ધરાજ કહે આપણા દેશમાં ચાલતો જાતિભેદ અને કુળાભિમાન અસ્વભાવિક એટલે ઈશ્વરી નિયમ વિરૂદ્ધછે. પ્રાચીન મહત્રષીઓના ગ્રંથોમાં ગુણ કર્મ પ્રમાણે માણસ અને સ્ત્રીને ઊંચ નીચ જાણવાં, એમ લખ્યુંછે. એટલુંજ નહિ, પણ ગુણવાન શૂદ્રો બ્રહ્મત્રષી અને રાજત્રષી ગણમાં ભળી શ્રેષ્ટ ગણાયાછે. જન્મે શૂદ્ર છતાં ગુણે બ્રાહ્મણ કે ક્ષત્રી હોવાથી તેઓ બ્રાહ્મણ મહત્રષી કે ક્ષત્રી મહારાજા થયાછે, હું કામાંધ થઈ વિપરીત બોલુંછું એમ સમજી નાખુશ થશો નહિ. આ જસમાને દીઠા પહેલાં કેટલાક વરસથી આ વાત મારા મનમાં ઘોળાયછે પણ તે જણાવાનો પ્રસંગ આજ સુધી આવ્યો નહોતો. આ જસમાને ઈશ્વરે મજુરી કરવાને સરજેલી નથી, એની સુંદર કાંતી જુવો, એની મધુર વાણી સાંભળો, એનું ડાહાપણ, એની ચતુરાઇ, એના સદ્‌ગુણ, એની ચાલાદિક લક્ષણો દેખાડેછે કે એને રાજમેહેલ શોભવવાને,અને પટરાણી થઈ મહાલવાને સરજેલીછે. એ ભણેલી નથી તેનું કારણ એજ કે તે ગરીબ મજુરીઆત માણસને ઘેર જન્મેલી.જો એને ભણવાનાં સાધન મળે તો થોડા વખતમાં ભણી ગણી વિદુષી થાય. એની ઉમર ૧૮ વરસની જણાયછે, ને એની બુદ્ધિ મંદ પડી નથી. તેથી પંડિતરાજ એને વિદ્યાદાન આપી સકશે. જે ગુણવાન તે કુળવાન ને ઊંચવર્ણ.

મુખ્ય પ્રધાન ઘણો અનુભવી હતો પણ સિદ્ધરાજના જેટલો બુદ્ધિમાન તર્ક કરનાર, અને વાચાળ નહતો. વળી જે સત્ય હોય તે અસત્ય કેમ થાય. પ્રધાન સમજ્યો કે મહીપતિ કહેછે તે સત્યછે પરંતુ લોકાપવાદથી મનમાં ડરી બોલ્યો કે--લોકાચાર, દેશાચાલ, અને કુળાચારનો વિચાર રાખવો જોઇએ. ભૂપતિએ તેનું કહેવું ધિક્કારી કાઢ્યું ત્યારે યુક્તિવડે રાજાની ધારણા નિષ્ફળ કરવાનો મનમાં નિશ્ચય કરી તે બોલ્યો કે ઠીક કહોછો મહારાજ, અમે ત્રીકમ અને જસમાને પટાવી આપની ઇચ્છા પાર પાડીશું; એવી ધીરજ આપી તે ઉઠ્યો. ત્રીકમ સજમાને તે એકાંતે મળ્યો. તે બંનેને દૃઢ મનનાં જોઇ તેણે તેમને કહ્યું કે તમારો ઠરાવ એવોજ હોય કે રાજાની મનકામના સિદ્ધ થવા ન દેવી તો મારી ગુપ્ત સહલા એછે કે તમે તળાવ ખોદવાનું કામ ઉતાવળે પૂરૂં કરી જેમ બને તેમ તાકીદે તમારે દેશ પાછાં જાઓ. આ દેશના પુષ્કળ મજુર તમારા માળવી ઓડની મદદે લ્યો એટલે કામ જલદી થશે.

રાજા ન જાણે તેમ ઓડનાયકે પ્રધાનની દેખાડેલી યુક્તિ પ્રમાણે કરી તળાવ ખોદવાનું કામ ઝટ પુરૂં કર્યું ને ચૂકતે હિસાબે મજુરી માગી. મહારાજે આજ્ઞા દીધી કે ત્રીકમ અને જસમાને દરબારે જરી સરપાવ આપવો છે માટે એ બેનો પગાર તે વેળા આપજો ને બાંકીના બધાને પગાર આપી વિદાય કરો. કારભારીએ તે પ્રમાણે કર્યું. માળવી ઓડ સ્વદેશ જવા જે દિવસે નીકળ્યા તેની પૂર્વે મધરાત્રે ત્રીકમ અને જસમા થોડાસાથીને જોડે લેઈ છાનાંમાનાં જતાં રહ્યાં હતાં. પ્રભાતે રાજાને તે વાતની ખબર પડી કે પાધરો ઘોડો દોડાવતો તેમની પુઠે ધાયો, ને કેટલાક ગાઊપર તેમને

પકડી પાડ્યાં. ત્રીકમ અને તેના સાથીસામા થઈ લઢ્યા ને માર્યા ગયા. ત્રીકમને કારી ઘા વાગતાં જસમાએ પોતાના પેટમાં કટાર મારી કહ્યું તારા તળાવમાં પાણી રેહેશે નહિ. રાજાએ તુરત ઘોડેથી ઉતરી તેનો હાથ સાહ્યો પણ કાંઈ વળ્યું નહિ;કટાર પેટમાં આરપાર પેઠી હતી. રાજાએ બેશી બાઇનું.માથું પોતાના ખોળામાં મૂકવા માંડ્યું તેવારે તેણે તેનો હાથ તરછોડ્યો ને ભાન રહ્યું ત્યાંસુધી પોતાના બે હાથે આંખો ઢાંકી તેનું મોઢું જોયું નહિ. રાજાએ ધીમે રહીને તેના પેટમાંથી કટાર કાઢીકે તેની જોડે આંતરડાં બાહાર આવ્યાં ને બે ઘડીમાં જસમાનો પ્રાણ ગયો. રાજા જયસિંહ ચોધાર આંસુએ રડ્યો ને તેનાં આંસુ જસમાના મુખ ઉપર પડ્યાં. ઓ પ્યારી જસમાં! હે વાહાલી સુંદરી તેં આપઘાત શેદ કર્યો! પ્રથમ તારા અલૌકિક રૂપે મને મોહ પમાડ્યો. તું ઇંદ્રની અપસરા જેવીછે. તારૂં અંગ કેવું નાજુક છે! તારૂં મુખ કેવું કોમળ છે, કેવું નિર્મળ છે, તારા કેશની, તારાં ચક્ષુની, તારા નાકની શોભા, તારા હોઠનું ફુટડપણ કોણ વર્ણવી શકે! તારી ચામડી કેવી ગોરી છે! તારા સુંદર સ્વરૂપે ને તારી મધુર વાણીએ મારા ઉપર મોહજાળ નાખી ત્યાર પછી તારા સદ્ગુણે મને સાનન્દાશ્ચર્ય પમાડ્યો. તારા પણિયત સ્વામી ઉપર તારી દૃઢ પ્રીતિએ અને તારા અચળ શીળવ્રતે મોહના બંધન મજબુત કર્યા." એમ રાજા વિલાપ કરેછે તેવામાં તેના અંગરક્ષક હજુરીઆનો નાયક આવ્યો તેણે તેના શોકાગ્નિને તાઢો પાડવાને વિનયયુક્ત વચનો કહ્યાં; જસમાની, ત્રીકમની અને તેના સાથીઓની ઉત્તર ક્રિયા કરવાની ગોઠવણ કરી તે મહારાજને નગરમાં તેડી ગયો.

જસમાના મરણથી થયલા ખેદમાંથી રાજાને મુક્ત કરવાને તેના મિત્રો અનેક જુગતીઓ કરે છે, તળાવનાં પગથીઆં બાંધવાનું અને તેની ચોમેર ફરતી ઉપલી પાળ હજાર દહેરાં બાંધવાનું કામ તડામાર ચાલેછે, પ્રત્યેક દેહેરાંના પત્થરના શિવલિંગ, અને તેની સામા પ્રાર્થના કરતાં ઉભાં રેહેલાં એવાં મહારાજાના માબાપની પ્રતિમા ઘડવામાં સલાટ મંડ્યાછે તેવામાં અન્હોદ્ધાના માહારાજના દૂત તેની મધુમુખી નામે કુંવરીના સ્વયંવરના મંડપમાં પધારવાનું આમંત્રણ પત્ર લાવ્યા. નિમંત્રણ સ્વીકારી, યથા યોગ્ય સનમાન કરી તેમને સરપાવ આપી ગૂર્જર દરબારે વિદાય કર્યા. સ્વયમ્વરમાં જવાને બે માસની વાર હતી તેટલામાં સરોવરનું કામ અને માળવા જોડે યુદ્ધની તૈયારીનું કામ પુરૂં થાય એવી ઇચ્છા સિદ્ધરાજની હતી કેમકે સ્વયમ્વરમાં જો માળવી રાજા યશોવર્માએ ગૂર્જરેશ્વરનું અપમાન કર્યું તો તત્કાળ યુદ્ધ ચઢવાની જરૂર પડશે; ને તે જયમદથી છાકેલો રાજા ગુજરાતના જુવાન રાજાનો તિરસ્કાર કરે એવો સંભવ હતો. માટે બધા ગૂર્જર રાજ્યમાંથી કડીઆ અને સલાટને.બોલાવી ત્વરાથી કામ ચલાવ્યું. બે માસ પેહેલાં સરોવર, દેહેરાં અને સહસ્રલિંગ તૈયાર થયાં.

એ સરોવરમાં નિતર્યું પાણી આવે માટે તેની પછવાડે ઉચાણમાં વગર બાંધેલું મોટું વિશાળ તળાવ કર્યું હતું; પાણી તેમાં ભરાય ને ઠરે પછી તેને સહસ્રલિંગ સરોવરમાં લાવવાની યુક્તિ કરી હતી. ગયા ચોમાસાના પાણીથી તે છલાછલ ભરાયું હતું.

એ પાણી આણ્યું, પણ સરોવરમાં રહ્યું નહિ. જેમ આવે તેમ ભોંયમાં ઉતરી જાય. જસમાનો શાપ ખરો પડ્યો માટે તેનો ઉતાર રાજા શોધવા લાગ્યો. રાજસભાના મંત્રીને અને પંડિતોને પુછ્યું કે પાણી રહે એવો ઉપચાર બતાવો. શાસ્ત્રી શાસ્ત્ર ખોળવા મંડી ગયા, અને જોશી જોશ જોવા લાગ્યા. ડોશી શાસ્ત્રની ખોળ કરી સેવકો ગામના ગપાટા લાવે. રાજાને જવાની ઉતાવળ છે તેથી એ કામથી જેમ ઉતાવળે આટોપી લેવાય તેમ કરવાની તેની મરજી હતી. એવામાં કોઈ તપેસરી બાવો દેશ દેશાવર ફરતો ફરતો પાટણમાં આવ્યો. તેની જોડે ચારસેં ચેલા, ૧૦૦ ઉંટને બે હાથી, અને બસે સવાર હતા; તે સિદ્ધ કહેવાતો હતો. રાજા તેનાં દર્શન કરવા ગયો. સરોવરમાં પાણી રહેતું નથી તેનો શો ઉપાય કરવો? એવો પ્રશ્ન તેને રાજાએ પુછ્યો. સિદ્ધ કહે માણસને સરોવરમાં વધેરો તો પાણી રહે. જેવું ભોગનું માથું વઢાય કે પેલીમેર પાણી છોડવું, વચમાં જરાએ વિલંબ થવો ન જોઇએ. આ ક્રૂર અને વહેમી ઉપાયની સામા કારભારીઓ થયા પણ રાજાએ તેમની શિખામણ માની નહિ, ને માણસનો ભોગ આપવાની ગોઠવણ કરી.

મનુષ ભોગની અને સરોવર પુરૂં થયું, માટે સર્વને તેનો ઉપયોગ કરવાની રજા આપવાની ક્રિયા કરવાને તેને કાંઠે રાજાએ દરબાર ભર્યું, ને પ્રજાના વડીલોને ત્યાં નોતર્યા. રૈયતને બેસવાની અને ઊભા રહેવાની ગોઠવણ પણ કરી હતી. ભારે સમારંભ થયો. રાજાની પછવાડે સૈન્ય આવી ઉભું, એક હાથે રાજા રાણા, સુભટો, સામંતો, નાયકો; બીજી મેર શાસ્ત્રી, પુરાણી, જોશી, શેઠ શાવકારાદિક ભરાયા ને સામે તીરે હજારો પુરીજનો, અને ખેડુતો આવી ઉભા. બધી તૈયારી થઇ એટલે રાજનગરના ઢેડવાડાનો વડો ટાવો મેહેતર હતો તેના છોકરાને, સિપાઈ ભોગને માટે લાવ્યા. છોકરાની પુંઠે તેનાં માબાપ રોતાં કકળતાં હિંડે; ભાઈ ભાંડુ અને સગાં વાહાલાં પોક મૂકતાં ચાલે, નાતીલા દલગીર થતા અને આ ક્રૂર કર્મની નિન્દા કરતા આવે. બીચારા છોકરાના હોશ ઉડી ગયા હતા. રાજાએ મોકલેલાં ઘરેણાં લુગડાં પેહેરાવી પાલખીમાં બેસાડી તેને લાવ્યા. તેની આંખોમાંથી આંસુ વહે, તેની કાયા થર થર કંપે. એ જોઈ રાજાને અને સભાને દયા આવી. હજુરી નાયક કહે હુકમ હોયતો અસ્વારો પાસે આ બધા ઢેડને અહિંથી કાઢું, માત્ર છોકરાને રાખીએ; એનાં માબાપ ને સગાં વાહાલાંનું અહિ કામ નથી. ખુનીને સુળીએ દેઇયે છીએ ત્યારે કોઈને પાસે આવવા દેતા નથી. રાજા કહે એમ ન થાય. આ બીચારો છોકરો કાંઇ અપરાધી નથી. એના માબાપને ધનની લાલચથી સમજાવી રોતાં રાખો. તેપરથી પ્રધાને તેમને કહ્યુંકે આ છોકરાને જે પેહેરાવ્યુંછે તે સર્વ તમને મળશે અને વધારે જોઇએ તે માગો. છોકરાની મા કહે મારો દીકરો મુવા કેડે ધનને મારે શું રોવુંછે! પ્રધાન કહે તમે રાજી ખુશીથી આપશો તો ઠીક નહિતો બળાત્કારે રાજા લેશે. ટાવો મેહેતર કહે ખરૂં માબાપ. પણ હમારે મોઢેથી હા કેમ નીકળે. હમને પેહેલાં મારો હું ડોસોછું ને મરવાને ખુશીછું, મારા દીકરાને છોડો ને મને મારો. પ્રધાન કહે તારો દીકરો બત્રીશ લક્ષણોછે. તેનો ભોગ આપવો, એમ પેલો સિદ્ધ કહેછે. છોકરાની મા કહે મુવો એ સિદ્ધ; એ પીટયાને વાઢો ને,

એ રોયાનો ભોગ આપો; ઢાલ્યો મારા દીકરાનો જીવ લેવાને ક્યાંથી આવ્યો, એનું નખોદ જાય! પ્રધાન કહે થોડી વાર વિચાર કરીને જવાબ આપો.

ટાવો મેહેતર પોતાના ઢેડોમાં જઈ તેમના મત પુછવા લાગ્યો. કોઈએ તેને ઉત્તર આપ્યો નહિ, ત્યારે તેણે ભગવાનનું સ્મરણ કરયું ને વિચારયું કે હા કહીશ તોએ રાજા છોકરાને મારશે ને ના કહીશ તોએ મારશે માટે છોકરાનું નામ જગતમાં રહે તેવું માગું. પ્રધાન તેને રાજા કને લેઇ ગયો. પગે લાગી તે રડી પડ્યો ને કહે મહારાજ મારા દીકરાનું નામ માયોછે. એનું નામ અમર રહે તેમ કરો. રાજા કહે જેથી એનું ને તારૂં નામ અમર થાય તે માગ. ટાવો કહે માબાપ અમારા ઢેડ લોકપર જુલમછે તે બંધ પાડો, અમને વગડામાં રહેવું પડેછે તે રદકરી ગામની ભાગોળે રહેવાની, માથે ફાળકું વિટાળવું પડેછે તે છોડાવી પાઘડી બંધાવાની, કોટની કુલડી છોડાવાની, ને વાંસેથી સાવરૂં (સાબરનુ સિંઘડું) છોડાની રજા આપો. રાજાએ એ માગણી કબૂલ કરી ને તેનો લેખ તાંબાના પત્રા ઉપર કોતરી આપવાની આજ્ઞા દીધી.

માયોને સરોવરને મધ્યભાગે લાવી બેસાડ્યો, ફૂલના હાર પહેરાવ્યા, ને તેને કપાળે કંકુનો ચાંલ્લો કર્યો. તેની આગળ ભાત ભાતની મીઠાઈ મેવા મેલ્યા પણ આમ કમોતે મરતી વેળા કોને ખાવું ગમે! ચંડાળ ચળકતી નાગી તરવાર ઉગામી ડોળા કાઢતો ઉભો હતો તેને જોઈ બીચારા છોકરાનાં ગાત્ર સોથળ થઈ ગયાં; તે મૂર્છાખાઇ પડી ગયો. તેના મોઢાપર પાણી છાંટથી કેટલીકવારે તે જાગરૂત થયો. તમાશગીરોને તેનાપર બહુ દયા આવી. કેટલીક સ્ત્રીઓ જોવા આવી હતી તેઓ રડવા લાગી. માયોએ પરમેશ્વરને સંભારી તેની પ્રાર્થના કરી—

धायो धायो दीने दयाळ; धायो विश्वना प्रतिपाळ.
धायो धायो हे दिनानाथ; मुज रंकनो साहो हाथ.
विना अपराध मुजने मारे; तुज विना कोण उगारे.
पेहेला रक्षक मातने तात; तेणे तज्यो छे मुज हाथ.
बीजो रक्षक देशनो राय; मुने मारवा ते चाहाय.
त्रीजो रक्षक तुंछे देवा; रही शरणे करूं सेवा.
वेहेला व्हारे चडो पति; बीजो आशरो हुंने नथी.
शीर छेद करेछे आ वार; छे खडगने तीक्षण धार.
केम सहेवाशे एनो घाव; मने उगारवा प्रभु आव.
तुं केहेवायछे विघ्नहर; मने उगारवा गति कर.
नव मरवुं गमे मने बाप; प्रभु छोडावो मने आप.
क्रूर तरवार दीसेछे एह; मारी थरथर कंपे देह.

काळो काळ उभो भरी रीस; ए छेदशे मारुं शीश.
हणावे हत्यारो राजन; जोवा मळ्युंछे महाजन.
करुं कालावालो हुं फोक; केम निर्दय थया लोक.
नथी जोयो संसार में हजी; नथी स्वर्ग सामग्री सजी.
हुंछुं अनाथ निर्बळ बाळ; कृपा करी प्रभु तुं पाळ.
प्राणी मात्रनो पिता तुं एक; केम विसार्यो मने छेक.
हरि तने आराधुं धरी आश; छुटुं मृत्युथी हुं दास.
केवी टवळेछे मारी मात; दया करो दीनानाथ.
वृद्ध पिता रडेछे मारो; करी कृपा मने उगारो.
आक्रंद करेछे मारी बेनी; आश पुरो तमे सौ एनी.
नमुं नमुं साष्टांगे भगवान; हुंने आपो अभयदान.

આકાશ ભણી જોઈ બે હાથ જોડી એ પ્રાર્થના કરી માયો બોલતો બંધ થયો, ને મનમાં ઇશ્વરનું ધ્યાન કરવા લાગ્યો; એટલે તરવાર તાણી ઉભેલો ભંગીઓ હેં, હેં, કરતો તેનું માથું કાપવાને દોડી આવ્યો. માયો ધભરાઇને નાસતાં પડી ગયો, તેનું માથું પત્થર જોડે અફળાતાં ફૂટ્યું ને તેમાંથી લોહી નીકળ્યું, તે તળાવની જમીનને લાગતાં પાણી આવ્યું ને તળાવ ભરાઈ ગયું. માયો ને ભંગીયો બંને ઉપર તરી આવ્યા. રાજા જયસિંહે આજ્ઞા કરી કે માયાને હવે મારશો નહિ. તેને પુષ્કળ ધન આપી તેનાં માબાપને સોંપ્યો. આ સરોવર બાંધવાના મોટા પુણ્યને અંગે માણસનું ખુન થતું હતું તેથી સર્વે ઘણા દલગિર હતા. ઇશ્વરકૃપાએ આમ માયો બચ્યો, તેથી સૌ રાજી થયા. હર્ષથી પ્રફુલિત થયલા મહારાજાની સ્વારી મહેલ ભણી ગઈ, અને લોક આનંદ પામતા પોતપોતાને ઘેર ગયા.

---

# प्रकरण ६ ठुं. स्वयंवर.

હવે જુવાન રાજાનું મન સ્વયંવરમાં જવાની તૈયારી કરવામાં રોકાયું. ગુજરાતની સમૃદ્ધિને ઘટે એવા ઠાઠમાઠથી દેશાટણ કરવાની સામગ્રીઓ કારભારીઓ કરાવવામાં પ્રવૃત્ત થયા. હાથી, ઘોડા ને ઉંટને માટે સુંદર ઝુલ, અસવાર અને પાળાને સારૂ નવા પોશાક, સ્વારીને માટે શોભાયમાન તંબુ; મહારાજાને વાસ્તે નવાં વસ્ત્રાલંકારાદિક થોડા વખતમાં તૈયાર થયાં.

સ્વયંવરનું નોતરૂં આવ્યા પછી સિદ્ધરાજે અજોદ્ધાની રાજકુંવરીને ગુપ્ત દૂત જોડે પોતાની છબી અને પત્ર મોકલ્યાં હતાં. પત્રમાં તેણે લખ્યું હતું કે—"હું વીસ વરસનો કુંવારો સ્વતંત્ર રાજાધિરાજછું. મારા વિશાળ રાજ્યપર લક્ષ્મી પ્રસન્ન છે. ગૂજરાતની ભૂમિ કાચું સોનુંછે. મારી સભામાં નિપુણ પંડિતોછે. મારી સેના બહુ બળવાનછે. રાજ્યમાં ધનાઢ્ય નગરો ઘણાંછે. હું પ્રતાપિ સોળંકી એટલે ચૌલુક્ય વંશનો છું, ને નામાંકિત મહારાજાધિરાજ ચાવડા એટલે ચાપોત્કટ વનરાજની ગાદી મોસાળપક્ષથી મારા પૂર્વજ શ્રી મૂળરાજને મળેલી તે હું ભોગવુંછું. હું જાતે સદ્‌વિચારનો સુધરેલો પ્રેમી પૂરૂષછું. તમારી કીર્તિ મેં ઘણી સાંભળી છે તેથી આતુરતાથી ઇચ્છુછું કે સ્વયંવરમાં આપ મને વરમાળા પહેરાવશો. તમારી છબી અને તમારા હાથનું પત્ર વાંચવાને હું અભિલાષીછું." એ કાગળ અને છબી લઇને રાજદૂત માળીને વેશે અજોદ્ધે ગયો. રાજકુંવરીના ચોટલામાં ફૂલ ગુંથનાર માળણને ફોડી તેની મારફતે સિદ્ધરાજની છબી અને કાગળ તેને પોહોંચાડ્યાં તેના ઉત્તરમાં તેની છબી અને તેણે સ્વહસ્તે લખેલું પત્ર લઈ તે આવી પોહોંચ્યો. છબી રાજાને બહુ ગમી. તેણે જોયું કે આ ખરી છબી હોય તો મધુમુખી અતિ સુંદર નારીછે એમાં સંદેહ નહિ. એ છબી સાચી છે; એવી ખાતરી દૂતે કરી. તેણે મધુમુખીને શિવપૂજન કરવા જતી જોઈ હતી. પત્ર ઉપરથી સ્પષ્ટ દીસ્યું કે તેનું મન કેળવાયલું છે, ને ગુર્જરેશ્વરને વરવાને તે તત્પરછે. રાજકન્યાનો પત્ર. "સ્વસ્તિ-ક્ષેમ ગૂર્જર દેશના માહારાજાધિરાજ શ્રીજયસિંહદેવ જોગ લિ. સ્વસ્તિશ્રી અજોદ્ધાપુરીથી રાજકન્યા મધુમુખી. વિશેષ વિનંતિ કે આપનો કાગળ અને આપની છબી આપે કૃપા કરી મોકલી તેથી મને બહુ આનંદ થયો. એ કૃપા માટે હું આપનો પાડ માનુંછું. આપની મનોહર છબી સહુથી પહેલી મારે હાથ આવી અને તે આવતા વારને તેણે મારૂં ચિત્ત વેંધ્યું. ત્યાર પછી બીજી છબીઓ મને જોવી ગમી નહિ. મારી સાહેલીઓ કહે છે કે સ્વયંવરનો નિયમ એવોછે કે સર્વમાં જે ઉત્તમ પુરૂષ જણાય તેને વરવો, માટે સર્વોત્તમ વરની ખોળ કરવી ઘટેછે. એવી તેમની શીખામણ છતાં કોણ જાણે કેમ બીજા કોઈની છબી જોવી ગમતી નથી. વળી હું રૂપથી ગુણને શ્રેષ્ટ માનુંછું. વયમાં યોગ્ય, ભણેલો, પ્રતાપિ, રાજ્યનો ધણી, પરાક્રમ કરવાને તત્પર થયલો, ઉદય થતા સૂર્યના જેવો આપવિના અન્ય મારા જોવામાં આવતો નથી. પિંગળ ભણ્યા પછી મને કવિતા કરવાનું મન થયું તે વેળા એવો નિશ્ચય કર્યો કે પતિ અને પરમેશ્વર એ બે ઉપરાંત ત્રીજાને માટે કદી કવિતા જોડવી નહિ. પરમેશ્વર વિષે કવિતા જોડવાને જોઇએ એટલું જ્ઞાન મારામાં નથી, ને પતિ વિષે જોડવાનો પ્રસંગ હાલજ આવ્યો છે. ઘણી હોંસથી અને ઘણા પ્રેમથી નીચેની લીટીઓ જોડીછે—

**ભુજંગી છંદ.**

લખ્યું કાગળે મુખ્ય કેમે કરીને, થયું જે મને આપ હેતું હરીને;
પધારો પતિ મેં કર્યા પૂર્ણ પ્રીતે, ધરી હામ આવો રૂડી રાજ રીતે. ૧

ન ધારો હવે કામ કાચું કદાપિ, દિલો કાન મૂકું ન મારે તથાપિ.
ખરૂંછે ન સન્દેહ રાખો જરાએ, ધરી પ્રેમ આવો પ્રભુજી ત્વરાએ. ૨
હવે સર્વ વીરો વસે જે ધરાએ, તમે વીણુંછે ભ્રાત માનું ખરા એ;
તમે નાથ સાચા પ્રભુ પ્રિય સ્વામી, વરૂં આપને હું અતિ હર્ષ પામી. ૩
મળે પત્ર પે'લો ભરોસો ભરેલો, લખી મોકલો હોય સાચે ઠરેલો;
મટાડો પરિતાપ સન્દેહ મારો, પુરી પ્રીત આણીજ શીઘ્રે પધારો. ૪

"આ લીટીઓમાં કવિતાની ખુબીઓ નથી,તથાપિ એ મારા મનના ઉભરો દર્શાવેછે. એ દરપણ રૂપછે. એમાં આપ મારૂં મન જોજો. એમાં ભૂલો હોય તે સુધારવાની સૂચના ઉત્તરમાં લખી મોકલવાની કૃપા કરશો. જેમ વહેલા અવાય તેમ આવો કે સ્વયંવરના દિવસ પહેલાં આપણે એને મળવાનો લાગ મળે. આપ આવવા નીકળો ત્યારે પહેલાં ઉતાવળા સાંઢણીસ્વાર જોડે પત્ર મોકલી મારી અધીરાઈને મટાડજો. મારા સમ ભૂલશો નહિ. દુકાળના વરસ પછી લોક વરસાદની વાટ જુવેછે તેમ હું તમારી વાટ જોઉછું. આપને વરવાનો નિશ્ચય કર્યો ત્યારથી રાત્રે મને આપનાં સ્વપ્ન આવેછે. પણ સ્વપ્નના મિથ્યા દર્શણથી મારા મનને તૃપ્તી થતી નથી. એ સમણાં સાચાં પડશે કે જુઠાં એવી શંકા મને ઉઠેછે માટે જેમ બને તેમ વહેલા પધારો ને ત્યાર પહેલાં પત્ર પાઠવો."

એ પત્ર આવ્યો ત્યારપછી અજ્નેઠે જવાને જુવાન મહારાજ ઉતાવળો સજ થયો. પત્ર વાંચ્યા પછી તેનું મન વિહવળ થયું. સ્વયંવરમાં જવાની આતુરતાને લીધે તેનું મન બીજા કામમાં લાગે નહિ. પ્રિયા ઉપર પત્ર લખતાં તેનું રદય પ્રેમથી પ્રફુલિત થયું.

"હે પ્રાણપ્રિય, હૃદયાશ્રમ મધુમુખી! તમારૂં સુખદાયક પત્ર મને પોહોચ્યું. તમારી ચતુરાઈ,તમારી આતુરતા,અને તમારા પ્રેમથી હું સંતોષ અને સાનન્દાશ્ચર્ય પામ્યોછું. મને પણ રૂપ કરતાં ગુણ વધારે ગમેછે જે નારી અતિ સુંદર છતાં ભણેલી અને ગુણવાન નથી તેને હું કદી પરણુ નહિ.કાંતિથી સુલક્ષણ શ્રેષ્ઠછે;રૂપાળી કુલક્ષણીથી કરૂપી સુલક્ષણી સારી. પુરૂષનું પણ એજ પ્રમાણે સમજવું. જે સ્ત્રીમાં બુદ્ધિબળ, સદ્ગુણ અને વિદ્યા, એ ત્રણે હોય તે જે પુરૂષને વરે તેનું ધનભાગ્ય જાણવું. એમ જે સ્ત્રી કૂડા ગુણિજન વરને વરે તેના ધનભાગ્ય. પણ કેહેવત છે કે–જેને જે ગમે તેથી તે સુખી થાયછે; 'રાજાને ગમી એ રાણી ને છાણાં વિણતી આણી.' જેના જેવી નારી આખી પૃથ્વી ઉપર નથી તે મને વરવાની છે તો વિચારો કે હું કેવો ભાગ્યશાળી છું.

મેં પિંગળ શાસ્ત્ર વાંચ્યું છે પણ મોઢે કર્યું નથી અને કવિતા જોડવાનો અભ્યાસ કર્યો નથી.કવિતા રચવામાં હું નિપુણ હોત તોપણ તમારી કવિતા મને ખોટી લાગત નહિ. એમાં દોષ હોય તે મને દોષજ ન લાગે.પોતાનું કરેલું અને પોતાના વહાલાનું કે વહાલીનું કરેલું કામ સહુને બહુ ગમેછે. જે ખોડ બીજાને તેમાં જણાય છે તે તેને લાગતી નથી. તેમ પોતાની વહાલીની જોડેલી કવિતા તેના વ્હાલાને મીઠીજ લાગે. તમારા રચેલા ચાર ભુજંગી છંદ મને સાકર જેવા ગળ્યા લાગેછે. એમાં કાંઈ ખોડ હશે તો

તેનું ભાન મને થતું નથી.એ છંદોમાં તમારો મારાઉપર ભાવ,તમારી દૃઢતા, અને તમારો અનુગ્રહ દેખુંછું તેથી મને અતિ હર્ષ ઉપજે છે. મેં અદ્યાપિ કવિતા જોડી નથી તથાપિ તમારી દેખાદેખી આ પહેલો પ્રયત્ન કરૂંછું.—

વસંત તિલકા છંદ.

તું પ્રીતિ પાત્ર સદ્‌જાણ નથી અધૂરી, આપ્યાં શરીર મન પ્રાણ તને મધૂરી;
બોલું ન જૂઠ સતવાત સદા કહુંછું. વિજોગ દુઃખ દિન રાત ઘણું સહુંછું. ૧

ચોપાયા છંદ.

વ્હાલી વેહેલો મળું તુને, તુજ સુંદર મુખ જોઉં;
મધુ મુખની મધુ વાણી સૂણી, દુખડાં સઘળાં ખોઉં;
રાજા રૂડો હોય પ્રજા પ્રિય, નર રૂડો પ્રિય નારી;
એ મોટા ગુણ મુજમાં ભરી, વરૂં તને હું પ્યારી. ૧
પ્રેમ શૂરછે મોટાં લક્ષણ, ત્રીજું વિદ્યા જાણો;
છે નરે ખર સહુ એ વિનાના, વચન સત્ય મન આણો;
માન દીધું તેં પ્રીતે કરી, ગુણ ન વીસરૂં વ્હાલી;
વેગે સંચરી તુજ નગરમાં, વરૂં હાથ પ્રિય ઝાલી. ૨

આ મારા લુલા પ્રયત્નની ચૂકો જોઈ તમને હાસ્ય આવશે, પરંતુ સ્વયંવરમાં તમારે હાથે વરમાળ પહેરવાનો મારો ઉમંગ આ ગાંડી ઘેલી કવિતામાં દેખાડયો છે.

કવિતા જોડવાનો મહાવરો કરવાનો વખત મને મળતો નથી. વળી જુવાનીમાં કવિતા રચવાનો છંદ હાનીકારક છે. પિંગળના નિયમ ગોખી તે પ્રમાણે જેવીતેવી પોતાની નવી કે બીજાનીમાં થોડા ઘણા શબ્દોનો ફેરફાર કરી બનાવી શકાય પણ તેમાં સુરસ હોતો નથી. તેમાં અસલની ખુબી હોતી નથી.તેની જોડે કવિતા જોડવામાં મન લાગ્યાથી બીજાં કર્તવ્ય કરવાં ગમતાં નથી, મનમાં ગર્વ ઉત્પન્ન થાય છે, અને વિદ્યાભ્યાસ અને ઉદ્યમ કરવાનો જે વખત તે નકામાં ટાયલાં લખવામાં મિથ્યા જાયછે. કવિતા રચવાને વિશેષ બુદ્ધિનો ખપ છે ને તે કોઇક માણસમાં હોયછે, એ વિશેષ શક્તિની જોડે, અવલોકન શકિત, વિદ્યાભ્યાસ, અને વિધવિધ વિષયોમાં પુષ્કળ અનુભવ હોય તેઓજ ઉત્તમ કવિતા રચી શકેછે. વળી એ નવરા માણસનું કામછે. જેમને બીજો ધંધો નથી અથવા જેમનો ધંધો એવો છે કે અવકાશ ઘણો મળે તેમને કવિતા જોડવી અનુકૂળ પડે;પણ એવાની મરડી મચરડીને કરેલી કવિતામાં માલ હોતો નથી. સ્વભાવિક ઉમંગે કરીને મહા બુદ્ધિવાન કવિઓ કવિતા રચેછે તેજ વખણાય છે, ને અમર રેહેછે. ભાટ બ્રાહ્મણાદિક જેઓ કવિતા બોલી કે વાંચી મનને રંજક કરેછે તેમનો સંગ પણ કામકાજથી પરવારીને મનનો થાક ઉતારવાની નવરાસની વેળાએ કરવો. ભોજનમાં જેમ સાકર તેમ મનરંજન કરવાના સાધનમાં કવિતા, અને નાટક છે. સાકર ઘણી કે એકલી ખાધાથી જેમ શરીરને હાની થાય છે, તેમ એકલી કવિતાથી મનને થાય છે. જૂઠાં વખાણ કરી રાજા પાસેથી, ધન અને જમીન મેળવવાનું મોટું સાનધ

માગણોને હાથ કવિતા છે, ને તેથી મૂર્ખ ભૂપતિઓ પોતાના જૂઠા વખાણથી ઝટ છેતરાય છે. પૃથ્વી ઉપર નામ રાખનારા કવિઓ છે એવું સમજાવી તથા બીજી રીતે ચડાવી ભાટાઈ કરી તેમને માગણો ધૂતી ખાયછે. માટે રાજકર્તાએ અને જમીનદારોએ સંભાળી રાખવી. પરંતુ કવિતા રચવાની શક્તિ અને કોડ હોય તો તે નવરાશની વેળામાં રચવાથી તથા બીજાની વાંચવાથી કે સાંભળવાથી ઘણો આનંદ થાયછે, અને શીખામણ મળે છે. મનને આનંદ પમાડવાનાં, બોધ કરવાનાં, મનોભાવ ઉસ્કેરવાનાં, અને શાંત પાડવાનાં જે સાધનો છે તેમાં સરસ કવિતા મુખ્ય છે, અને તેથીજ તેનું વિશેષ માન છે. મહા કવિઓ બધા દેશમાં માન પામેછે. રાણીઓ, અને રાજપુત્રીઓને અને જે નારીઓનો બધો કાગળ ઘરધંધામાં રોકાતો નથી તેમને પિંગળ શીખવી કવિતા જોડવાનો માવરો કરાવવો બહુ ઉપયોગી છે, કેમકે તેમને નવરાશના સમયમાં સારાં પુસ્તક વાંચવાં, કવિતા જોડવી, વગેરે મનના સુધારાનું અને મનરંજનનું કામ ન હોય તો આળસથી, દિવસે સુવાથી, બીજાની કુથલી કરવાથી, બધો કે ઘણો વખત ચોપટાદિક રમતો રમવાથી તેમનાં મન બગડેછે, કટાઈ જાયછે, તેઓ મૂર્ખ બનેછે. માટે તમને કવિતા રચવાનો શોખછે અને પિંગળ જોયુંછે એ જાણી હું ઘણો રાજી થયોછું. મારે મંદિરે પધાર્યા પછી એ અભ્યાસ જારી રાખવાનાં તમને જોઈએ એટલાં સાધન મળશે. અને તમારી જોડેલી કવિતા મારા મનને ઘણું રંજન કરશે. જેજે વિદ્યાનો તમને શોખ હશે તેનો અભ્યાસ વધારવાનાં સાધન અને શીખવનારા હું પુરા પાડીશ. હું સરસ્વતીનો ભક્ત છું અને સ્ત્રી કેળવણીના લાભ અને સુખ સમજુંછું. ભણેલી, રસિક કવિતા જોડી શકે, વિદ્યા વિષે અને રાજકાજ સંબંધી વાત કરી શકે અને મત આપી શકે એવી રાણી જેના મહેલમાં હોય તે રાજાનું ધનભાગ્ય જાણવું. જેની રાણી કેવળ કાયાનાં સુખજ સમજે છે, તે રાજાને દુર્ભાગ્યો જાણવો.

અંજોદ્રામાં પોહોંચતા વારને મારા આવ્યાના સમાચાર તમને જણાવીશ. જેની વિદ્યમાને મારી છબી અને મારો કાગળ મારા દૂતે આપને પોહોંચાડ્યો તેની મારફતે મળવાની યુક્તિ કરીશ. તમારા દર્શનને માટે ઘણો આતુરછું. હું ઉતાવળે આવુંછું.

લિ. તમારા ઉપર મોહિત થયલો જયસિંહ.

એ પત્ર મધુમુખીને પોહોંચ્યા પછી એક પખવાડીએ સિદ્ધરાજ મોટા ઠાઠમાઠથી અંજોદ્ર પોહોંચ્યો. તેના તંબુ અને કેટલોક રસાલો બે દિવસ પહેલાં પોહોંચ્યો હતો, તેમણે નગરથી કેટલેક છેટે આંબાવાડીમાં મુકામ તૈયાર રાખ્યો હતો. અંજોદ્રાનો પાટવી કુંવર એક ગાઉ સામો તેડવા આવ્યો. ગૂર્જરેશ્વરના સાથને મુકામે પોહોંચાડી રાજાને પોતાના હાથીપર બેસાડી નગરમાં લઈ ગયો. રાજમંદિરના આંગણામાં હાથીએથી ઉતર્યા એટલે અંજોદ્રાપતિ પંડે મેમાનનો સત્કાર કરવાને સામો આવ્યો. અરસપરસ નમસ્કાર થયા પછી સિદ્ધરાજનો હાથ ઝાલી તેને પોતાના મેહેલમાં તેડી ગયો, ત્યાં થોડીવાર બેઠા, પાંનસોપારી એલચી તજાદિક ખાધાં ને વાતો કરેછે એટલે જમવાની વેળા થઈ. બેહુ મહારાજા અને રાજકુમારો જમ્યા પછી બે ઘડી

વાતચીત કરી ગૂર્જરપતિ પોતાને ઉતારે ગયો. ઘણાક રાજા એના પહેલાં આવેલા હતા અને ઘણાક આવવાના હતા. પ્રત્યેકનું સનમાન યથાયોગ્ય અજોદ્ધાના દરબાર તરફથી કરવામાં આવતું. મેમાનો માંહેમાંહે એક એકને મળવા જાય ને એક એકને જમવા બોલાવે; મેવા મિઠાઇ ને સીધાં સર્વેને અજોદ્ધાપતિ મોકલે. તેઓ તેને પોતાના દેશનાં સુંદર પદાર્થો ભેટ મોકલે. ઘોડાની શરતો, મલ્લયુદ્ધ, નિશાન મારવાની શરતો, જાનવરોના જુદ્ધાદિક તરેહ તરેહના એશ અને ગમતોથી પરોણાનાં મન રંજન કરવાની ગોઠવણ અજોદ્ધાના દરબારે કરી હતી. પણ એ કશામાં સિદ્ધરાજનું મન લાગે નહિ. મધુમુખીને મળવાની, પોતાની પ્રિયાનું મુખ જોવાની, અને તેની મીઠી વાણી સાંભળવાની આતુરતા તેને એટલી હતી કે તેને બીજું કાંઈ ગમે નહિ. રાજકન્યા પણ તેને મળવાને તેટલીજ આતુર હતી. ગૂર્જરેશ્વરના આવ્યાના સમાચાર તેને મળ્યા, ને દાસીઓએ સિદ્ધરાજની તેજસ્વી સુંદર કાંતિનું વર્ણન તેની આગળ કર્યું, ત્યારથી તે તેનાં દર્શન કરવાને અતિ ઉત્સુક થઈ. પણ સ્વયંવરની પૂર્વે તેમનો એ અભિલાષ પાર પડ્યો નહિ. સ્વયંવરનો નિયમ એવો હતો કે વરમાળ લેઈ મંડપમાં કન્યા આવે ત્યાર પહેલાં કોઈ ઉમેદવારે તેને મળવું નહિ, અને કન્યાના બાપે પાકો બંદોબસ્ત રાખવો કે કોઈ રાજા કે રાજકુમાર તેને મળી શકે નહિ. એથી સર્વને સરખો લાભ મળે ને ટંટો ઉઠે નહિ. અજોદ્ધાના દરબાર તરફથી આ બાબતમાં એવો સરસ બંદોબસ્ત થયો હતો કે સિદ્ધરાજનું અને બીજા કોઈ ઉમેદવારનું ફાવ્યું નહિ. સિદ્ધરાજ અને મધુમુખી ઘણું મથ્યાં પણ બંનેની તદબીરો વ્યર્થ ગઈ. પેલી માળણ એટલી માંદી થઈ હતી કે તેનાથી ઉઠાતું નહિ, અને બીજા કોઈ બાહારના આદમીને કુંવરીના મંદિરમાં પેસવાની રજા મળતી નહિ. જે માણસોને ચોકી પહેરાપર રાખ્યા હતા તે એવા પ્રમાણિક અને જાગરૂત હતા કે લાંચ કે ગફલતનો લાભ કોઈ લેઈ શક્યું નહિ.

સિદ્ધરાજે મનસુબો કર્યો કે મુછ મુડાવી દાસીને વેશે દાસીઓ ભેગો મધુમુખીના મહેલમાં દાખલ થઉં. પણ તેમાં અડચણો ભારે જણાઈ. ભોગજોગે પકડાયો તો આખા ભરતખંડમાં પૂરી ફજેતી થાય ને સ્વયંવરમાં જવાયજ નહિ. તો પછી એ કન્યાને પરણાય તો ક્યાંથીજ.ન પકડાય તો એ સ્વયંવર મંડપમાં બંડમુછો દેખી બીજા રાજારાણા હાંસી કરે. વળી અધિરાઇને વશ થઈ નર છતાં નારીનો વેશ પહેરવો, ને રાજા હોઈ લુંડીનો સ્વાંગ લેવો એ અઘટિત છે. એવા વિચાર તેના મનમાં ઘોળાય છે તેવામાં છાવણીમાં કુકડાભટ નામે બ્રાહ્મણે આવી આશીરવાદ દીધો. રાજાએ તેને માન આપી બેસાડ્યો ને આવવાનું કારણ પુછ્યું. બ્રાહ્મણ કહે મહારાજાધિરાજ એક વિનંતિ છે તે સ્વીકારો તો કહું. રાજા કહે કહો, માન્ય કરવા જેગ હશે તો માનીશ. બ્રાહ્મણ કહે એમ શું બોલ્યા. આપતો ઈંદ્રનો અવતાર છો. કરણ રાજાની પેઠે સવારના પોહોરમાં નામ દેવા જોગછો. આપના પૂર્વજો તો ભાટ બ્રાહ્મણ જે માગે તે આપતા અને આપની કીર્તિ પણ તેવીજ સાંભળીછે. વળી હું ધન માગવાનો નથી, રાજ માગવાનો નથી, ભૂમિ માગવાનો નથી, હાથી ઘોડા માગવાનો નથી. જે વસ્તુ તને

પુષ્કળ મળે તે માગીશ; માટે જજમાનરાજા પ્રથમથી વચન આપ, કે હું જે માગું તેની ના ન કહેવી. એ શું માગવાનો હશે તે વિષે રાજા વિચારમાં પડ્યો. તે જોઈ બ્રાહ્મણ બોલ્યો કે મહારાજ વિચાર શો કરોછો. હું જે માગીશ તે આપેથી આપની નામના આખા આર્યાવર્તમાં અને નવખંડ પૃથ્વીઉપર થશે, માટે હા કહો. રાજા કહે વારૂ બોલો, ઇચ્છામાં હોય તે માગો, આપી સકાશે તો આપીશ. બ્રાહ્મણ કહે ના એમ નહિ. "આપી સકાશે તો આપીશ" એ વચનમાં નીકળવાની બારી છે, માટે આપીશ એમ કહો. રાજા કહે તો ઠીક તમે માગશો તે આપીશ. બ્રાહ્મણ કહે હાથમાં જળ લો, હું સંકલ્પ કરાવું. સિદ્ધરાજ કહે રાજા મુખથી બોલે તે બ્રાહ્મણે કરાવેલા સો સંકલ્પથી વધારેછે. પોતાનું વચન નહિ પાળે એવા મહીપતિ થશે ત્યારે તેના રાજ્યમાં અસત્ય વ્યાપિ સદ્ધર્મનો લોપ થશે, રાજા પ્રજા અધમ થઈ દુર દશાને પામશે, ને અંતે પૃથ્વી રસાતળ જશે. બ્રાહ્મણ કહે ધન્ય છે માહારાજ તને ! મારે માગવાનું એકે કે જો આ સ્વયંવરમાં રાજકન્યા મંધુમુખી તને વરમાળ આરોપેતો તારે એ નારીને મને દેવી. બ્રાહ્મણથી ક્ષત્રીની કન્યા વરાય એવો શાસ્ત્રાધાર છે. હાલ રૂઢી નથી પણ હું રૂઢીને માનતો નથી, શાસ્ત્રને માનું છું. જો સ્ત્રી મને તું નહિ આપે તો હું મારો પ્રાણ કાઢીશ ને તને બ્રહ્મહત્યા લાગશે. તારે કાંઈ કન્યાની ખોટ નથી. તું ચાહીશ એવી ને એટલી તને મળશે.

સિદ્ધરાજ વિસમય પામી ગભરાટમાં પડ્યો. મુઈ આ બલા ક્યાં વળગી ને એનાથી કેમ છુટવું તેના વિચારમાં પડ્યો. મોઢે બોલ્યા તે ન પાળવું એ થુંકેલું ચાટ્યા બરોબર છે; વચનથી ફરવા કરતાં મરવું ભલું. આ ગાંડી માગણી સિવાય બીજાં કોઇ ચિત્તભ્રમનાં ચિન્હ એ બ્રાહ્મણમાં જણાયાં નહિ. આ સંકટમાંથી છુટવાની એક યુક્તિ તેને સુઝી. તેણે કહ્યું ભલે ભૂદેવ, એ સ્ત્રી જો મને મળે તો હું તેનું તમને દાન કરીશ. પણ એક મોટી અચડણ છે તે ખસેડવી તમારે હાથ છે. એ નારી તમને વરવાની ના પાડે ને બળાત્કારે પરણાવતાં આત્મઘાત કરે તો આપણ બેને સ્ત્રી હત્યાનું મોટું પાપ લાગે; માટે એ રાજકન્યાની પ્રથમથી કબુલાત તમે લ્યો, તો પછી તમારૂં કામ થવામાં એ મોટી હરકત દૂર થાય. તમે એવા ચતુર છો કે એ બાઇને ઝટ સમજાવી સકશો. કુકડાભટ કહે હા! હું તૈયારછું, એ કામ મારૂં. સ્ત્રીને ભુરકી નાખવાનું કામ મને આવડે છે. આંખે આંખ મળી ને મોહીની મંત્ર મનમાં ભણ્યો કે ગમે એવી હઠીલી,ગમે એવી લાંઠ નારી હોય તે પણ વશ થયા વિના રહે નહિ. સિદ્ધરાજ કહે તો ઠીક, હવે તમે ઉતાવળે જઇ એ કામ કરો. બ્રાહ્મણ ઉઠી ભારે ઉમંગમાં રાજમંદિર ભણી હિંડ્યો.

સિદ્ધરાજને મન નક્કી હતું કે બ્રાહ્મણ અથડાઇને પાછો આવશે. તેનાથી રાજકુમારીને મળાવાનું નથી. અતિ કામાંધ માણસ હોયછે તે સેહેજ ફસાઇ પડેછે; તેમની બુદ્ધિ ઠેકાણે હોતી નથી. આ બ્રાહ્મણ તેવો છે કે નહિ તેની પરીક્ષા કરવાને રાજાએ યુક્તિ યોજી. રાજાના ધારવા પ્રમાણે બ્રાહ્મણ કેટલીકવારે નાઉમેદ થઈ પાછો આવી બોલ્યો, મેહેલના અંતઃપુરમાં દ્વારપાળ મને પેસવા દેતા નથી. અજેહાપતિનો

કાશીનો ગોરછું ને કુંવરીને આશીરવાદ દેવા આવ્યોછું એમ કહી અંદર ઘુસવા જાઉછું કે દરવાને હડસેલો મારી બાહાર કાઢ્યો. આપ ચીઠી આપોતો મને પેસવા દે. સિદ્ધરાજ કહે મને પોતાને અંદર જવા ન દે તો મારી ચાઠીએ તમને કેમ દાખલ કરે. બ્રાહ્મણ કહે તો હું વીખ ખાઇને મરીશ તેની હત્યા તને લાગશે. મારી આશા કેવી મોટી છે! એ રાજકન્યા મને વરે એટલે મારા જન્મનું દળદર જાય. આહા! એવી રૂપાળી રાણી મને મળે ત્યારપછી મારા ધન ભાગ્યમાં કાંઈ મણા રહે નહિ. પછી એના બાપ તરફથી મને ખાનપાન, મેહેલ, હાથી, ઘોડા, પાલખી, ચાકર, નફર, લુંડીઓ, ધન્ય, ધાન્ય, આભૂષણ, વસ્ત્રાદિક જે જોઇએ તે પુષ્કળ મળે. અરે એની જોડે દાસીઓ આવશે તે એવી સુંદર હોવાની કે તેવી મોટા રાજા રાણાને રાણીઓ નથી. હું સુખ સેજાએ સુઇશ ને મીઠી મધુમુખી પોતાના કોમળ હાથે મારા પગ ચાંપશે. એમ કરતાં જરા તેનો નખ મને ખુચશે કે ભડાકા દેઇને લાત મારીશ એટલે તે ઉડીને આઘી પડશે, ને હું તેનાથી રીસાઇશ, તે મને મનાવશે. કોઇવાર તે રીસાશે ત્યારે હું તેને પટાવીને મનાવીશ. આહા! એ સુખ તે બીજાને ક્યાંથી હોય! મનેજ હયો! રાજા તું મને ચીઠી આપ કે હું વહેલો વહેલો જઈ મધુમુખીને મળું. રાજા કહે મને વરમાળ પહેરાવશે એ કાંઈ નક્કી છે? બ્રાહ્મણ કહે હો નક્કી છે. મારા આશીરવાદથી તેમજ થશે. મને સ્વપ્નામાં કામદેવે વચન આપ્યું છે કે મધુમુખી બ્રાહ્મણને વરવાની છે ને તે બ્રાહ્મણ તું છે. તું જે રાજાને જાચીશ તેને તે વરમાળ આરોપશે. મેં કહ્યુ મને રાજા કર. એટલે કામદેવ નાઠો. માટે ઉઠ મને ચીઠી આપ.

ભટજીની દાગળી ખસેલી જોઈ સિદ્ધરાજે કહ્યું કે મારી ચીઠી તો નહિ ચાલે પણ હું જુગ્તિ બતાવું તે કરે તમારી મનકામના પાર પાડશે. બ્રાહ્મણ કહે તો બતાવો, હું તેમ કરવાને તૈયારછું. રાજા કહે સ્વયંવરના નિયમ પ્રમાણે હાલ કોઈ પારકાં સ્ત્રી પુરૂષને અંદર પેસવા દેવાનાં નહિ, માટે તમે રાજમહેલની મેતરાણીને વેશે અંદર ઘુસો ને રાજકન્યા જાજરૂમાં આવે ત્યાં તેને મળજો. બ્રાહ્મણ કહે સો ઠીક, પણ મારે મોટી મુછો છે તેથી પકડાઈ જાઉ. માટે મેતરને વેશે જાઉ તો કેમ? રાજા કહે રાજમેહેલની સ્ત્રીઓના જાજરૂમાં ઢેડને જવા દેતા નથી માત્ર ઢેડીઓજ જાયછે. માટે મુછ બોડાવી, માથે કાળું લુગડું બાંધી ઢેયડીના જેવો ચુડો, કાંચળી, ઘાઘરો ને સાલ્લો પહેરો. હાથમાં સાવરણો ને ટોપલામાં રાખ નાખી તે માથે મુકી લાજ કરતી હોય તેમ મોટું ઢાંકી અંદર પેસજો. તમારાં લુંગડાંની ગાંસડી બગલમાં રાખજો. અંદર પેસી વેશ બદલી નાખજો. બ્રાહ્મણ હરખાઇને કહે વાહવા! કેવી સારી યુક્તિ! એથી મારૂં કામ નક્કી થશે. હું આ ચાલ્યો. માટે પરોઢીએ રાજકન્યાને મળી ફતેહના સમાચાર લઈ આપની કને આવીશ. રાજા કહે ઠીક પધારો. કુકડોભટ હોંશભેર નગરમાં પોતાને ઘેર ગયો. રસ્તે જતાં ચુડા વેચનારની દુકાન આવી ત્યાંથી જુની લાકડાની ચુડીઓ વેચાતી લીધી. ઘેર ગયો ત્યારે વાળુ કરવાની વેળા થઈ હતી. ભટજી વાળુ કરવા બેઠા પણ તેને ખાવું ગમ્યું નહિ. મનમાં વિચાર કરેછે કે પરમદહાડેથી તો ઘેવર,

જલેબી, બાજલી, લાડુ, પુષ્કળ ઘી, અનેક જાતના મેવા ફળાદિક જમવાને જેને મળશે તેને આ બળ્યા રોટલા કેમ ભાવે. તેની ઘરડી મા પીરસતી હતી તેણે દીકરાને બાવરો બનેલો જોઇ પુછ્યું કે બેટા તને શું થયુંછે. ભટજી કહે છાનીમાની બેસને તું, તને બધી ખબર મેં દહાડામાં પુડશે; તું તારૂં કામ કર. વાળુ કરીને ભટ પાછો ચોટે ગયો, ને દરપણ વેચાતું લાવ્યો. ઘરમાં ડોશી જાણે તો હરકત પડે માટે તેના ઉંઘતાં સુધી તે પથારીમાં પડી રહ્યો. પણ તેને ઊંઘ શેની આવે. મધરાતે ઉઠી તૈયાર થયો. ડોશીનો જુનો ફાટો સાલ્લો, તેનું કાપડું, ને તેનો ઘાઘરો પોતે પેહેર્યા, માથે કાળો કકડો બાંધ્યો ને આરસીમાં મોઢું જોયું તો ભંગીએણનાથી ઉજલું જણાયું માટે કોયલોવાટી તેમાં પાણી રેડી મોઢે તેનો પાતળો લેપ કર્યો. પછી ટોપલામાં રાખોડી ભરીને સાવરણીનું ઠુંઠું ઘરમાં હતું તે અંદર મૂક્યું. મોટા પરોઢીઆની વાટ જોવાની ધીરજ રહી નહિ. તેણે વિચાર્યું કે કદાપિ ઉંઘી ગયો ને મોડો ઉઠ્યો તો જવાશે નહિ; પાછલી રાતે લોકની આવજા થવા માંડે છે તે વખત જવું ઠીક નહિ; વખતે કોઈ ઓળખે; માટે મધરાતેજ નીકળવું ઠીક. એવું વિચારી ડોશી જાગે નહિ તેમ હળવે રહી બારણાં ઉઘાડી બાહાર નીકળ્યો ને બારણે બાહારથી તાળું વાશી મહેલ ભણી ચાલ્યો. માર્ગમાં ચોકી આવી ત્યાં ચોકીદારે તેને ટોક્યો. જવાબ ન દેતાં બ્રાહ્મણ આગળ દોડ્યો. ચોકીદારે પાછળ દોડી તેને આંતરી અટકાવ્યો. તે કહે તું કોણ છું? મધરાતે ક્યાં જાયછે? બ્રાહ્મણ કહે, અડીશ નહિ રાજમંદિરની મેતરાણીછું. ચોકીદાર મદિરાપી બનેલો હતો તે કહે ચલ રાંડ જૂઠી, આ વખત મેહેલ જવાનો નથી, રાંડ વેશધારી જૂઠું બોલેછે. હિંડ ચબુતરામાં, આ પેળા ત્યાં કોઇ નથી; સવારે જવા દેઇશ. એમ કહી ધકેલો માર્યો. બ્રાહ્મણ તેણીગમ જાય નહિ. સિપાઇએ હાથ ઝાલી તેને ખેંચ્યો. આ બનાવ બને છે એટલે રોન આવી પોહોંચી. તેણે જાણ્યું કે ચકલેદાર કોઈ બાયડીને ચબુતરામાં લેઈ જાય છે. રોનના નાયકે બહુને પરેઝ કરી ફોજદારની પાસે મોકલી દીધાં. ફોજદારે તેમને રાત્રે બદકામ કરતાં પકડાયલાં જાણી હેડમાં પૂર્યા. ફોજદારે ચકલેદારને ઠપકો દીધો કે પેહેરાપર હોઇ દારૂપી તેં આ ભંગીયણને ચબુતરામાં ઘાલી. ચકલેદાર કહે નાજી જૂઠી વાત છે. ફોજદાર કહે તારા મોઢામાંથી છાકઉડે છે, ને આ રાંડનો હાથ ઝાલેલો તને નાયકે પકડ્યો, પછી બીજી શી સાબેતી જોઇએ. તને અને તારી રાંડ ભંગીએણને ભારે સજા થશે. ભરે ચોટે બાંધી મારવામાં આવશે.

ભયથી હવે કુકડાભટની સુધ ઠેકાણે આવી. સોડીયું તાણી નીચું મોહો કરી તે ચૂપ રહ્યો. એથી ફોજદારનો શક વધ્યો. તેમને હેડમાં પુરાવી કોટવાળ ગયો ત્યારપછી બ્રાહ્મણ રડવા લાગ્યો. સવાર પડશે એટલે પૂરી ફજેતી થશે. બ્રાહ્મણ થઈ ઢેડીનો વેશ પહેરેલો જોઇ સૌ લોક હસશે, બજાર વચ્ચે ફટકા મારશે, કેદ કરશે, નાતવાળા નાત બાહાર મૂકશે. અરે પ્રભુ! આ શી મારી મૂર્ખાઇ! કામાંધ થઈ મેં કેવું બેવકુફીનું કામ, કેવું

મેલું કર્મ, કર્યું ! રે મારી શી માઠી વલે થઈ! આ ફજેતીથી, આ દુર્દશાથી, તો મરવું ભલું !. એમ શોક કરતાં તેણે રાત પૂરી કરી. થોડો દિવસ ચડ્યા કેડે તે બેહુને ફોજદારની હજુરમાં ઉભાં કર્યાં. નિશો ઉતરી ગયાથી તથા બેદથી ચકલેદારનું મોટું ફીકું પડી ગયું હતું. ઢેયડીનો સ્વાંગ પહેરેલા બિચારા બ્રાહ્મણનો ચેહેરો વિચિત્ર હાંસ્યકારક, અને તેની જોડે દયા ઉપજાવે તેવો બન્યો હતો. મોઢે કાયલા ચોપડ્યા હતા તે લુંછી નાખતાં તેના હાથ કાળા થયા હતા; મોઢાપર કેટલેક ઠેકાણે કાળા ડાઘા રહી ગયા હતા, કેટલેક ઠેકાણે આંસુની ધારે વોવાઈ ગયા હતા, કેટલેક ઠેકાણે આંસુમાં પળલી વધારે કાળા દેખાતા હતા. મૂછ મુંડાવેલી, માથે કાળું લુઘડું બાંધેલું તે કાઢી નાખવું ઘભરાટમાં ભૂલી ગયેલો; રડતાં આંખના ડોળા રાતા થયલા, ભંગીયણના વેશની જોડે પાસે બ્રાહ્મણના પોસાકની ગાંસડી, ટોપલામાં રાખોડી ને સાવરણી. એ સર્વ જોઈ કોટવાલને અચરજ લાગ્યું, હસવું આવ્યું, ને દયા ઉપજી. તેણે ભટને પુછ્યું તું કોણ છે? બ્રાહ્મણે ઉત્તર ન આપતાં નીચું જોયું. પાસે ઉભેલો સિપાઇ કહે બોલ, જવાબ દેને. બ્રાહ્મણ પોક મૂકી રડી પડ્યો. ફોજદાર કહે ધીરજ પકડી ખરેખરી વાત કહે. બ્રાહ્મણ કહે મને મારી નાંખો, પણ મારી વાત મારે મોઢે કહેવડાવો નહિ. ફોજદાર કહે તારે તારી સાચી હકીકત કહેવી પડશે. બ્રાહ્મણ કહે મને નાહાવાનું પાણી અપાવો ને આ ઢેયડીનો વેશ મેં પેહેર્યો છે તે બદલાવો. કોટવાલ કહે નહિ પ્રથમ તું જે હોય તે માન. ભટ માને નહિ. ફોજદારે પટાવી ફોસલાવી સવાલ પૂછી પૂછી બધી વાત મનાવી. જેમ જેમ બ્રાહ્મણ પોતાની હકીકત કહે તો જાય તેમ તેમ ફોજદારને અને કચેરીના સઘળા માણસને હસવું આવે. બ્રાહ્મણની વાત પૂરી થઇ એવામાં દરબારનો હલકારો ફોજદારને બોલાવવા આવ્યો. તે કહે દરબાર આપને અબઘડી બોલાવે છે. મને હુકમ કર્યો છે કે જે કામ ચાલતું હોય તે તુરત બંધ રખાવી જોડે તેડી લાવ. ફોજદારે બ્રાહ્મણને અને ચકલેદારને હેડમાં રાખવાની આજ્ઞા આપી જવા માંડયું. બ્રાહ્મણ કહે મહારાજ મને આ વેશ બદલવાની રજા આપો. કોટવાળ કહે આ વેશ ધરી જે ભારે અપરાધ કરવાની ધારણા તેં કરેલી તેને માટે મહારાજાને જાહેર કરી તેમની આજ્ઞા વિના હું કાંઈ કરી શકતો નથી. બ્રાહ્મણ કહે ભોગ લાગ્યા મારા તેથી તો મારી વધારે ફજેતી થશે. ફોજદાર ચાલ્યા, ને સિપાઈ લોકે તે બેહુને તેજ વેશે કોટવાલીના આગણામાં પાછા હેડમાં જોડે બેસાડ્યા.

આ સમાચાર લોકમાં ફેલાયાથી બધું નગર જોવા ઉલટું. કોટવાલના આંગણામાં લોક માય નહિ, હસાહસ કરે, તાળીઓ પાડે, ને કોઇ પાછળથી કાંકરા ફેંકે. કુકડાભટે સોડીઆમાં મોટું સંતાડેલું તે ઉઘાડે નહિ. ચોકી કરનારો સિપાઇ તેને ટપલીઓ મારી કહે રાંડ ભંગીએણ તારૂં કાળું મોહો લોકને દેખાડને. પાછળ આવેલા લોકના દબાણથી આગલા આદમી કુકડાભટની પાસે આવે એટલે ચોકીવાળા તેમને પાછા હડાવે તેઓ હુરીઓ, હુરીઓ, કરતા નાસે ને બીજા આગળ આવે. ફોજદારે દરબારને જાહેર કર્યું કે ચંડાળણીને વેશે કુકડાભટ નામે બ્રાહ્મણ પકડાણો છે તેને જોવાને આખી

આલમ મળી છે. એ સાંભળી રાજકુંવરો તેને જોવા દોડ્યા. પરિણામ એ થયું કે ચકલેદાર નોકરી પર છતાં છાટકો થયો અને તેણે કુકર્મ કરવાની કોશીશ કરી માટે તે નોકરીથી દૂર થઈ એક માસ કેદની સજા પામ્યો, ને કુકડાભટ ગાંડો છે કે ડાહ્યો તેની પરીક્ષા થતાં સુધી તેને બુદ્ધિભ્રમાયલામાં પુર્યો. ત્યાં માલમ પડ્યું કે દીવાનો ન હતો પણ વિષયાસક્ત અંધ થઈ રાજમંદિરના સ્ત્રી નિવાસમાં જવાની ધારણાએ ચંડાળ-ણીનો વેશ લીધો હતો. એ અપરાધને માટે તેને છ મહીના મજુરી સાથે કેદ અને જમવામાં દહાડે એકવાર બાજરીની રાબ માત્ર મળે એવી શિક્ષા અજોધ્યાના ન્યાયાધીશે કરી.

અજોધ્યા નગરીના મોટા રામસરોવરની પાળે સ્વયંવરનો વિશાળ અને અતિ સુશોભિત મંડપ રચાઇ રહ્યા તેવામાં આખા આર્યાવૃત્તના રાજા રાણા અને રાજકુમારો આવી પોહોચ્યા. મંડપની પાસે બે મોટા તંબુ તાણ્યા હતા. એક મહારાજ અને રાજ-કુંવરોને માટે અને બીજો રાણીઓને માટે. મોટે પરોઢીએ ઉઠાડી મધુમુખીને બ્રા-સણોએ સ્નાન કરાવ્યું, અને તેની મા અને માસી અને ફોઇએ મળી શણગારી. રાણીને કેટલાંક બાળક મરી ગયા પછી પહેલવેહેલી મધુમુખી જીવી અને તેના પછી ચાર દીકરા થયા તે ચારે ઉછરી મોટા થયા માટે તે સારાં પગલાંની ગણાઇ ઘણી લાડકી હતી. અહિં આ તૈયારી ચાલતી હતી તેવામાં ઉમેદવાર રાજા રાણા અને રાજકુંવરો મધરાતના ઉઠી નાહી ધોઇ, વસ્ત્રાભૂષણ પહેરી, અંગે અત્તર ચોપડી, કેશ હોળી સજ થવા લાગ્યા હતા, અને બ્રાહ્મણો ચોરીમાં લગ્નની સામગ્રી તૈયાર કરતા હતા. સૂર્યોદય થતાં ઉમેદવાર રાજા અને રાજપુત્રોની સ્વારીઓ આવવા લાગી. મંડપને આંગણે અયોધ્યાપતિ, તેના કુંવરો, પ્રધાનો અને સુભટો ઉભા હતા તેઓ સર્વને આવકાર દેતા અને મુખ્ય મંત્રી પ્રત્યેકને તેને માટે ઠરાવેલા આસને તેડી જઇ બેસાડતો. સર્વે આવી રહ્યા પછી અજોધ્યાપતિએ તેમને ફુલના હાર ગજરાં ને તોરા પહેરાવી, તથા ગોટા, પાન, સોપારી, એલચી આદિક આપી તેમનું પૂજન કર્યું. એ થઇ રહ્યા પછી રાજગોરે સર્વ મંડળીને આશીર્વાદ દેઇ કહ્યું કે ધર્મશાસ્ત્ર અને રાજ રૂઢી પ્રમાણે રાજકન્યા મધુમુખી સ્વયંવર કરવા આવે છે માટે અહિં બિરાજેલા સર્વ આર્ય રાજનો સુનીતિની મર્યાદામાં રહી યથા ન્યાયે વર્તશો. રાજમંડળીએ રૂષીને નમસ્કાર કરી તેમની શિક્ષા સ્વીકારી, એટલે મધુમુખી મંડપમાં આવી. વીજળીનો ચમકાટ થયો હોય એવી ભ્રાંતિ ઉમેદવારોને પડી. ચમકપાષાણ જેમ લોઢાને આકર્ષે છે તેમ કુંવરીએ સર્વના ચિત્તને ખેંચ્યાં. એકે એક બોલતા બંધ પડવાથી સકળ સભા શાંત જણાઇ, તથાપિ પ્રત્યેકનું મન આકળવિકળ થયું. મંડપના મધ્યભાગે કન્યા જોડે ઉભા રહી દરબારના મુખ્ય ભાટે પ્રત્યેક રાજાના અને કુંવરોનાં નામ, તેમનાં કુળ, દેશ, પ્રત્યેકને કેટલી રાણીઓ છે, ને કોણ કોણ કુંવારા છે તે સર્વ સાંભળે તેમ કહ્યું. ત્યારપછી કન્યાએ ગૂર્જરેશ્વર જયસિંહદેવને વરમાળ આરોપી. એ સમાચાર બાહાર ઉભેલા ગૂર્જર સ્વારોને થતાંવારને તેમણે ફતેનો ડંકો વગાડી જયનાદથી આકાશ ગજવી મૂક્યું; ગૂર્જર છાવણીમાં

જેજેકાર થઇ રહ્યો.

આમ સ્વયંવરમાં ગૂર્જરરાયનો જય થવાથી માળવાના યશોવર્મન રાજાની આંખમાં ઝેર અંજાયું. બીજા કોઇએ સભ્યતાનો ભંગ કર્યો નહિ. માત્ર તે અસભ્યરીતે ઝટ ઉભો થઇ તિરસ્કાર કરી બોલ્યો 'રે મધુમુખી તું ભૂલી. એતો મારો ખંડીઓ રાજા છે, ને મારી દયા કૃપાથી માત્ર એનું રાજ રહ્યુંછે. એને વરી શું સુખ પામવાનીછે! થોડા વખતમાં એને ઝાલી મારા ઘરમાં પૂરીશ પછી તારી શી વલે થશે તે તું જોજે. એમ બોલી ચાલતો થયો. અજોદ્દાપતિની ઇચ્છા હતી કે એણે વિનયનો ભંગ કર્યો તથાપિ એ મારો પરોણો છે માટે એને મનાવી લાવું, પણ બીજા રાજા બોલ્યા કે એણે ઉચ્છૃંખલ થઇ સ્વયંવરનો નિયમ તોડ્યો માટે અમે એની જોડે આજે નહિ જમીએ. એમ બધાની ઇચ્છા હોવાથી યશોવર્મનને મનાવ્યો નહિ, ને તેજ દિવસે તે પોતાને દેશ જવા નીકળ્યો.

સ્વયંવર મંડપમાંથી ઉઠી સિદ્ધરાજ અને બીજા સકળ રાજા અયોદ્ધાપતિની હારે તેને મંદિરે ગયા. ત્યાં ભોજન તૈયાર હતું તે સર્વે આરોગ્યા. સિદ્ધરાજને સર્વે રાજાએ ભાગ્યશાળી કહી માન આપ્યું અને તેની વિનંતિ સ્વીકારી તેને પરણાવવા તેની જોડે ચોરીમાં તેઓ ગયા. અહિં શાસ્ત્રવિધિએ લગ્ન થયાં. તે રાત્રે ગૂર્જરેશ્વરની છાવણીમાં મોટી મીજલસ ભરાઈ. ભરતખંડના ત્યાં આવેલા રાજા અને રાજકુમારો ત્યાં જમ્યા અને મધરાતે ગુણકાનો નાચ પૂરો થએથી સર્વે પોત પોતાને મુકામે ગયા. બીજે દિવસેથી સમૈયું વિખરાવવા માંડ્યું. જયસિંહદેવ સાત દિવસ સાસરે રહી સાસરીઆંનો સ્નેહ સંપાદન કરી મધુમુખીને લેઈ સ્વદેશ આવ્યો.

---

# प्रकरण ૭ मुं. माळवापर स्वारी.

જયથી મદોન્મત થયલો માળવાનો રાજા સ્વયંવરમાં નિરાશ થવાથી ખેદ પામી ધુંધવાતો પોતાની રાજધાનીમાં આવ્યો. પોતાના સુભટોને બોલાવી તેણે આજ્ઞા કરી કે ગૂજરાત જીતી ત્યાંના જુવાન રાજાને અને તેની રાણીને પોપટની પેઠે પાંજરામાં પૂરી ધારાનગરીમાં લાવો. નાદાન મધુમુખીએ મારો યશ, મારી કીર્તિ, મારો અખૂટ ધનભંડાર અને મારો અતુલ્ય વૈભવ, લક્ષમાં ન લેતાં મારી આગળ જે માત્ર મગતરા જેવો છે તેને વરમાળ આરોપીને સુતેલા સિંહને જગાડ્યોછે. અરે એ બાળકો જયસિંહ મારી આગળ શા લેખામાં છે! જુવાનીના તોરમાં તે મારી સામુ બોલ્યો! તેની બાલ્યાવસ્થા પર દયા કરી મેં તેના દેશને ઉજડ ન કર્યો અને તેના પાટણનગરનો નાશ કર્યો તે શું તે ભૂલી ગયો! તને અને તારા સસરાને કારાગૃહમાં પુરૂં તોજ મારૂં નામ નરવરમાન, તોજ મારૂ નામ યશોવરમાન. એવું ભાષણ કરી તેણે તેના સોહદ નામે સેનાપતિને ફરમાવ્યું કે જયસિંહ પાછો આવે ત્યાર પહેલાં તમે ધારાનગર અને ઉજેણમાં જે સૈન્ય તઇઆર છે, તેવડે ગુજરાત લુંટો, હું પાછળથી બીજી મોટી ફોજ લેઇ પાટણ જીતવાને અને સિદ્ધરાજને ઝાલવાને આવું છું.

જુવાન ગુર્જરેશ્વરે ગુપ્ત તૈયારી કરી હતી અને અજ્મેર ગયા પહેલાં પોતાના મોટા ગઢોમાં લશ્કર તૈયાર રાખ્યું હતું તે વાતની ધારાપતિને ખબર ન હતી. વળી તેણે ધાર્યું કે તરુણ શત્રુ સાસરાનાં લાડ ભોગવવાને ત્યાં ઘણા માસ રહેશે, અને સ્ત્રીના મોહમાં પડી મોહલતો માહલતો આવશે ત્યાર પહેલાં મારૂં મોટું બળવાન સૈન્ય સજ થશે, અને સોહડની સેનાની લુંટફાટથી ગુર્જરરાજ્ય એટલું નબળું પડશે કે તે જીતવું કઠણ પડશે નહિ. સિદ્ધરાજની અસાધારણ બુદ્ધિ અને તેજી હજી પ્રસિદ્ધ થયલી ન હતી તેથી અનુભવી છતાં આવી કલ્પના યશોવર્મન કરે તેમાં નવાઈ નથી. સિદ્ધરાજે તેની ધારણા અને ગણત્રી ખોટી પાડી. માળવેથી ગુજરાતમાં પેસવાની વાટને નાકે તેનો વિજયસામંત નામે સેનાપતિ બળવાન ફોજ સહિત મોરચાબંધ છાવણી કરી પડ્યો હતો. તેને ગુર્જરપતિએ આજ્ઞા આપી હતી કે તેના અજ્મેરથી પાછા આવ્યાની અગાઉ માળવી ફોજ આવેતો તેને રોકવી ને ગરજ પડે તો યુદ્ધ કરવું પણ આગળ વધવું નહિ; શત્રુની સેના હારે તો પણ તેની પાછળ ધાવું નહિ; શત્રુને ગુજરાતમાં પ્રવેશ કરવા ન દેવો એજ માત્ર તેનું કામ.

સોહડે વિજયસામદ પર હલ્લાં ન કરતાં તેની પડોશમાં માળવાની હદમાં મુકામ કર્યો. સિદ્ધરાજ ત્વરાથી અણહિલપત્તન આવ્યો. આગળથી કરી રાખેલી ગોઠવણ પ્રમાણે એ વેળા ત્યાં મોટું ગુર્જર સૈન્ય હાજર હતું તે લેઈ વિજયસામદની કુમકે ચડ્યો. માર્ગમાં ગામે ગામથી ગુર્જર જોધા આવી મળવાથી તે જેમ આગળ ચાલ્યો તેમ તેની સેના વધતી ગઈ. આ બિનાની ખબર પડે ત્યાર પેહેલાં તેણે સોહડને ઘેરી લીધો અને વગર વઢે શરણે આવવાની જરૂર પાડી. સોહડે જોયું કે આ મોટા દળની આગળ મારા મુઠીભર જોદ્ધાનું કાંઈ ફાવવાનું નથી ને નકામા એ સર્વે માર્યા જશે. જયનો સંભવ જરાએ ન હોવાથી તેણે સિદ્ધરાજનું કેહેણ સ્વીકારી હથીઆર આપી દીધાં. તેનું અપમાન ન કરતાં ગુર્જરેશ્વરે તેને અને તેના માણસોને વઢવાણ મોકલ્યા. વખત ન ખોતાં ગુર્જરરાય ઉજ્જેણી ભણી ચાલ્યો. નદીનું મોટું પૂર કાંઠાના ગામોમાં ફરી વળે છે તેમ ગુર્જરસેના માળવાપર પ્રસરી. શત્રુના અને તેના મંડળીક રાજારાણાના ગઢો જીતતો, તેઓમાં પોતાની ફોજ મૂકતો, અને જીતાયલા રાજાને પોતાની જોડે લેતો સિદ્ધરાજ આગળ ચાલ્યો. ફોજને કુચ કરવાને સુતર પડે માટે આસપાસના ગામના લોકને ઝાલી ટેકરા ટેકરી ખોદાવી સોજો માર્ગ કરાવતો, અને પોતાના જોધાને ઈનામો, અને શાબાશી આપી પાનો ચઢાવતો શિપરા નદીને તીરે આવી પોહોચ્યો. પોતાના ઘોડાને ઉજ્જેણીના થડમાં શિપરાનું પાણી પીતા જોઈ રાજા આનન્દ પામ્યો. ગુર્જર ફોજે ઉજ્જેણીની આસપાસ ચારે બાજુએ મુકામ કર્યો. તેના ગઢવીએ નગરના દરવાજા વાસી દીધા. સિદ્ધરાજે તેને ધમકી આપી કે આઠ પોહોરમાં ભાગોળો ઉઘાડી શરણે નહિ આવે તો ઘઢ તોડી પાડી નગર ઉજડ કરીશ. એ ધમકીથી ન ડરતાં ગઢવીએ ઉત્તર કહાવ્યો કે મારા સ્વામીની આજ્ઞા વિના મારાથી નગર અપાય નહિ. માર્ગમાં થોભ્યા વિના દરમજલ હિંડ્યા આવ્યાથી ગુર્જર સેના થાકી ગઈ હતી માટે બીજે દિવસે એ

મોટા ગઢ ઉપર હુમલો થાય તેવું નહતું. ત્રણ દિવસ થાક ખાંવાની રજા આપી તથા અનેક પ્રકારની રમતો અને તમાશા કરાવી જોદ્ધાને ખુશી કયા. તેની ફોજમાં ભીલ હતા તેમણે પોતાનું તીર ફેંકવાનું અને કુદવાનું બળ, ઝાડે ચઢવાની ઝડપ અને પકડી ના પાડાય એમ દોડ દેખાડી રાજાને વિસ્મે પમાડ્યો. રામની સૈનાના હનુમાન વાંદરા જેવા તેઓ સિદ્ધરાજની સેનામાં દીસતા. ખાનપાન અને નાચ રંગની ત્રણ દિવસ મઝા ભોગવી ચોથે દહાડે ઉજ્જેણના કોટ ઉપર નિસરણીઓ વડે ચઢી હુમલો કરવાની યોજના કરે છે તેવામાં સમાચાર મળ્યા કે યશોવરમન મોટું દળ લેઇ પાસે આવ્યો છે. તત્કાળ પોતાની સેનાને યુદ્ધના ક્રમમાં ગોઠવી શત્રુની ટકર ઝીલવાને સિદ્ધરાજ સજ થયો.

આ વેળા સિદ્ધરાજને ઘણીજ સાવચેતી રાખવાની હતી. આ તેનું પેહેલું યુદ્ધ હતું, અને તેના પિતાના હાથ નીચે કેળવાયેલા અને કસાયલા યોદ્ધાઓમાંના ઘણા મરણ પામેલા હતા, અને જે નવા દાખલ થયા હતા તેમને આ પહેલીજવારની લડત હતી, અને અનુભવી કસાયલાથી એ નવાની સંખ્યા વધારે હતી. યશોવરમન ચતુર, અનુભવી, યુદ્ધ કળામાં પ્રવીણ એવો મોટો શૂરવીર જોદ્ધો હતો. તેણે આગળ ઘણાક જય મેળવ્યા હતા, અને તેની સેના સંખ્યામાં ઓછી છતાં કસાયલી હતી. પોતાની ફોજના કેટલાક ભાગને ઉજ્જેણના ઘેરાપર રાખી બાકીની વડે વઢવું કે બધીને એકઠી કરી સંગ્રામ કરવો એ વિચાર તેણે પ્રથમ કર્યો. ઘેરો જારી રાખવામાં ધાસ્તી એ હતી કે માળવીરાય જોડે સંગ્રામ ચાલતો હોય તેવામાં ઉજ્જેણના રક્ષકો બાહાર આવી ઘેરનારા ઉપર ત્રુટી પડતો એકે વખતે બે સંગ્રામ ઉપર લક્ષ આપવું પડે, અને બે તરફના હુમલાથી ગૂર્જર ફોજમાં ઘભરાટ થઈ નુકશાન થાય. ઘેરો ઉઠાવી થોડા પાછા હઠી ઉભા રેહેવાથી સત્રુને લાભ એ થાય કે ઉજ્જેણની ફોજ તેને મળવાથી તેનું કૈવત વધે. મુખ્ય સુભટો જોડે મનસુબો કરતાં એવું ઠરયું કે ઘેરો ઉઠાવી થોડા પાછા હઠી ઉજ્જેણની ફોજને તેના સ્વામી જોડે મળવા દેવી અને આખી ગૂર્જર સેનાએ એકે જથે થઇ સંગ્રામ કરવો. એમ કરેથી એમાંથી એક મોટો લાભ થવાનો સંભવ હતો. શત્રુ પરાભવ પામે તો યશોવરમન નાસી ઉજ્જેણમાં ભરાય અને તેમાં તે ઘેરવાથી સ્વારીની મતલબ વેહેલી પારપડે. યશોવરમન છુટા રેહેવું પસંદ કરી બીજી દિશાએ જાય ને ઉજ્જેણનો ગઢવી પાછો નગરમાં પેસે તો તેની પાછળ ધાએલી ગૂર્જર ફોજને તેજ વેળા તેની જોડે અંદર ગુસવાનો લાગ મળે. આવો તર્ક કરી સિદ્ધરાજે ગૂર્જર સેનાને સંકેલી લીધી. ઘેરો ઉઠાવેલો જોઈ માળવી રાજા હરખાયો કેમકે તેની ઇચ્છા આ વેળા યુદ્ધ કરવાની નહતી પણ ઉજ્જેણમાં વધારે જોદ્ધા અને પોતાની જોડે આણેલો ખોરાક દાખલ કરીને પાછા ફરવું અને બીજું લશ્કર ધારાનગરીના થડમાં ભેગું કરવા માંડ્યું હતું તેમાં જઈ મળવાંની હતી. ગૂર્જરસેના ઉપર ધસારો ન કરતાં તે ઉજ્જેણમાં પેઠો. એ જોઇ ગૂર્જરેશ્વરે તત્કાળ આગળ વધી તેને પાછા જવાનાં નાકાં રોક્યાં અને ફરી ઘેરાની ગોઠવણ કરવા માંડી. ઘેરાઈ જવાની ધાસ્તીથી બચવાને યશોવરમન પોતાનું સઘળું સૈન્ય લેઈ બાહાર આવી યુદ્ધ કરવા

ઉભો. શિપ્રાનદીને કાંઠે દારૂણ યુદ્ધ થયું. પોતાની મેળવેલી કીર્તિને જાળવવાને યશોવરમને યુદ્ધ કૌશલ્ય દર્શાવવામાં કસર રાખી નહિ; પણ તેનું સૈન્ય સંખ્યામાં ઓછું, અને ગૂર્જરપતિમાં અસાધારણ ચતુરાઈ, ધૈર્ય, અગમચેતી, સમય સૂચકતાદિક વિજય આપનારા ગુણ હોવાથી તે હાર્યો. ગૂર્જરપતિની શાબાશી, અને તેનું શૌર્ય જોઇ ગૂર્જરદળ ઉશ્કેરાયું. નાયકો તેની આજ્ઞા અમલમાં લાવવામાં તત્પર હોઈ સિપાઈને હિમ્મત દેતા ઠરીને લડ્યા. ઘણાક રણક્ષેત્રમાં જય મેળવેલા એવી માળવી ફોજ પોતાના દેશમાં આવેલા શત્રુઉપર ક્રોધ કરી જોશથી લડી, અને રાજા બાળક છતાં ન્યાય વિરૂદ્ધ યશોવરમાને ગૂજરાત પર ચડી દેશનું અપમાન કરેલું તેની રીસ ગૂર્જર જોદ્ધાએ આ વેળા કાઢી. લોહીના વહેળા વહ્યા અને તે શિપરામાં ભળવાથી તેના પાણી રાતાં દિસવા લાગ્યાં. ગૂર્જરદળના ઘણા હલ્લા યશોવરમને પાછા વાળ્યા. પણ અંતે તેનું સૈન્ય ખુટ્યું, અને રણક્ષેત્રેમાં વધારેવાર ટકવાથી ગૂર્જર ફોજ ઘેરી લેશે, તેથી પંડે અને બાકીનું સૈન્ય નાશ પામશે, એવું ભાસવાથી તેણે પાછી પાની કરી. કેટલીક ફોજ ઉજ્જેણ ભણી વળી અને બીજી તેની પાછળ ધારાનગર તરફ ચાલી. એ જોઇ સિદ્ધરાજે કૃષ્ણ સામદને તેની પાછળ મોકલ્યો અને પંડે ઉજ્જેણ ભણી જતી સેના ઉપર ધસ્યો. દરવાજામાં પેઠા પહેલાં તેને પકડી પાડી તેની ખરાબી કરી અને ભાગાળો વાસવા પામે ત્યાર પહેલાં તેમની પછવાડે દોડી તેમની હારે નગરમાં પેઠા. ત્યાં વળી જંગ મચ્યો, અને ઉજ્જેણની સેરીઓમાં રૂધિરનો કાદવ બન્યો; ગઢ્વી પડ્યો અને ઘડ ગૂર્જરેશ્વરને હાથ આવ્યો. એ વેળા ઘડી દાહાડો રહ્યો હતો. કિલ્લાઉપરથી પરમારનો વાવટો ઉતારી ગૂર્જરધ્વજા ચઢાવી, જયના વાદિત્ર વજાડ્યાં, અને ગૂર્જરરાયની જે જોદ્ધા બોલ્યા. આથમતા સૂરજના સોનેરી કિરણમાં વિક્રમાદિત્યના ગઢઉપર ચળકતી અને મંદ વાયુની લેહેરમાં ઉડતી ગૂર્જર પતાકા જોઇ જયસિંહદેવ અતિ હર્ષ પામ્યો. આ તેનો પહેલો, અને મોટા પરાક્રમી વેરીઉપર મેળવેલો જય હતો. એ જયથી ગૂર્જર સેનાને અને ગૂર્જર પ્રજાને ઘણો ઉમંગ છુટ્યો. પોતાનો રાજા જુવાન અને અનુભવ વગરનો તથા યશોવરમા કુશળ જોદ્ધો હોવાથી હાની થવા વિષે જે શંકા તેમના મનમાં હતી તે જતી રહી. કૃષ્ણસામદ એક પોહોર રાત્રીએ જયના વાજાં વજાડતો આવી સિદ્ધરાજને મળ્યો. સાંજ પડતાં સૂધી તે પાછા વળેલા શત્રુની પૂઠે ગયો પણ તેમનો જથ્થો તોડી શક્યો નહિ. બાવરો ન બનતાં ધારાપતિ ઠામ ઠામ ઉભો રહી તેના હુમલા પાછા વાળતો ને નિયમસર કુચ કરતો પાછો હઠ્યો. અંધારામાં તેની પાછળ જવું જોખમકારી જણાયાથી કૃષ્ણસામદ પાછો વળી પોતાના સ્વામીને આવી મળ્યો.

ધારાનગર આગળ માળવી રાજ્યનું બધું દળ ભેગું થાય ત્યાર પહેલાં ત્યાં જઇ શત્રુના સૈન્ય ઉપર હુમલો કરવાની મોટી અગત્ય જણાયાથી વખત ન ખોતાં ગૂર્જરેશ્વરે પોતાની ફોજને ઉતાવળે કુચ કરવાની આજ્ઞા દીધી. ઉજ્જેણનગરને લુંટ્યું નહિ તેના બદલામાં એક કરોડ દામ ત્યાંના નગરશેઠ પાસે માગ્યાં. કેટલીક રગજગ થયા કેડે પુરીજનોની સભાએ પચાસ લાખ આપવા કબુલ કર્યા તે નગરશેઠે ઉઘરાવી ગૂર્જરરાજને આપ્યાં.

એ નાણાં ઉઘરાવવાનું અને આપવાનું કામ ચાલતું હતું તેવામાં ગૂર્જર સેનાનો ઘણોક ભાગ દુર્જય સુભટોની સરદારી નીચે માળવાની રાજધાની ભણી ચાલ્યો. ઉજ્જેણમાં જબરૂં રખવાળ સૈન્ય મૂકી રાજા જયસિંહ ત્રીજે દહાડે તેને જઇ મળ્યો. માર્ગમાં જે નાના ગઢો આવ્યા તેમાંના કેટલાકને જીતતો, અને જેના કિલેદાર ધમકીથી ન ડરતાં ભાગોળ વાસી દૃઢ રહ્યા તેઓને ઘેરી રાખવાને લશ્કર મૂકતો રાજધાની પર આવી પોહોંચ્યો. ત્યાં નગરના થંડમાં યશોવરમન કેટલુંક સૈન્ય સહિત પડ્યો હતો ને તેના રાજ્યની બધી ગમથી તેના માંડળીક રાજા રાણા, અને સેનાપતિઓ પોત પોતાનાં સૈન્ય લેઇ આવવા નીકળ્યા હતા, તેઓ આવી પોહોંચે તેની અગાઉ યુદ્ધ કરવાની ઈચ્છા સિદ્ધરાજની હતી. પણ હલ્લાં કરવાની ગોઠવણ તેણે કરવા માંડી એટલે યશોવરમને ધારાનગરમાં ભરાઈ દરવાજા વાસ્યા. એ જોઈ આપણો સોલંકી રાજા ના ઉમેદ થયો. લાંબી મુદત સૂધી ઘેરો ઘાલવાની જરૂર પડશે કેમકે ધારાનો ગઢ બહુ મજબુત હતો, નગરમાં પાણીનાં મોટાં તળાવ, હતાં અને અન્ન ભંડાર પુષ્કળ ભરેલા હતા તે ઉપરાંત ખેડવાની જમીન મસ હતી. તેણે પરમાર રાજાને શરણે આવી ક્ષમા માગવાનું કહાવ્યું. યશોવરમને તિરસ્કાર યુક્ત ઉત્તર કહાવ્યો કે "તું હજી બચ્ચું છે, પાછા ઘેર જવાની આશા હવે તું છોડી દેજે. જળના પૂરની પેઠે મારૂં સૈન્ય ચોતરફથી દોડતું આવે છે તેમાં તારી સેના ડુબી મરશે. એટલામાં તું ફૂલાય છે, પણ થોડા કાળમાં હું તને પસ્તાવો કરતો જમપુરી ભણી મોકલીશ. હું અંદર રહ્યો વઢીશ અને મારી સેના તને ઘેરી લેઈ પુરો કરશે." આવો ઉત્તર મળ્યા પછી સમાધાનીની આશા મિથ્યા જાણી ધારાનગરની આસપાસ ચોમાસામાં રહેવાની તૈયારી કરવાની ગોઠવણ સિદ્ધરાજે કરવા માંડી. શેહેરની આસપાસ પરાં અને ગામ હતાં તેમાંના લોકને કાઢી મૂકી ગુર્જર જોદ્ધાને તેમાં રાખ્યા, તથા બીજાં હજારો નવાં ઝુંપડાં બંધાવ્યાં.

જયસિંહ માહારાજના વિજયના સમાચાર ગુજરાતમાં આવેથી પ્રજા અતિ હર્ષ પામી આનંદોત્સવ કરવા લાગી. ગામે ગામ તરીઆ તોરણ બંધાયા અને ઠોકે ઉજાણીઓ કરી. પોતાની ગેરહાજરીમાં રાજ્યનું ઉપરીપણું માહારાણી મધુમુખીને તેના સ્વામીએ સોંપ્યું હતું. ઉજ્જેણના જયને નિમિત્તે રાણીએ અણહિલપુરમાં મોટો ઓછવ કર્યો. ઓછવને દિવસે તેણીએ દરબાર ભરી મોટો સમારંભ કર્યો, ને પ્રત્યેક દેવાલયમાં મહાપૂજા અને દીપમાળ કરાવી પ્રભુનો પાડ માન્યો, અને સારી ચાલના બંધીવાનોને છોડી દીધા. ચૌટામાં દુકાનદારોએ દુકાનો શણગારી રાત્રિ રોષણી; પ્રત્યેક બારણે તોરણ બંધાયાં અને સ્વસ્તિક પુરાયા ને ઘેર ઘેર કંસાર રંધાયા.

શિપ્રા નદીને કાંઠે મોટો જય મળ્યો, ઉજ્જેણ હાથ આવ્યું અને માળવી રાજાને તેની રાજધાનીમાં ઘેર્યો, તથાપિ શત્રુનું બળ ત્રુટયું નહતું. માંડળિક રાજા રાણાનું એક મોટું સૈન્ય મંદેસરના રાજાની સરદારી નીચે એક દિસાએથી આવ્યું, અને બીજાંને લેઇ રતલામનો રાજા બીજી દિસાએથી આવ્યો. એ બે રાજાની વચ્ચે પત્ર વહેવાર ચાલતો હતો તેમાંના કેટલાક કાગળ પકડ્યાથી તેમની યોજના સિદ્ધરાજના જાણવામાં આવી.

તેમનો બેત એવા હતો કે ધારાનગરને ઘેરનારી ફોજ ઉપર બંનેએ એકે વખતે સામસામેની દિશાએથી હુમલા કરવા અને તેજ વેળા યશોવરમાને નગરમાંથી બહાર આવી ગૂર્જર રાજા પંડે જ્યાં હોય તે ભણી ધસવું. આ યુક્તિની અને તે અમલમાં લાવવાના દિવસની ખબર કરવાને તેમણે ચતુર માણસોને ભિન્ન ભિન્ન વેશે ધારાનગરમાં દાખલ થવાને મોકલ્યા. એમાંના કેટલાકે ઘોડાના પુંછડાની જટા બનાવી માથે વિંટાળી, અંગે રાખ ચોળી અવધૂત બની ગૂર્જર ફોજમાં આવી ભીખ માગવા માંડી; કેટલાક વાંદરાં રમાડનારા, કેટલાક રીંછ રમાડનારા, કેટલાક સાપ પકડનારા અને છુમંતર અને નજરબંધી કરનારા વાદી બન્યા; કેટલાક આંધળાની ટોળી બન્યા; કેટલાક આકાશ ચલ્લી નંટ બન્યા; કેટલીક જુવાન સ્રીઓ સારંગી ને વીણા લેઈ જોગણને વેશે આવી; કેટલાક વાણીઆ ભાત ભાતના માલ વેચવાને મસે રજા લેઈ છાવણીના બજારમાં દુકાન માંડી બેઠા; અનેક યુક્તિએ છેતરીને અને ગૂર્જર પહેરેગીરોની નજર ચૂકવીને શેહેરમાં પેસવાને એમણે યત્ન કર્યો. કેટલાક ભીલ અને કોળી ગૂજરાતના ભીલો જોડે હળી મળી જઇ અંધારી રાતે ઢોરની પેઠે ચાલતા કે પેટ ઘસતા છાવણીની છેક અંદરના ભાગ સૂધી ગયલા પકડાયા. એક માળવી ઠાકોરે, રૂઠેલો હોય તેવો ઢોંગ કરી, સિદ્ધરાજને મળવા આવીને, કહ્યું કે જો મને કોટ સૂધી જવાદો તો હું અંદર જઈ દરવાજો ઉઘાડું. બીજા કોઇનો અંદર જઇ શકયા નહિ પણ એ ઠાકોરથી છેતરાઇ સિદ્ધરાજે તેને અંદર જવા દીધો, અને જે દરવાજો તે ઉઘાડવાનો હતો તેની થડમાં હુમલાની ગોઠવણ કરી. કેટલાક દહાડા પછી તે કોટ ઉપરથી દોરડું નાંખી તે ઝાલીને ઉતરી આવ્યો ને જીવ લેઇને નાઠેલો હોય તેમ ઢોંગ કરવા લાગ્યો. સિદ્ધરાજને શક આવ્યાથી તેને પાંજરામાં પૂર્યો. તેથી તે પાછો બાહાર જવા પામ્યો નહિ. શત્રુના કેટલાક માણસો ઉપર કહ્યા તેવે વેશે છાવણીમાં આવેલા તેમાંના કેટલાકના કાનના વહેમાં પાતળા ચર્મપત્રની વાટ ખોસેલી હતી અને કેટલાકે લંગોટામાં સંદેસાના કાગળ સંતાડેલા હતા. એવા પુરાવા જેની પાસેથી મળ્યા તેમને દેહાંત દંડની શિક્ષા કરી. કોટની આસપાસ કેટલાક માળવી બ્રાહ્મણ જોશી થઇને અને કેટલાકે પોતાના અંગમાં માતા આણવાનો ઢોંગ કરી સિપાઈ લોકને ધૂતી ખાવાને અને છાવણીની ખબર અંતર લેઈ જવાને આવ્યા હતા. એમાંના જે પકડાયા તેમને છાવણીના બજારમાં ઝાડે બંધાવી ફટકા મરાવી કાઢી મૂકયા.

શત્રુના છળભેદથી ફસાઈ ન પડવાને ઘણીજ જાગ્રતી અને સાવચેતી રાખવાની જરૂર વિષે સિદ્ધરાજે ગૂર્જર નાયકોને ખુબ ચેતવણી આપી અને સખ્ત હુકમ કર્યા કે જેની ગફલત માલુમ પડશે તેને ઠારમારવામાં આવશે. હરકોઈ સ્રીને છાવણીમાં આણવાની કે પેસવા દેવાની મના કરી. એ આજ્ઞા પ્રમાણે સર્વ વર્ત્તે છે કે નહિ તેની તપાસ રાખવાને અમલદારો નિમ્યા હતા. તે ઉપરાંત પંડે વેશ બદલીને વખતે વખતે છાવણીના જૂદા જૂદા ભાગમાં દહાડે અને રાત્રે જતો. પહેરેગીરો ઉંઘતા પકડાય કે પહેરો મૂકી ગયલા કે પહેરાપર છતાં વાતો કરતા જોવામાં આવે તેમને શિક્ષા કરતો.

એમ પોતાની છાવણી ઉપર નજર રાખતો હતો તેજ વેળા શત્રુની તૈયારીના સમાચાર ગુપ્ત દૂતો વડે મેળવતો. છાવણીની આસપાસ ખાડી ખોદાવવા માંડી. એ કામ ચાલેછે તેવામાં ગૂજરાતથી મંગાવેલી નવી સેના આવી પોહોંચી, તેને લેઇ જયસિંહદેવે રતલામ ઉપર સ્વારી કરી ત્યાંના રાજાને હરાવી શરણે આવવાની જરૂર પાડી. ત્યાંથી જઈ મંદસર ગઢને ઘેર્યો. આર્યસિંહને એ ઘેરાનું કામ સોંપી મહારાજ પંડે વિજય યાત્રા કરતા, તથા ખંડણી અને કર વેરા ઉઘરાવતા માળવ દેશમાં ફરી વળ્યા. જે જે ગઢવી સામા થયા તેમના ગઢોને ઘેરી લીધા, અને જેઓ તાબે થયા તેઓને ઈનામ આપી રાજી કર્યા. એ ઘેરાપર સુભટોને મૂકી મહારાજે પંડે રાજધાની જીતવાનો ભારે પ્રયત્ન કર્યો. નાના ગઢોના ઘેરાનો પાર તો બે ત્રણ વર્ષમાં આવ્યો પણ ધારાનગરનો ઘેરો બાર વરસ સુધી ચાલ્યો. સિદ્ધરાજે ઘણીકવાર હુમલા કર્યા પણ યશોવર્માએ તે પાછા વાળ્યા. માંહે રહ્યો માળવી રાજા ઘણી ચતુરાઇ અને બાહાદૂરીથી વઢ્યો ને કોટપર ચઢવાની ગૂર્જરોની મેહેનત તેણે ઘણીક વાર નિષ્ફળ કરી.

ખાનદેશમાં યશોવર્માનો ભાણેજ અજીતસિંહ રાજ કરતો હતો. મોટું દળ લેઇ તે મામાની મદદે ચઢ્યો, પરંતુ માળવે ન આવતાં ગુજરાતમાં પેઠો. આ ખબર મળતાં વારને ધારાનો ઘેરો ચાલુ રાખવાનું કામ આર્યસિંહને સોંપી સિદ્ધરાજ કેટલુંક સૈન્ય લેઇ ખાનદેશમાં ઉતરી ઝટપટ તેની રાજ્યધાની ભણી ચાલ્યો. માળવા ઉપર સ્વારી કર્યાની પૂર્વે પોતાના રાજ્યમાં પેસવાના માર્ગોને નાકે નાકે ગઢ બંધાવી તેમાં શત્રુને ખાળે તેટલું પૂરતું લશકર રાખ્યું હતું. માળવી રાજા જોડે ખાનદેશના રાજાનું સગપણ જાણી તે ભણીને શીમાડે મૂકેલાં થાણાં વધારે બળવાન હતાં. એથી અજીતસિંહની ધારણા પાર પડી નહિ. રાજપીપળાના અને માંડવીના રાજા તેને રોકી શક્યા. આ વેળા ઉતાવળે કુચ કરવાની જરૂર ઘણી હતી અને ડુંગરો અને જંગલોમાં થઇને જવાનો માર્ગ ઘણો વિકટ હતો માટે સિપાઇઓને હિમ્મત આપવાને સિદ્ધરાજ મહારાજ પંડે તેમની જોડે વખતે પગે હિંડતો. પોતાની પેઠે મહારાજને દુઃખ વેઠતા જોઇ ગૂર્જર જોદ્ધા ઉસકેરાવા, અને વાટના સંકટની દરકાર ન કરતાં ઉમંગથી કોઇ દિવસ દોઢી અને કોઈ દહાડો બમણી મજલ રાજીખુશીથી કરવા લાગ્યા. એક દિવસ થોડાક સાથીઓ જોડે સિદ્ધરાજ પોતાની ફોજથી કેટલેક છેટે વનમાં જંગલી પાડાનો શિકાર કરેછે તેવામાં ખાનદેશી ભીલોએ તેને ઘેરી લીધો. ભીલરાજા જોડે પાંચસે કામઠીઓ હતી ને સિદ્ધરાજની જોડે માત્ર પચીશ સવાર હતા. સિદ્ધરાજ જીવતો પકડાય કે તેનું માથું હાથ આવે તો ભીલ રાજાને ખાનદેશ અને માળવાના માહારાજો તરફથી મોટી જાગીરો મળે. એ લાલચથી તેણે મહારાજ ઉપર હુમલો કર્યો. તેમણે તીર ફેંક્યાં પણ સિદ્ધરાજની અને તેના સાથીઓની ઢાલે અથડાઇ તેઓ નીચે પડ્યાં. એક તીર સિદ્ધરાજના ઘોડાને વાગ્યું તે પણ તેની પાખરે અથડાઇ અફળ ગયું. બીજીવાર કામઠાપર તીર ચડાવેછે એવામાં વ્હાર આવી પહોંચી, ભીલો નાઠા અને સિદ્ધરાજ બચ્યા.

સિદ્ધરાજની સ્વારીના સમાચાર સાંભળી અજીતસિંહ પાછો ફર્યો. તેના પાટન-

ગરના દરબાર આગળ બેહુ મહારાજો મળ્યા. ખાનદેશપતિની પુંઠે રાજપીપળા અને માંડવીના રાજા લુટફાટ કરવા લાગ્યા હતા. આ બેવડા ભયમાંથી બચવાને તેણે ગુર્જરેશ્વરની ક્ષમા માગી સહલા કરી. માળવા અને ખાનદેશ એ બે રાજ્યો સાથે જોડે વિગ્રહ ચલાવવો કઠણ પડે માટે હલકો દંડ લેઈ સિદ્ધરાજે ટંટો માંડી વાળ્યો. રાજ પીપળાના રાજા ધીરસિંહે અને માંડવીના રાજા ચતુરસિંહે આ પ્રસંગે મોટી સેવા બજાવી માટે તેમની ખંડણી ઓછી કરી તે ઉપરાંત મોટી જાગીરો તેમને આપી. આં વેળા ચોમાસાનો પહેલો વરસાદ થયો હતો અને વાદળાની ઘેરાવ મસ હોવાથી ભારે વરસાદના ધાસ્તી હતી માટે આવ્યા તે જંગલી રસ્તે પાછા માળવે ન જતાં સિદ્ધરાજ ફોજ સહીત સ્વદેશ આવ્યો. ચોમાસુ પાટણમાં ગાળી દશેરાને દિવસે તે માળવે જવા નીકળ્યો. મોટા ઠાઠમાઠથી રાજસ્વારી તે દહાડે સંધ્યાકાળે સહસ્ત્રલિંગ સરોવરપર આવી. ત્યાં જયસિંહદેવ અને મધુમુખીદેવી સજોડે પ્રથમ બધાં દેહરાંની પ્રદક્ષણા કરી મુખ્ય દેહરામાં શિવ પૂજન કર્યું ને ત્યાર પછી શમીના વૃક્ષની પૂજા કરી. રાત વાસો ત્યાં રહી પાછલી રાત્રે ઉપડવાનો વિચાર હતો. ગુજરાતની હદ સૂધી રાણીને જોડે રાખવાની ગોઠવણ કરી હતી. રાજા રાણી જમવા બેઠાં હતાં તેવામાં માળવેથી કાસદ કાગળ લાવ્યા. એ પત્રમાં લખ્યું હતું કે "આસો સુદ પડવાને દિવસે યશોવર્માના કુંવરે એકાએક માંડુગઢ ઉપર ચઢી આવી તે જીતી લીધો. તેની સેના ઓચિન્તી મધ્ય રાત્રે આવી અને નિસરણીઓ મૂકી કોટ ઉપર ચઢી. સહુથી પહેલો રાજકુંવર પંડે પરમારની ધજા હાથમાં સાહી ગઢ ઉપર ચઢ્યો ને સામાયનાર પહેરેગીરને તેણે ઠાર માર્યો. એથી માળવી સેનાને પાનો ચઢ્યો ને ઘણી બાજુએથી તે નિસરણીઓ વડે કોટ ઉપર ચઢી. ઉદયસિંહ સોલંકી અને તેની ગુર્જરફોજ અંદર હતી તે જાગી ઉઠી ગભરાટમાં પડી તથાપિ શૂરથી વઢી પણ મારી ગઇ. માળવી સૈન્યનો ભારે જમાવ એ ગઢમાં અને ગઢબાહાર થતો જાયછે માટે કુમક લેઈ મહારાજ વહેલા પધારશો."

આ સમાચાર જાણી સિદ્ધરાજે પોતાનો મનસુબો ફેરવી નાંખ્યો. જમી રહીને તેણે સુભટો જોડે ઉતાવળે કુચ કરવાનો ઠરાવ કર્યો. પાછલી રાત્રે રાણીજીને પાટણ વળાવી રાજા વીસલનગર ગયો. વીસ વીસ ગાઉની રોજ મજલ કરી તે અને તેની ફોજ દાહોદમાં આવી માળવાના જંગલોમાં પેસવા જાયછે તેવામાં માળવી ભીલનું મોટું ધાડું સામું આવ્યું. સિદ્ધરાજ પોતાની ફોજના મોખરાથી કેટલાક ગાઉ આગળ વધ્યો હતો તેને ભીલદળે અટકાવ્યો. એ વર્તમાન જાણી સામતુ મંત્રી ફોજના કેટલાક ભાગને યુદ્ધના ક્રમમાં ગોઠવી મહારાજની મદદે આવ્યો. ભીલો ઠરીને બપોર સુધી વઢ્યા. તેમનો રાજા અને ઘણાક ભીલ રણમાં પડ્યા ત્યારપછી તેઓ બિખરાઇ ગયા. ત્રાસ બેસાડવાને સિદ્ધરાજે એ ભીલોનાં ઘણાંક ગામ બાળ્યાં, અને તેમના આગેવાનોને પકડી ગુજરાતના ગઢોમાં પૂર્યાં, તથા ઠામ ઠામ થાણાં બેસાડ્યાં. એથી ગુજરાતથી માળવે અને માળવેથી ગુજરાત જતા આવતા વટેમાર્ગુને અને વેપારીઓને લૂટાવાનો ભો હતો તે જતો રહ્યો.

માંડુઘઢ આગળ સિદ્ધરાજ આવ્યો એટલે માળવી રાજકુંવર સંગ્રામ કરવાને સજ થએ. સિદ્ધરાજની કુમકે ધારાનગરના ઘેરાપરથી એક ટૂકડી વાઘભટની સરદારી નીચે આવી પોહોંચી. એણે ઘઢ ઉપર હલ્લાં કર્યાં તેવામાં સિદ્ધરાજે રાજકુંવરની બાહાર ઉભેલી સેના ઉપર ધસારો કર્યો. જંગ જબરો મચ્યો. રાજકુંવર ઘવાણો તોએ પાછો હઠ્યો નહિ. અંતે લોહી મસ જવાથી તે અચેત થઈ ચકરી ખાઈ પડી ગયો તેવારે તેના સાથીઓ તેને ઘઢમાં લઈ જવા લાગ્યા. તેને અંદર લેવાને પાછલી મેરની જે બાગોળ ઉઘાડી તે ઉપર વાઘભટે તેજ ક્ષણે છાપો માર્યો. તેની ફોજ કિલ્લામાં પેઠી પેલીગમ સિદ્ધરાજના હુમલાને લીધે તેની સેના તેની મદદે આવી શકી નહિ તેથી તે અને ઘઢ બંને વાઘભટને હાથ આવ્યા. આ ચતુરાઈ અને આ બાહાદુરીને માટે માહારાજે તેને સામંતની પદવી આપી માંડુનો ઘઢવી ઠરાવ્યો. પકડાયલા રાજકુંવરને પોતાની છાવણીમાં લેઈ જઈ ઓસડ કરી સાજો કર્યો. તેના જખમ રૂઝાયા અને તે પાછો તનદુરસ્ત થયો ત્યારે તેને પાટણ મોકલી દીધો. તેને અણહિલપૂર મોકલેછે એ ખબર તેની વહુને થવાથી તેણીએ તેની જોડે જવાની રજા માગી. સિદ્ધરાજે રજા આપી અને મધુમુખીને લખ્યું કે એ બંનેને માનપૂર્વક રાખી તેમની બરદાસ કરજો.

માળવી સરદારોએ સિદ્ધરાજને કાઢી મૂકવાને અને ધારાનગરના ઘેરામાં હરકત કરવાને આ પ્રમાણે ઘણીક કોશીશો કરી પણ તે સર્વ મિથ્યા ગઈ. ઘેરો લાંબી મુદત ચાલ્યો, પણ બાકીના માળવી રાજ્યમાં સિદ્ધરાજનો અમલ જામ્યો ને તેની ઉપજ તેને હાથ આવી. ઘેરામાં રોકાયલો છતાં તેણે ગૂજરાતની અને જીતેલા માળવદેશની આબાદી અને ત્યાંના લોકનાં સુખ વધારવાની અનેક યોજના કરી. તે વખતે વખતે મા-ળવામાં ફરવા નીકળતો. અને ત્યાંથી ગૂર્જરદેશમાં રાણીને મળવા અને રાજકાજની તપાસ કરવા જતો. આ દેશાટણોમાં તેના જોવામાં આવ્યું કે ચોમાસામાં ઘણા ગામોના થડ માં અને આસપાસ પાણી ભરાઈ રહેછે, અને ચોમાસુ ગયા પછી કેટલાક માસ સૂધી તે સુકાતું નથી અને તેથી શરદીથી એટલે ભેજથી ઉત્પન્ન થતા તાવાદિક રોગ ઉત્પન્ન થાયછે, પ્રજામાં ફેલાય છે, ઘણાં માણસ તેથી પીડાય છે ને ઘણાં મરી જાય છે. આ પીડા દૂર કરવાના તેણે ઉપાય કર્યા. ક્યા ક્યા ગામોમાં વરસાદનાં પાણી ભરાઈ રહેછે ને ગંદકી થાયછે તેની તજવીજ પ્રાંતો અને પરગણાના અમલદારોની મારફતે કરી અને તેના લખેલા વૃત્તાંત મંગાવ્યા. ત્યાર પછી કાંસ, અને નેહેરો ખોદા-વી પાણીને વહી જવાના માર્ગ કરાવ્યા. વળી આખા દેશમાં સડકો કરાવી વેપારી લોકની અને મુસાફરોની અડચણ મટાડી. એ સડકો ઉપર ચોકીઓ બેસાડી, અને વ-ટેમાર્ગુઓને ઉતરવાને ધર્મશાળા કરાવી.

એમ ઘેરાના બાર વરસ તેણે કેવળ તેમાંજ રોક્યાં નહિ. દેશસુધારાનાં કામ ચલાવતો હતો તથાપિ ઘેરાની સખ્તાઈ અને જાગૃતિ ઓછી થવા દીધી નહિ. માળવી રાજાને તેણે અંદર નિરાંતે બેસવા દીધો નહિ. યશોવર્માએ પણ અંદર રહી નગરનો બ-ચાવ કરવામાં ઘણી હોશીઆરી બતાવી. વિશાળનગરના જે ભાગપર ગૂર્જરો હલ્લાં કરે

તે ભાગમાં યુદ્ધ કરવાને તે તૈયાર હોય ને દહાડે કે રાત્રે જ્યારે ચઢાઇ થાય ત્યારે પોતાના જોદ્ધાને હિમ્મત આપતો જોવામાં આવે. બહુ હુમલા વ્યર્થ જવાથી સિદ્ધરાજ૰ નિરાશ થવા લાગ્યો. મુંજાળ મંત્રિ જોડે હતો તેને એક દિવસે ગૂર્જરેશ્વરે કહ્યું કે હું આ લાંબા ઘેરાથી કંટાળ્યોછું માટે કોઇ સામંતને ધારાનગર જીતવાનું સોંપી હું પાછો જવા ધારૂછું. મુંજાલે કહ્યું કે "મહારાજે માલવદેશ જીતી બહુ કીર્તિ મેળવીછે, અને આખા ભરતખંડમાં આપની નામના થઇછે માટે એની રાજ્યધાની જીતવાનું કામ આપનેજ હાથે પૂરૂં થવામાં શોભાછે. એક પરમાર જોદ્ધો હાલ શેહેરમાંથી નાશી આવ્યોછે તે કહેછે કે નગરને દક્ષિણ દરવાજે હલ્લાં કરેથી ફતે મળે તેવું છે" સિદ્ધરાજ કહે તેને મારી પાસે બોલાવો. મુંજાલે તેને મહારાજની હજુરમાં આણ્યો. એ આદમી ખબરદાર હતો. અંદર કેવી અવસ્થા છે તેનું વર્ણન તેણે વિગતવાર કર્યું તે પરથી જણાયું કે નગરની દક્ષિણે જે દરવાજો આવેલોછે તે ઉપર હુમલો કરવાથી જય મળવાનો સંભવ છે. એ માણસ ઠગતો નથી તેની ખાતરી કરવાને સિદ્ધરાજે ઘણીક રીતે તેની પરીક્ષા કરી તે ઉપરથી ખાતરી થઇ કે તેનું કહેવું સાચું છે.

હવે ગૂર્જરેશ્વરે સામંતોને અને મોટા નાયકોને બોલાવી કહ્યું કે "અહિં યુદ્ધ કરતાં આપણે ૧૨ વરસ થયાં. એ લાંબી મુદતમાં તમારૂં અને તમારા હાથ નીચેના જોદ્ધાનું ધૈર્ય અને શૂર જોઇ હું રાજી થયોછું. આપણી મહેનતનો અંત આણવાને અને ધારાનગરના ઘઢ ઉપર ગૂર્જર ધજા ચઢાવવાને છેલો હુમલો એ નગરની દક્ષિણ બાગોળપર પરમદહાડે કરવાનો મેં ઠરાવ કર્યોછે. ત્યાં યુદ્ધ ચાલે તે વેળા આખી છાવણીમાં ઘણીજ જાગરતી રાખવાની જરૂર છે. પરમદહાડે જીતવું કે મરવું એવા દૃઢ નિશ્ચયે હું પંડે ચઢનારોછું, માટે આપણા સૈન્યના સર્વ જોદ્ધાને આ સમાચાર કહી સજ કરો." સુભટો કહે "મહારાજ આપને શ્રમ લેવાની જરૂર નથી, આજ્ઞા આપો તો એ સેવા અમે બજાવીએ." તમે મારી જોડે રેહેજો એમ કહી તેમને જે જે કરવાનું હતું તે સમજાવી વિદાય કર્યા. તે દીવસે અને બીજે દિવસે ગૂર્જર છાવણીમાં અસાધારણ તૈયારી થવાના સમાચાર યશોવર્માને થવાથી તે ચિંતામાં પડ્યો પણ હિમ્મત હાર્યો નહિ. ૧૨ વરસના ઘેરામાં તેને ઘણી હાની થઇ હતી. એ લાંબી મુદતમાં કોઈ પ્રકારની મદદ તે બહારથી મેળવી શક્યો નહોતો. જેટલા જોદ્ધા લેઇ તે અંદર ભરાયો હતો તેમાંના ઘણાક ગૂર્જરોના વારે વારે થતા હુમલામાં કપાઈ મુવા હતા, અને તાવ, મરકી, આદિક રોગથી ઘણાક મરી ગયા હતા. નગરમાં એકાએક ઘેરાઈ જવાથી લાંબો ઘેરો ખમવાની જોઇએ તેવી તૈયારી તે કરી શક્યો નહતો. શેહેરના કેટલાક ભાગમાં ગરીબ લોકનાં ઝુંપડાં હતાં તે ખોદાવી નંખાવી ત્યાં ખેતી કરાવવા માંડી; પણ ગઢમાં અને વેપારીઓ પાસે અન્નસંગ્રહ હતો તે ખૂટ્યા પછી એ ખેડાણની નીપજથી ફોજ અને પુરીજનોનું પોષણ થઇ શક્યું નહિ, અને હજારો ઘોડા, ભેંશ, ગાય, અને બળદ ઘાસ નહિ મળવાથી મરણ પામ્યાં. નગર વાસીઓ ત્રાહે ત્રાહે કરવા લાગ્યા. હમારાં છોકરાં ભૂખે રડેછે, અમારી સ્ત્રીઓ ભૂખે મરેછે, અમે અપવાસથી ઝીણે છીએ,

એવી ફરીઆદ હજારો માનવી કરવા લાગ્યાં; કેટલાકે આવી વિનંતી કરી કે ગૂર્જરેશ્વરને શરણે જઇ ભૂખે અને ભૂખથી ઉતપ્ન થતા વ્યાધીઓથી પીડાતી પ્રજાને જીવાડો. એવું બોલનારપર કોપ કરી ધારાપતિએ તેમને મારી નંખાવ્યા. આથી લોક વધારે નારાજી થયા પણ ત્રાસ પામી કાંઈ બોલ્યા નહિ. યશોવર્માએ પોતાના મંત્રીઓની અને સામંતોની સભા ભરી પૂછ્યું કે નગરમાં ખાવાનું ખૂટ્યુંછે માટે કેમ કરવું? સભામાં ઠર્યું કે જેઓ જુદ્ધના કામમાં આવે એવાં ન હોય તે સર્વને શેહેર બાહાર કાઢી મૂકવાં. આ ખબર નગરમાં ફેલાતાં ઘેર ઘેર રડારોળ થઇ રહી. નગરમાં પડો વજડાવી લોકને રાજાએ જણાવ્યું કે આપણે માથે મહા સંકટ આવી પડ્યું છે, નગરમાં અન્ન ખૂટ્યુંછે, શત્રુ કેડો છોડતો નથી, માટે લાચારીએ આ કામ કરવું પડેછે. વેરીને શરણે જવું તેથી મરવું ભલું. જે જે દુઃખ પડશે તે વેઠીશ પણ પૂર્વજોની લાજ રાખીશ, અને મારી પ્રજા પ્રાણાંત સૂધી મને સાહે કરશે એવા ભરોસાથી આ છેલ્લો ઉપાય કરવામાં આવેછે. નગરબહાર જઇ તમારાથી તમારો જીવ ઉગારાય તેમ ઉગારજો. જેને પોતાની મતા જોડે લેવી હોય તેને તે લેવાની છૂટ છે. પણ ધાસ્તી એ છે કે તે સર્વ શત્રુ હરી લેશે. અનાજનો એક દાણો પણ જોડે લેઇ જવો નહિ, એક દીવસનું ભાથું માત્ર લેવું. આ આજ્ઞા અમલમાં લાવવી અતિ કઠણ પડી. લોક ઘરમાંથી નીકળે નહિ. સરકારી સીપાઇ તેમને ઘરમાંથી ઘસરડી આણી દરવાજા બહાર મૂકી આવે; લોક માથાં કુટી રોય. હજારો માનવી કોટ બાહાર ભેગું થયું. સિદ્ધરાજે તેમને જવાનો માર્ગ આપવાની ના કહી ને યશોવર્માએ શેહેરના દરવાજા વસાવ્યા. એ બાપડાં માણસ હવે કયાં જાય? ને શું ખાય! બાયડીઓ કૂટે, છોકરાં ભૂખે ટળવળે, ને ભાયડા પોક મૂકે. કોટે ઉભા રહી આમ પ્રજાને પીડાતી જોઈ ધારાપતિ અતિ ખેદ પામી મૂર્છાગત થયો. સેવકોએ શિતળ જળ તેના મુખ ઉપર છાંટી તેને જાગૃત કર્યો. રાજાએ નિહાળીને જોયું તો કાઢી મૂકેલા લોકમાં હજારો તનદુરસ્ત જુવાન દીઠા. તેઓ શૂરા અને કસાયલા હોયતો વઢી શકે એવા હતા. એમાં બ્રાહ્મણ, વાણીઆ, કણબી, અને કારીગરો હતા. પણ તેઓ નામર્દ થઇ ગયા હતા, તેઓ પુરૂષત્વ ખોઇ ફાતડા (હીજડા) જેવા થયા હતા. તેઓ લાડવા ખાવામાં, નાતોમાં લડવામાં, ગાળો ભાંડવામાં, ને પોતાની બાયડીઓને મારવામાં શૂરા હતા, પણ રાજ્યનો બચાવ કરવાને જુદ્ધમાં તેઓ કશા કામના નહતા. તીર તરવાર ને બરછી જોઈ ઉભી પુંછડીએ નાસે એવા બાયલા બેલ બનેલા હતા. રાજા કહે, આ મારી પ્રજા વઢી શકે તો શત્રુની શી તાકાતછે કે મને આમ ઘેરી રાખે ને મારા રાજ્ય પર, અને મારી રૈયતપર આવી આપત્તિ પાડે. તેણે સિદ્ધરાજને કહેણ મોકલ્યું કે "આ અભાગ્યા નિરપરાધિ, નિર્બલ, વૃદ્ધ, બાળક, અને સ્ત્રીઓને અને બાયલા માણસોને દયા કરી જવાનો રસ્તો આપો. એ બિચારા દયાને પાત્ર છે". સિદ્ધરાજે ઉત્તર કહાવ્યો કે "વાંક તમારોછે. તમે એમને નગર બહાર કાઢી મૂકી આ વિપત્તિમાં નાંખ્યાછે માટે પાછાં અંદર લો. એમને અંદર લેવાને ભાગોળ ઉઘાડી રાખશો તે દરમિયાન હૂમલા કરીશું નહિ. એમને મારી ફોજમાં થઈ જવા ન દઇએ એમાં કાંઇ

અન્યાય નથી. એમને માર્ગ આપવો એ તમને લાભ આપવા બરોબર છે. એથી તમારી ઘેરો લંબાવવાની શક્તિ વધેછે. માટે તમારે એ લોકપર દયા કરી મારે શરણે આવવું જોઇએ; હું તમારૂં અપમાન નહિ કરૂં." યશોવર્માએ સિદ્ધરાજની વષ્ટી તિરસ્કાર સહિત પાછી વાળીને તેથી સિદ્ધરાજ રોષે ભરાયો.

બે રાજાની વચ્ચે કહેણ ચાલતાં હતાં તેવામાં પેલા બાપડા લોક ભૂખે મરી જવા લાગ્યા. જોડે આણેલું ભાથું પુરૂં થયું. કેટલાકે શહેરમાંથી નીકળ્યા કેડે કાંઈ ખાધું નહતું. જેટલું ખાવાનું જોડે હતું તે બધું પોતાનાં છોકરાંને સારૂ રાખી તેમાંથી નિત્ય થોડું થોડું તેમને ખવડાવે. એમનું ભાથું પણ પૂરૂં થયું. હવે પંડે શું ખાય ને છોકરાંને શું ખવડાવે? વડનાટેટા, મઉડાંદિક ફળ બાફીને ખાતાં તે પણ પૂરાં થયાં. ઘાસ, ભાજીપાલો, અને ઝાડનાં પાંદડાં બાફીને પેટ ભરતાં ઘણાંક માદાં પડ્યાં. ઘણાંકના પેટ છૂટી ગયાં, ઘણાંકને તાવે સપડાવ્યાં ને મરકી ચાલી. ઘણાંખરાંમાં માત્ર ચામડીને હાડકાં રહ્યાં. તેમની પીડા જોઈ ગુર્જરોને દયા આવી. તેજસિંહ સોલંકી, અને હરપાળ ચાવડો એ સિદ્ધરાજના માનીતા હજુરીઆ નાયક હતા તેમણે ઘણીજ નમનતાઈ પૂર્વક અરજ કરી કે આ માણસો ઉપર દયા કરો; એમના પ્રાણ ઉગારો. મહારાજને પણ દયા આવવા માંડી હતી. તેણે સામંતોની અને મંત્રીઓની સભા બોલાવી અભિપ્રાય પૂછ્યા, તેમાં દયાના પક્ષમાં વધારે મત પડ્યાથી ઠરાવ થયો કે એ બાપડાને બેદિવસનું ભાથું આપી છાવણી બહાર જવા દેવાં. આ દયાના કૃત્યથી હજારો માનવીના જીવ બચ્યા. ઘણાકમાં હિંડવાની શક્તિ રહી નહતી, એવાંને ગાડામાં બેસાડી આસપાસના સેંકડો ગામડાંમાં વહેચાંતા મોકલી દીધાં, ને ગામ ખરચે તેમને પાળવાની આજ્ઞા કરી.

નગરના લોકને બહાર કાઢી મૂકી યશોવર્માએ ગુર્જરોના છેલ્લા હુમલાને કેટલાક દિવસ ખાળ્યો. પુરીજનો બાહાર આવ્યા તેથી સિદ્ધરાજને ધારેલા દિવસે હલ્લા કરવાનું કામ બંધ રાખવું પડ્યું. એમને છાવણી બહાર કાઢીને કે ગુર્જર સેના અને ધારાનગરના કોટની વચ્ચે રહેવા દેઇને હુમલો કરવામાં કેટલીક ધાસ્તી હતી. હુમલો કર્યા પહેલાં જૂદાં જૂદાં ગામમાં એમને મોકલી દીધા કેડે હલ્લાં કરવાની ફરી તૈયારી ગુર્જરેશ્વરે કરી. નગરના કયા ભાગપર હલ્લાં કરશે તે શત્રુને જાણવા ન દેવાને આપણા જયસિંહદેવે ચારે તરફ હુમલ્લો કરવાને સૈન્યને સજ કર્યું. કોટપર ચઢવાની નિસરણીઓ, ને દરવાજા ચીરવાના કુહાડા વગેરે બધીમર તૈયાર રાખેલા, અને છાપો મારવાને સજ થયલા જોદ્ધા બધીમર યશોવર્માએ દીઠા. ક્ષણવાર વિરામ લીધા વિના આખો દિવસ તે કોટકોટ ફરતો અને માળવી શૂરવીરોને પાનો ચઢાવતો રહ્યો. સાંજ પડી ને અંધારૂં થયું પણ ગુર્જરો આવ્યા નહિ. હવણા ધસારો કરશે, એમ દિસે પણ ધસી આવે નહિ. રાત્રે મસાલોની રોષણીથી આખી ગુર્જર છાવણી પ્રકાશમાન થઈ. એ કામને માટે ગામેગામથી સેંકડો માળવી હજામને પકડી આણ્યા હતા. શત્રુએ વેઠે પકડેલા તેથી મસાલોને બરોબર સળગેલી રાખે નહિ, ને ધડોધડ ધપાખાય. ધોલો પડે એટલે બૂમોપાડી રડે. તેમને

છાના રાખવાને ગૂર્જરો લપડાકો લગાવે, ને 'બાવડી ચસકી, બાવડી ચસકી' કહી ખીજવે, મધરાત સુધી આખી ગૂર્જર છાવણીમાં પૂરી જાગરૂતી રહી. ભાટચારણો ભારત અને રામાયણના યુદ્ધની વાતો કહી જોદ્ધાને શૂર ચઢાવે. "ગુર્જરેશ્વર મહારાજની જે, સોલંકીરાયની જે; ધારાનગરના ગઢપર યશપતાકા ચઢાવી જયના વાદિત્ર વજડાવીએ, ઉઠો, હિંડો; ધસારો કરવાની આજ્ઞા મહારાજ કેમ ઝટપટ દેતા નથી." એવા યુદ્ધ કરવાની આતુરતાના પોકાર ચોતરફ સંભળાય, તેથી માળવી ફોજ લડવાને સજ રહી. મધરાત પછી ગૂર્જરછાવણીમાં મસાલો હોલવાવા લાગી, ને પોણીરાત થતાં બધી મસાલો બુજવી પહેરેગીરો શિવાય બાકીના સર્વ સિપાઇ સુઇ ગયા ને છાવણીમાં શાંતી થઈ. આ જોઈ યશોવર્માએ તથા તેના શુભટોએ ધારયું કે હુમલ્લો કરવાનો મનસુબો બંધ પડ્યો. તેઓ અને તેમના જોદ્ધા આખોદિવસ અને પોણીરાતના શ્રમથી અને ઉજાગરાથી થાકી જઈ ઊંઘટા બન્યા હતા. હવે હુમલ્લાની ધાસ્તી ન દીઠાથી તેમને સુવાની રજા આપી યશોવર્મન પંડે મહેલમાં જઈ ઊંઘી ગયો.

ધારાનગરની દક્ષિણ દિશાએ આવેલી ભાગોળપર હલ્લાં કરવાનો સારો લાગ છે એવી બાતમી સિદ્ધરાજને મળી હતી તેપરથી ત્યાં ધસારો કરવાની ગોઠવણ તેણે રચી; એ અર્થે આખા લશ્કરમાંથી સરમાં સરસ નાયકો, અને જોદ્ધા, પાળા,સ્વાર, હાથી અને ઊંટ વીણી કાઢી તેમનો મુકામ પોતાના તંબુના થડમાં તે દહાડે સવારથી રાખ્યો હતો. જે જે યુક્તિઓ કરવાની હતી તે તેમને ત્યાં શીખવી, ખાન પાન વડે તેમને મસ્ત બનાવ્યા, અને પોણી રાત સૂધી ઉંઘાડી તાજા રાખ્યા. પોતે પણ તેજ પ્રમાણે આરામ લીધો. ધારાનગરીના કોટ ઉપર, અને ગઢમાં શાંતિ જોઈ પાછલી રાત્રે તે ગુપચુપ ચડ્યો. પહેલા ત્રણ દરવાજા સામદોએ હાથીવડે તોડ્યા. દરવાજાની લગોલગ ઊંટને ઉભું રાખી તેને હાથી પોતાના કુંભસ્થળે ભારે જોરથી ધક્કો મારે. એ ટોચનું બળ વધારવા ને હાથી કેટલેક દુરથી ધસી આવે. ઊંટ બીચારૂં ચગદાઇ મરે ને દરવાજો તુટી પડે કે ફાટી જાય. એમ ત્રણ ઊંટ મુવાં ને ત્રણ દરવાજા તુટયા. ચોથો દરવાજો બહુજ મજબુત હતો. તેને જાડા લોઢાના પાટા ઉપરાંત લાંબા અણીઆળા ખીલા જડેલા હતા. અને પાછળ લોઢાની જાડી સાંકલો ઉપરાંત લોઢાના આગળા અને ભોગળો વતી એવો સજડ વાસ્યો હતો કે ૭ ઊંટ ચગદાઇ મુવાં ને ત્રણ જબરા હાથીનાં કુંભસ્થળ ફાટ્યાં પણ દરવાજો ભાગ્યો નહિ. યશઃ પટહ નામે મહા બળવાન મદોન્મત હાથી ઉપર સિદ્ધરાજ મહારાજ પંડે બીરાજેલા હતા તે એ જોઇ આગળ આવ્યા. દરવાજા લગોલગ પોતાને સ્વારી કરવાનું મોટું જબરૂં ઊંટ ઉભું રાખ્યું ને પોતાના હાથીને તે ઉપર ધસાવ્યો. યશ:પટહના પેહેલાજ ધક્કાની સાથે મોટા અવાજથી કડડ્ડ કરતાં બારણાં ફાટ્યાં, અને ગુર્જરેશ્વર શત્રુના નગરમાં પેઠા. હાથી તત્કાળ ભુમિપર પડી મરણ પામ્યો. સિદ્ધરાજ તુરત બીજા હાથી ઉપર ચઢ્યો. એ વેળા સુર્યોદય થયો. સુરજનું ઉગવું અને આપણા મહારાજનું ધારા નગરમાં પેસવું જોડે થયું.

સિદ્ધરાજની સ્વારી એવી છાનીમાની આવી હતી કે પહેલી ભાગોળ ત્રુટી ત્યાં

સુધી ઘડવૈઓને તેની ખબર પડી નહિ. પહેલી ભાગોળના તુટવાના કડાકાથી તેઓ મીઠી ઊંઘમાંથી ચમકી ઉઠ્યા. ગૂર્જર આવ્યા, ગૂર્જર આવ્યા એવી બુમ આખા નગર વિષે પડી, અને ગભરાટમાં જોદ્ધા આયુદ્ધ બાંધી ઉતાવળે સજ થવા લાગ્યા. કેટલાક પેરેગીરો નરવર્માને ઉઠાડવા રાજમંદીરભણી દોડ્યા. યશોવર્મા કાચી ઊંઘમાંથી જાગી આકુલો વ્યાકુલો પોતાના સામંતોને અને નાયકોને બોલાવવા લાગ્યો. એટલામાં તેના સેવક ઉનું દુધ તેને પાવાને લાવ્યા. દુધ પીને જાગરૂત થતાં વારને તેણે પોતાને ચઢવાનો હાથી મંગાવ્યો. હાથી આવ્યો એટલામાં તેની હજુરી સેના આવી મળી તેને લેઈ દક્ષિણ ભાગોળભણી તે ધાયો. સિદ્ધરાજ જેવો નગરમાં પેઠો તેવોજ તેને અટકાવવાને ધારાપતિ સામો આવ્યો. સિદ્ધરાજને જોઈ તે ક્રોધ અને તિરસ્કારથી બોલ્યો "આવ ચાલુક્ય બચ્યા ગૂર્જરીઆ, તને જમપુરીએ મોકલવાને હું ઘણા વખતથી વાટ જોઉછું. આ વેળા તારો કાળ આવ્યો છે." સિદ્ધરાજ કહે "આ ખડગ મેં બાર વરસથી ઉઘાડું રાખ્યું છે ને એવી પ્રતિજ્ઞા લીધી છે કે તારે ચામડે એનું મેણ્યું (મીયાન) કરાવીશ." આ વચન સાંભળી યશોવર્માએ બળ કરી બાણ ફેંક્યું તેણે સિદ્ધરાજના માથાનો ટોપ ઉડાવ્યો. તત્કાળ સિદ્ધરાજે એવો તાકીને અને એવા બળથી તેના ઉપર ભાલો ફેંક્યો કે તેના ધક્કાથી યશોવર્મા અંબાડીમાં ચતોપાટ પડ્યો. તેની ઢાલે તેનો પ્રાણ બચાવ્યો. ભાલાની અણી ઢાલ ભોકીને આરપાર નીકળી પણ તેની છાતીથી જરા વેગળી રહી. પડતાં વારને માળવીરાજાનો ટોપ ઉડી નીચે પડ્યો. બેહુ રાજા વળી ઉઘાડે માથે અને છુટે ચોટલે વઢવા લાગ્યા. સિદ્ધરાજનો હાથી શત્રુના હાથીની છેક થડમાં આવ્યો ને સિદ્ધરાજે ઉભાં થઈ યશોવર્માના ઉપર કુદકો માર્યો. વેરીના હાથી ઉપર કુદી પડવાની જોડે તરવારનો ઘા તેના ઉપર કર્યો તેના પગપર છરતો વાગ્યો. યશોવર્માની છાતીપર ચઢીબેસી તેનું ગળું વાઢે છે એટલામાં પાછળથી મુંજાળ મંત્રીએ ખમાં ખમાં, એવી બુમ પાડી કહ્યું-મહારાજ એનો પ્રાણ બચાવો. ઘણા માણસનો એ પાળનાર રાજા છે. રાજા પકડાય તો તેને મારવો નહિ એવી શાસ્ત્રની આજ્ઞા છે. એ હવે આપણો બંધીવાન છે. સિદ્ધરાજે અટકી કહ્યું કે એની ચામડીનું મીયાન કરાવવાની મારી પ્રતિજ્ઞા ન ચૂકું. મુંજાળ કહે માળવી રાયનો પગ ઘવાણો છે ત્યાંથી થોડી ચામડી ઉતરડી મેણીઆનું નાકું તે વડે કરાવીશું એટલે પ્રતિજ્ઞા પાળી ગણાશે. એ સહલા માની સિદ્ધરાજે યશોવર્માને ગૂર્જર છાવણીમાં મોટા જાપતાથી મોકલી દીધો.

બે મહારાજાનું દ્વંદ્વયુદ્ધ ચાલતું હતું તેવામાં તેમની આસપાસ ભારે કતલ ચાલી રહી હતી. પોતાના રાજાની મદદે સેંકડો માળવી સ્વાર ધાયા. તેમને પાછા હઠાવવાને ગૂર્જરસ્વારો તેમના ઉપર ધસ્યા. કાપાકાપ ચાલી રહી. કોઇની છાતી ભાલાથી ભોકાઇ; કોઇના હાથ કપાઈ આઘા પડ્યા; કોઇનાં મસ્તક છેદાઈ નીચે પડ્યાં; કોઇનાં માથાનાં ગદાથી ફાડચાં થયાં; કોઇના અંગના કમરમાંથી બે ભાગ થઈ ગયા; કોઇનાં કપાળ

ફાટયાં; કોઇની આંખો ફૂટી; કોઈ ઘોડેથી ઢળી પડી અગદાઈ મુવા. માળવી સેનાને હઠાવતા હઠાવતા ગૂર્જરો નગરના મોટા ચોકમાં આવ્યા. એવામાં મદનવર્મા નામે માળવી સેનાપતિ બીજી ભાગોળોપર તથા કોટપર રાખેલી સેનામાંથી ઘણાક વીરોને લેઈ આવ્યો. આ કુમકથી માળવી જોદ્ધાની હિમ્મત વધી. આપણી ગમથી આર્યસિંહ તાજુ લશ્કર લેઈ તેજ વખતે આવ્યો ન હોતતો ગૂર્જરી દળને પાછી પાની કરવી પડત કે તેનો નાશ થાત. ધારાનગરીના મોટા ચૌટામાં ભારે જંગ મચ્યો ને સેંકડો વીર પડયા. નગરની ઉત્તર ભાગોળભણીનો જાપતો ઓછો થયલો જોઈ મહાવીરસિંહ નામે ગૂર્જર સુભટ ત્યાંના કોટે નિસરણીયો મૂકી ચઢ્યો ને જબરી ફોજ સહિત માળવી ફોજની પુંઠે આવ્યો. એજ વેળા યશોવર્મા પડયો એવા સમાચાર ફેલાયા. મદનવર્માએ ધોળો વાવટો ઉડાવી લઢાઈ બંધ પાડવાને વિનંતી કરી. અથીઆર આપી શરણે આવવાની તથા અંતરઘઢ, જેમાં રાજમેહેલ અને રાજભંડાર હતો તે આપવાની શરતે તેની અરજ સિદ્ધરાજે સ્વીકારી. રાજા ભોજના કિલ્લાપર હવે આપણી ગૂર્જર ધજા ચઢી. નગર લુંટવાની મના કરવાનો હુકમ ગૂર્જરેશ્વરે કર્યો, પણ તે પોહોંતાની પૂર્વે ગૂર્જર વીરો ઘણા ભાગમાં ફરી વળી નગરને પાયમાલ કરી ચૂકયા હતા. ધારાનગરી ફરીને પાટનગર થઈ નહિ, ને આગળ માંડુઘઢ માળવદેશની રાજ્યધાની બન્યો.

# प्रकरण ८ मुं.

## जयोत्सव.

સિદ્ધરાજે ધારાનગર લીધું અને યશોવર્માને ઝાલ્યો એ સમાચાર જાણી ગૂર્જર દેશના લોકો અતિ હર્ષ પામ્યા. વિજયનો શુભ સંદેસો લેઈ ગૂર્જરેશ્વરે તત્કાળ સાંઢણી સ્વારને અણહિલપૂર મોકલ્યો. સ્વારે પત્ર માહારાણી મધુમુખીને આપ્યો. રાણીએ તુરત પ્રધાનોને બોલાવી આજ્ઞા દીધી કે એ મહાજયનાં જાહેરનામાં નગરમાં ચોડાવો અને પ્રાંતોના અને પરગણાના અધિકારીઓને મોકલી બધી પ્રજાને જાહેર કરો. પાટણના મહાજને તે દહાડે આખા શેહેરમાં ઘેરે ઘેર સાકેર વહેંચી, અને બીજાં નગરોમાં જયના વર્ત્તમાન જાણવામાં આવ્યા એટલે ત્યાંનાં મહાજનોએ મીઠાઈ વહેંચી. કોઈ ગામમાં પેંડા, કોઈમાં લાડવા, અને કોઈ નાના ગામોમાં કણદોઈની દુકાન ન હોવાથી ઘાણા ગોળ વેંહેંચાયા. ચૌટામાં તોરણ બંધાયાં, અને રોષણી થઈ. સરકારી ખરચે શિવાલયોમાં મહાપુજા થઈ અને દીપમાળ ભરાઈ.

બીજે દિવસે સિદ્ધરાજ ધારાનગર જોવા નિસર્યો. શેહેરની દુર્દશા જોઈ તેનો જીવ ઉદાસ થયો. ઘણીક શેરીઓમાં હજી મડદાં પડયાં હતાં અને તેઓ ગંધાવવા માંડ્યાં હતાં. દુકાનોનાં અને ઘરોનાં તાળાં ભાગેલાં, બારણાં ચીરાયલાં,ને તેમાંનું સર્વસ્વ લુટાઈ ગયલું. ઘણેક ઠેકાણે પેટીઓનાં તુટેલાં ખાલી ખોખાં પડેલાં, ને કેટલાક ઘરોમાં મોજ કરવાને નવરા પડેલા ગૂર્જર જોદ્ધા પેઠેલા તેઓ મહારાજને આવતા જોઈ નાસી ગયા. ઘણાંખરાં ઘરો ઉજડ હતાં; બજારનાં હાટ સુના હતાં; કોઈ કોઈ ઘરમાં ઘાયલ

થયેલા માણસો જોદ્ધા વેદનાથી બુમો પાડતા હતા, અને કોઈ ઘરોમાં મુવેલા ઘરધણીઓ માટે કે દીકરાને માટે રડારોળ ચાલતી હતી. આ દુઃખ દાયક દેખાવ જોઈ તેનું મન ખોજ થયું. અને માણસનાં કર્મ અને તેનાં ફળ વિષે તે વિચારમાં પડ્યો. એક આદમીના કર્મથી કેટલાં બધાં માણસ દુખી થાયછે; અવિચારી, લોભી અને ગેરવાજબી કૃત્યના પરિણામનું દૃષ્ટાંત તેણે અહિં જોયું. યશોવરમાએ ગૂજરાત ઉપર અન્યાય કર્યો, વગર વાંકે તે ચઢી આવ્યો, અને સ્વયંવરમાં અસભ્ય પણે વર્તી તેણે ઉદ્ધતાઈ કરી, તેથી તેનાં રાજ્યની અને તેની રાજ્યધાનીની ખરાબી થઈ, તેના ધનભંડાર લુટાયા, તે બંધીવાન થયો, તેનું કટુંબ દુઃખી થયું, અને તેની કીર્તિ લય પામી. માણસે જે કામ કરવું તે ન્યાયી છે, કે અન્યાયી છે તેનો પ્રથમ વિચાર કરવો; તે યોગ્યછે કે નહિ તેનો વિચાર કરવો. નગરમાં ફરતાં આવા વિચાર તેના મનમાં ચોળાયછે તેવામાં મંજાળ મંત્રી પણ નગર જોવા નીકળેલો તે તેને આવી મળ્યો. મહારાજને નમસ્કાર કરી તે બોલ્યો, આહા! આ ધારાનગરીનો વિક્રમ અને ભોજના સમયમાં શો ઠાઠ માઠ, શો ભભકો, શો વૈભવ! ને આજે એની શી માઠી અવસ્થા છે! સિદ્ધરાજ કહે એને પુનઃ વસાવવાનો પ્રયત્ન કરવો જોઈએ. નાશ કરનારની કીર્તિ મારે જોઈતી નથી; તેતો વસ્તુતઃ અપકીર્તિ છે. વસાવનાર, આબાદ કરનાર, જીર્ણોદ્ધાર કરનાર, નવી, ભવ્ય, સુંદર ઈમારતો ચણાવનાર, દેશપરદેશના લોકને સમૃદ્ધિવાન અને સુખી કરનાર અને અન્યાયી તથા દુષ્ટોને શિક્ષા કરનાર, અને નિર્દોષને, ન્યાયીને, અનાથને, દુખીને, નિર્ધન અને ધનવાન સર્વને પાળનાર કહેવાઈ મારે મારૂં નામ અમર કરવું છે; માટે પ્રધાનજી આ નગરની વસ્તીને પાછી આણવાના ઉપાય કરો. એમ વાતો કરતા રાજા અને પ્રધાન મુકામે ગયા.

તારપછી ગૂર્જર દરબાર તરફથી જાહેરનામા થયાં કે ઘેરાના સમયમાં યશોવર્માએ જેમને ધારાનગરમાંથી કાઢી મૂક્યાછે તેમણે પોતપોતાને ઘેર આવી સુખે રહેવું, પોતાની માલમીલકતનો કબજો લેવો, દુકાનદારોએ આવી દુકાનો માંડવી, વેપારીઓએ આવી વેપાર ચલાવવો, અને કારીગરોએ આવી પોતપોતાના ધંધા કરવા, અને પરગણામાં ખેડુતોએ ખેતી કરવી. માળવાના લોકને વિજયી મહારાજાધિરાજ સોલંકીપતિ ગૂર્જરેશ્વર શ્રી સિદ્ધરાજ જયસિંહદેવ પોતાની પ્રજા ગણી માલવદેશમાં ચાલતા ધારા પાળી ધર્મશાસ્ત્ર પ્રમાણે સર્વનું યથા ન્યાયે રક્ષણ કરશે." એ જાહેરનામાની પ્રતો આખા માળવામાં ગામે ગામ અને બધા નગરોમાં ચોઢાવી, અને સમજાવી પટાવી ધારાનગરની વસ્તીને પાછી આણી. બીજું કામ એ હતું કે માળવાના તાલુકદારો અને માંડળીક રાવ રાજાને ભેગા કરી જાહેર દરબારમાં તેમને જણાવવું કે યશોવર્માને પદભ્રષ્ટ કરી માળવાને ગૂર્જર રાજ્યમાં જોડી દીધુંછે, ને હવેથી તેમણે ગૂર્જરેશ્વરની સેવા કરવી. એ માટે ધારાનગરમાં જયોત્સવ કરવો ઠર્યો. ગૂર્જરેશ્વર અમારો સ્વામીછે એવો પ્રતિજ્ઞા દરબાર મધે લેવાને માળવાના આધીન રાજા, રાણા, ઠાકોરાદિકને બોલાવ્યા.

આણીગમ જ્યોત્સવ કરવાની અને દરબાર ભરવાની તૈયારી ચાલેછે તેવામાં ઉપલાં જાહેરનામાંથી અને પ્રતિજ્ઞા લેવા આવવાના હુકમથી માળવી પ્રજા અને માંડળીક રજવાડામાં યશોવર્માને ખંડીઆ રાજા તરીકે તેનું રાજ્ય પાછું મળવાની આશા હતી તે ભંગ થઈ, ને દેશમાં વાત ચાલી કે દેશને ખાલસા કરી માળવી રાજાને ગુજરાતમાં લેઈ જઇ કોઇ ઘઢમાં પુરી રાખશે. આ ધારણા પાર ન પડવા દેવાને સ્વદેશાભિમાની માળવીઓ પોતાના રાજાને છોડવી નસાડી દેવાનો ગુપ્ત મનસુબો કરવા લાગ્યા. દેશમાં ગુર્જર સેનાનો જમાવ અને જાપતો એવો જબરો હતો કે બળથી આ કામ થાય તેવું ન હતું. માટે જુગતીથી કરવાની છાંની ગોઠવણ કરવા માંડી. યશોવર્માને ગુર્જર છાવણીમાં જબરા પહેરામાં રાખ્યો હતો પણ તે સિવાય બીજી કોઈ રીતે તેનું અપમાન કરવામાં આવતું નહિ. તેને પગે ઘા થયો હતો તે રૂઝાવવાના ઉપાય કરવામાં આવતા; તેને ખાન પાનાદિક તેની ઈચ્છા પ્રમાણે મળતું, ને તેના કેટલાક હજુરીઆ સેવક તેની ચાકરી કરવાને તેની કને રેહેતા. એક વેળા તેને માંદો સાંભળી સિદ્ધરાજ પંડે તેને જોવા ગયો. એ વેળા યશોવર્માએ વિનંતિ કરી કે હું રાજ્યાસને બેઠો ત્યારથી મેં નીમ લીધો છે કે ગંગાજળ વડે નીત્ય ઉજ્જેણના મહાકાળેશ્વરને નવડાવવા અને તે જળ મારે પીવું. એ વખતથી નિત્ય એક કાવડ કાશીથી આવેછે, અને શીવલીંગનું તે વડે પ્રક્ષાલન થયા પછી તે ધારાનગરમાં કે બીજે ઠેકાણે હું જ્યાં હોઉ ત્યાં મારે પીવા માટે આવેછે. ઘેરાના સમયમાં એ કાવડ મને મળી શકી નહિ તથાપિ એક ટાંકી તે પાણીની મારા મહેલમાં ભરી રાખી હતી તેમાંથી થોડું લેઇ બીજા પાણીમાં ભેળી હું કામ ચલાવી લેતો. એ કાવડને આવવા દેવાની કૃપા કરી રજા આપો કે હું મારો નીમ પાળી શકુ. એ ગંગોદક મને નિત્ય મળે એવી ગોઠવણ કરશો." એની આગલી મોટાઈ અને હાલની દુર્દશા જોઇ ગુર્જરેશ્વરને દયા આવી. તેની અરજી સ્વીકારી પણ એમ થતાં દગલબાજી ન કરવાનું વચન કેદી રાજા કને લીધું, અને અચ્છી તપાસ રાખવાની આજ્ઞા પહેરેગીરોને આપી.

મહાકાળેશ્વરના નાહેલા ગંગાજળને આણવાની પરવાનગી યશોવર્માએ માગી તેવારે તેના મનમાં કપટ ન હતું, અને તેના છુટકારાનો વિચાર તેના મિત્રોના મનમાં ઉઠ્યો નહતો. પણ જ્યારે માળવી રાજ્યને ગુર્જર રાજ્યમાં ભેળી દેઇ સિદ્ધરાજે પોતાની દુવાઈ ફેરવી ને માળવી જમીદાર દેસાઈ, ગરાસીઆ ઠાકોર, તાલુકદાર રાજા રાણાને જ્યોત્સવને દિવસે દરબારમાં હાજર થઈ ગુર્જરેશ્વરની આણ માનવાની પ્રતિજ્ઞા લેવાના હુકમ મોકલ્યા ત્યારે સ્વતંત્રતા અને સ્વદેશાભિમાનનો નરમ પડેલો જુસ્સો માળવી પ્રજામાં ફરીને જોરપર આવ્યો. બાર વરસના ચાલુ વિગ્રહમાં માળવી બળ કચરાઈ એટલું નરમ થઈ ગયું હતું કે તેનાથી તુરત હથીઆર બંધ ઉઠી શકાય તેવું ન હતું, તો પણ તેમનો મહારાજ છુટો હોયતો ગયલી સ્વતંત્રતા પાછી મેળવવાને શક્તિમાન થવાનો સંભવ હતો. વળી તેમના ભૂપતિને બંધીવાન કરી લેઈ જઈ કોઈ ઘઢમાં પૂરી રાખે એ મોટું અપમાન હતું. માટે યશોવર્માને છોડાવી નસાડવાની ગુપ્ત યોજના તેના દિવાન

મેઘજીએ કરી અને તેનો મુખ્ય ભાટ જીવા બારોટ, ધારાનગરના મહાજનનો શેઠ ઉક-ડથા, અને તેના કેટલાક સરદારો તેમાં સામિલ થયા. જાત્રોત્સવને ત્રણ દહાડા બાકી છે, સાંજ પડીછે, અને અંગકસરતને માટે સિદ્ધરાજ કેટલાક ગાઉ ફરી આવી વાળુ કરવા બેસેછે તેવામાં યશોવર્મા ગૈબ થઈ ગયાના સમાચાર છાવણીમાંથી આવ્યા.

પેહેરેગીરોનો નાયક પ્રતાપસિંહ સાંજની હાજરી લેવાને યશોવર્માને તંબુએ ગયો તેવારે રાજાએ દર્શન ન દેતાં તેના હજુરીઆ નોકરે કહ્યું કે, મહારાજનું શરીર બગડવાથી ઓઢીને સૂતા છે. એવો ઉત્તર સાચો માની પાછાં ફરવાનો તેને હુકમ નહતો, તેણે પંડે બંધીવાન રાજાનું મુખ જોવું જોઈએ માટે તંબુમાં પેસી પલંગપર ઓઢી પોઢીને સુતેલા આદમીના મુખ ઉપરથી ઢાકણ ઉઘાડી જુવેછે, તો તે યશોવર્મા નહોતાં કોઈ બીજો માણસ હતો. તેના મોંઢામાંથી લોહી વેહેછે, અને ઓસીકું, ચાદર, અને તળાઈ લોહીથી ગરકાવ થઈ ગયલાં છે. પાછો ફરી હજુરીઆ ચાકરને પુછવા જાયછે તો તે પણ પોતાની જીભ કાપી ભોંય પડ્યો છે. તંબુમાંના બેહુ આદમી એવી અવસ્થામાં હોવાથી જબાબ દેઈ શકતા નથી. પ્રતાપસિંહના ગાત્ર સિથલ થઈ ગયાં ને તેને અંગે પરસેવાના ઝરણ વહેવા લાગ્યાં, તેનું લોહી ઉડી ગયું, કેમકે અતિ હોશીઆર અને વિશ્વાસુ અમલદાર જાણી તેને આ મોટું કામ સોંપ્યું હતું, અને તેના કબજામાંથી યશોવર્મા છટકી જાયતો તેને મોતની સજા થાય એ નક્કી હતું. તેને જોઈએ એટલા પહેરેગીરો આપ્યા હતા, અને કેદીરાજાના તંબુમાં કોઈ માણસને પોતાની નજરે જોયા વિના પેસવા ન દેવો, અને તેમાંથી નીકળી જે બહાર જાય તેને જાતે જોઈને રજા આપ્યા વિના જવા ન દેવો એવો સક્ત હુકમ તેને આપ્યો હતો. પાંચ ચોકી ચુકવે ત્યારે જેને અંદર આવવાની રજા હોય તે તે અમલદારની કને આવી શકે અને તેની રજાથી યશોવર્માના તંબુમાં જઈ શકે. જ્યારે યશોવર્મા અંગકસરતને માટે ફરવા જતો ત્યારે તેની જોડે પ્રતાપસિંહ સો સ્વારોને લેઈ જતો ને તે પણ છાવણીની આસપાસ ઘોડા દોડાવી પાછા આવતા. જે દિવસે જવું હોય તે દિવસે આગળથી યશોવર્મા વરધી કરાવતો કે પ્રતાપસિંહ યોગ તૈયારી કરી રાખે. ગંગોદક લેઈ કાવડીઓ આવતો તેને પ્રથમ ચોકીદારો એની પાસે લાવતા, અને યશોવર્માની ગોળીમાં પાણી રેડી પાછો ફરતો તે વેળા ફરીને તેને તેની પાસે લાવવામાં આવતો. તેની કાવડમાં પાણી ઉપરાંત બીજું કાંઈ નથી તેની તપાસ નિત્ય તેની રૂબરૂ થતી અને કાવડીઆનાં લુગડામાં કાંઈ સંતાડેલું નથી એ પણ જોવામાં આવતું. સવાર, બપોર, અને સાંજ એ ત્રણ વાર પ્રતિ દીને બંધીવાન રાયની હાજરી પ્રતાપસિંહ પંડે લેતો. એ હાજરી લેવા આવતો તેવારે યશોવર્માને ખબર કરાવતો કે પ્રતાપસિંહજી સલામ કરવાને આવ્યા છે; એટલે યશોવર્મા તૈયાર થઈ તેને મળતો ને વાતચીત કરતો. એમ છતાં આવો બનાવ કેમ બન્યો? કેદી રાજા નાઠો શી રીતે?

એ દહાડે કાવડીઓ નિત્યથી મોડો આવ્યો. ઘડી દહાડો હતો તેવારે એક ચોકીદારે આવી કહ્યું કે રોજ આવેછે તે કાવડીઓ નથી પણ તેનો ભાઈ છું એવું એ કહે છે.

નિત્ય આવનાર આજ માંદોછે માટે હું આવ્યોછું એમ કહેછે. પ્રતાપસિંહે પોતાના તંબુની બાહાર આવી તેને દૂરથી જોયો ને રાજાના તંબુમાં જવાની રજા આપી. તે યશોવર્માના તંબુમાં પેઠો એટલે બીજો ચોકીદાર યશોવર્માની રાણીના ખીજમદગારને લેઈ આવ્યો. ખીજમદગારે નમસ્કાર કરી કહ્યું હમારી મહારાણીજીએ હમારા સ્વામીને માટે આ દ્રાક્ષરસ, અને મહુડાંનો ઉત્તમ દારૂ મોકલ્યો છે તે પોહોંચાડવાની પરવાનગી કૃપા કરી આપો. પ્રતાપસિંહ કહે લાવ મને દેખાડ. ખીજમદગારે દારૂથી ભરેલી બે સોનાની સીરોઈ હાજર કરી. તેને પોતાના તંબુમાં લેઈ પોતાનો રૂપાનો પ્યાલો કાઢી દરેકમાંથી થોડો થોડો ચાખ્યો. બંને દારૂ બહુ મીઠા ને સ્વાદિષ્ટ લાગવાથી પ્રત્યેકમાંથી એક એક બીજો પ્યાલો ભરીને પીધો. એથી જીવ આનંદમાં આવી ગયો ને તે બોલ્યો કે વાહ! શું મઝાના દારૂછે! આવા દારૂ મે મારા આખા જન્મારામાં ચાખ્યા નહતા. શી એની લેહેજતછે! મગન થઈ એમ વિચારે છે તેવામાં તેને તેનો નિશો ચડવા લાગ્યો ને તેથી વધારે પીવાનું મન થયું. વળી ત્રીજું ચસાણું દરેકમાંથી ભર્યું ને પીધું. એ વેળા ધુંચળું થઈ નેણ પુરાં સુઝે નહિ તેવું થયું છે તેવામાં તે તંબુને બારણે કાવડીઆને વેશે યશોવર્મા આવી ઉભો. ચોકીદારે અંદર જઈ જાહેર કર્યું કે કાવડીઓ બહાર જવાની રજા માગેછે. દારૂના ઘેનની મઝામાં પડેલો, અને અર્ધુંભાન ખોયલું એવા પ્રતાપસિંહએ આજ્ઞા આપી કે એને છાવણી બાહાર પોંચાડી આવો. એમ યશોવર્મા કાવડીઆને વેશે છાવણીમાંથી નીકળી ગેમ થઈ ગયો. ત્યારપછી થોડીવારે ઉઠી પ્રતાપસિંહે પેલા ખીજમદગારને કહ્યું હિંડ મારી જોડે, હું મહારાજને ડેરે જાઉંછું. ત્યાં જઈ જુવેછે તો ઉપર કહ્યું તેવું દીઠું. ક્રોધથી અકળાઇને ખીજમદગારને બે ચાર લાત ને લપડાકો લગાવી દેઈ તે "બોલ્યો તું મને આ દારૂ લેઈ છેતરવા આવ્યો, તારે પાપે મારો જીવ જશે, એમ કહી દારૂની સુરાઇઓને ઠોકરો મારી ગબડાવી દીધી, ને દારૂને ઢોળી નાખ્યો, ખીજમદગારને પરેજ કરાવ્યો. એક સવારને સિદ્ધરાજને ખબર કરવા મોકલ્યો ને પોતાની તેનાતના સવારોને છાવણીની ચોમેર યશોવર્માને ઝાલવાને દોડાવ્યા.

આ ખબર થતાંજ ગૂર્જર રાયે ધારાનગરના દરવાજા ઝટ વાસવાની આજ્ઞા કરી, ને પંડે ઘોડેસ્વાર થઈ, જોડે એક મેહેતો તથા અંગરક્ષક પહેરેગીરોમાંના કેટલાકને લેઈને છાવણીમાં ગયો. યશોવર્માના તંબુમાં જઈ જાતે જોઈ ખાતરી કરી કે તે તેમાં નથી. જીભ કાપેલા બે આદમી પડ્યા ચીસો પાડતા હતા. તેમને પુછે એટલે આ આ આ કરી પોતાની જીભ ભણી આંગળી કરી લોહી દેખાડે, કાને હાથ દે, ને જાણતા નથી એમ સમજાવવાને હાથના ચાળા કરે. સિદ્ધરાજે પ્રથમ પ્રતાપસિંહની જુબાની લીધી ને તેને પરેજ કર્યો. પછી દેવજીનામે ચોકીદાર કાવડીઆને છાવણી બાહાર મૂકવા ગયો હતો તેને પકડ્યો. જુબાની લેઈ તેને પણ કેદ કર્યો. તેણે લખાવ્યું કે કાવડીઓ હમેશ માથે ઉંડળ ગુંડળ પાઘડું વીંટી મોઢે બુકાની બાંધી આવતો. આજે આવ્યો ને ગયો તેને માથે તેવુંજ પાઘડું ને મોઢે બુકાની હતી. નિત્ય આવતો તેનો ચેરો ઘઉં વર્ણો હતો. આજે આવ્યો તેનો ઉજવળ હતો. જીભ કાપીને પડ્યો છે તેજ એ. જેને

હું છાવણી બાહાર મૂકી આવ્યો તેના મુખનો ઘાટ ને ચામડીનો રંગ એના જેવોજ હતો, પણ તે વેળા પૂરૂં મોહો સુઝે એટલું અજવાળું નહતું તેથી નક્કી કહી શકાતું નથી. સિદ્ધરાજ કહે સુરજ આથમ્યા પછી જવાદેવાની મના હતી તે કેમ તોડી ? ચોકીદાર કહે પ્રતાપસિંહજી નાયકે જોરથી બરાડો પાડી પગ ઠોકી કહ્યું "જવા દે મૂકી આવ" હું ભયનો માર્યો બોલ્યો નહિ; મેં જાણ્યું નાયક ઉસકેરાયલા છે તેથી કાંઈ બોલીશ તો મને ઠોકશે તેથી મુંગે મોઢે ચાલ્યો. કાવડાઓ મારી પાછળ ગુપચુપ આવ્યો ને છાવણીની બાહાર નિત્ય જતો તે માર્ગે હિંડ્યો. સિદ્ધરાજે પુછ્યું કે નાયક શાથી ઉસકેરાયલો હતો." ચોકીદાર કહે માહારાજ હું એમના તંબુની અંદર નહતો તેથી, બરાબર કેહી શકતો નથી પણ, પણ–" રાજા કહે પણ શું ? બોલ, સાચું બોલ." ચોકીદાર કહે મહારાજ એમનું મોટું સુંઘોને. બોલ્યો ખીજમતગાર લાવ્યો તેજ હશે. સિદ્ધરાજે પુછ્યું ખીજમતગાર શું લાવ્યો હતો ? ચોકીદાર હાથ જોડી કહે મદીરાની બે સુરાઈ મહારાજ." પ્રતાપસિંહે એ બીના જાહેર કરી નહતી. રાજાએ તેની જુબાની ફરીને લીધી તેમાં તેણે આ વાત કબુલ કરી. ખોજમતગારે પણ તેમજ લખાવ્યું. આ તજવીજ ચાલતી હતી તેવામાં છાવણીનો કોટવાળ ઉમાનાથ, સેનાપતિ રણજીતસિંહ, અને બીજા સરદારો આવી પોહોંચ્યા. છાવણીમાં અને પુરમાં એ સમાચાર પ્રસર્યા, અને અનેક પ્રકારના ગપાટા ચાલવા લાગ્યા. માળવી લોક મનમાં હરખાયા, અને ગૂર્જરો રોષભરાઈ કપટ થયું, દગલબાજી થઈ, એમ બરબડવા લાગ્યા. આ ગરબડનો લાભ લેઈ ઓચિંતો હુમલો શત્રુ તરફથી કદાચ કરવામાં આવે તેની સામે થવાની ગોઠવણ સિદ્ધરાજે તુરત કરી. છાવણીની આસપાસ પહેરા હતા તેમાં વધારો કર્યો, અને શેહેરને ઘેરી લે એમ કોટની આસપાસ ઠામ ઠામ ફોજની ટુકડીઓ મૂકી નગરમાના બધા હજામને પકડી આણી મસાલો કરાવી. એમાંની અર્ધી મસાલો નગરમાં શોધ કરવાને રાખી અને અર્ધી છાવણીમાં આણી. કારભારીઓ શેહેરના જૂદા જૂદા મહેલામાં જઈ લોકના ઘરમાં, ભોંયરાંમાં, ટાંકા કુવામાં, બાગબગીચાદિક ઠામે નાઠેલા કેદીની શોધ કરવા લાગ્યા. લશ્કરી નાયકો છાવણીની આજુબાજુ ફરતાં ખેતરાં, ઝાડ, ગામ, વાવ, દેહેરાં દિસ્થળોમાં ઢુંઢવા મંડી ગયા. કેટલાક મધરાત સૂધી શોધ કરી પાછા વળ્યા, ને કેટલાક તો છેક વાણેવાયે નિરાશ થઇ પાછા આવ્યા. હાથમાં આવેલો મોટો શીકાર છટકી ગયો તેથી ગૂર્જરેશ્વર ઘણોજ નાખુશ થયો, પણ હીંમત હાર્યો નહિ. રાતની મેહેનત નિષ્ફળ ગઈ, ત્યારે બીજે દહાડે તેણે ખોળ કરવાની નવી યુક્તિઓ રચી.

બંધીવાન રાજાની ખોળનો આરંભ તેના પગલાં કાઢવાથી કરવા માંડ્યો હતો. આ કામમાં પેહેલી અડચણ એ હતી કે માળવી પગીઓને એ કામ અણગમતું હતું. તેઓ નિર્ધન દળીદ્રી હતા તથાપિ સ્વદેશાભિમાની હોવાથી પૈસાની લાલચે પણ પોતાના રાજાને પકડી આપવાને રાજી ન હતા. પોતાનો દેશ પરદેશી રાજાને હાથ જવાથી લજ્જાયમાન થઈ ખેદપામતા હતા અને ગૂર્જર રાજાની સેવા બળાત્કારે કરતા. રાજાના ભયથી ના કહી નહિ, પણ કેહેવત છે કે 'રડતો જાય તે મુવાની ખબર લાવે' તેમ

વગર દીલે કામ કરી તેમનામાં જે ચતુરાઈ પગલાં કાઢવાની હતી તે વાપરી નહિ ને લાગ ફાવ્યો ત્યાં પગલાં ભૂસી નાંખ્યાં, ને ગૂર્જરોને ભૂલાવ્યા. કેટલાક એમ કરતાં પકડાયા ને સજા પામ્યા. રાત અને તે વળી અંધારી હોવાથી પગલાંનો ઝીણો ભેદ સૂઝે નહિ. સૂર્યોદય થતાં પગલાં કાઢવાનું કામ જારી રાખ્યું. ત્રીજી અડચણ એ જણાઈ કે એકને ઠેકાણે ચાર સરખાં પગલાં માલમ પડ્યાં. ગૂર્જર છાવણીમાંથી એક પગલું નીકળ્યું તે આગળ ચાર ગાઉપર બીજાં તેવાંજ ત્રણ પગલાંમાં ભળી ગયું. ત્યાં યશોવર્માની વાટ જોતા ત્રણ આદમી ઉભેલા હશે. એ ત્રણેના પગલાનું માપ અને યશોવર્મના પગલાનું માપ એક સરખું દીઠામાં આવ્યું. એ ચારમાનું એક પગલું નગરભણી ગયું હતું ને તે જનાર માણસ કેટલેક છેટે જઈ સાંઢણી સવાર થઈ શેહેરમાં પેઠો હશે એમ જણાયું. દરવાજાની અંદર પાણી છાંટેલા રસ્તા તથા માણસ, ગાડી, ઘોડા, ઉંટાદિકની આવજા ઘણી તેથી તે સાંઢણીનાં પગલાં આગળ ક્યાં ગયાં તે પરખાયું નહિ. બીજું પગલું કેટલેક દૂર જતાં ગાયોના પગલામાં ભળી ગયું. એ આદમી અહિં ગાય કે બળદ ઉપર બેસી વગડામાં નાઠો એમ ભાસવાથી ગાયોને પગલે પગલે એક લશ્કરી ટુકડી જંગલમાં ગઈ ત્યાં બસે ગાયોને પાંચ ગોવાળીયા ચરાવતા હતા. ગૂર્જર સ્વારોએ એ રબારીઓને ઝાલી પુછ્યું કે યશોવર્માને ક્યાં સંતાડ્યોછે તે દેખાડો નહિ તો અબઘડી તમારાં માથાં વાઢી નાખીશું. ગોવાળીઆ કહે મહારાજ અમને કાંઈ ખબર નથી. સ્વારોએ તુરત તરવારો તાણી તેમના ઉપર ઉગામી. જેવી ઉગામી તેવીજ પેલી ગાયો તેમના ઉપર ધસી આવી, ને જો રબારીઓ વચમાં ન પડ્યા હોત તો એકે સ્વાર જીવતો રહેત નહિ. ગાયો ઉપર તરવાર ચલાવતાં તેઓ ખંચાયા; પરંતુ ચલાવી હોત તો થોડી ગાયો જખમાત કે મરત પણ સ્વારોમાંનો એકે ઉગરત નહિ. રબારીઓ કહે તમે તરવાર મીયાન કરો, હમે તમારી હારે તમારા રાજા કને હમારી ગાયો લઈ આવીએ છીએ. સ્વારોમાંના કેટલાક તેમને લેઈને છાવણી ભણી ચાલ્યા ને કેટલાક જંગલમાં ખોળ કરવાને પાછળ રહ્યા.

ત્રીજું પગલું બીજી દિસાએ ગયું. તે એક વડતળે અટક્યું ને ત્યાંથી પાંચ ટટ્ટુનાં પગલાં શરૂ થયાં એ પગલે જઈ સ્વારોએ ટટ્ટુને પકડી પાડ્યાં. એ ટટ્ટુઓપર પાંચ બાયડીઓ ભગવા સાળુ પહેરી બેઠી હતી અને જોડે પાંચ જોગી હિંડતા હતા. સ્વારોએ તેમને પકડ્યા. તેઓ કહે હમે તો જાત્રાળુછીએ ને આ ચંબુઓમાં ગંગાજળ છે તે વડે ઓમકારનાથ માનધાતાને પૂજવા જઇએ છીએ. ગૂર્જરો તેમને પોતાના રાજા કને લેઈ ગયા. ચોથું પગલું પાંચ ગાઉ આગળ જતાં બકરાંના ટોળામાં ભળી ગયું. તે બકરાંને ત્યાંથી ત્રણ ગાઉપર સ્વારોએ પકડી પાડ્યાં. એ ટોળામાં પાંચસે બકરાં અને ગેટાં ને તેઓની જોડે છ ભરવાડ હતા. ભરવાડને ઝાલી બાંધ્યા ને માર્યાં પણ તેમણે માન્યું નહિ. એમને મનાવવાની તજવીજ ચાલતી છે તેવામાં એક સ્વારે નવાઈ જેવું ગેટું દીઠું. પચાસેક ગેટાંની વચોવચ તે હતું. તેને ઝાલી જુવેછેતો માણસ માલમ માલમ પડ્યો. તેને આખે અંગે ગેટાનું ઉન ચોડેલું હતું. એજ યશોવર્મા છે એમ

જાણી સ્વાર બહુ હરખાશે. આ શોધથી તેને ભારે ઈનામ મળે તેવું હતું. એને તથા તે ટોળાના બધા ભરવાડને ઝાલી છાવણીમાં આણ્યા.

ચોથું પગલું છાવણીથી બે ગાઉપર ધોરી રસ્તો હતો તેના ચીલામાં ભળ્યું, અને ત્યાં તે આદમી ગાડામાં બેસી આગળ ગયલો હશે એમ દેખાયું. એ ધરેડની બેહુમેર દોડી ગૂર્જર સ્વારોએ બીજા દિવસના બપોર સૂધીમાં ઘણાક ગાડાં પકડી આણ્યાં. ઝાલી આણેલા રબારી, ભરવાડ અને ગાડાવાળાની તપાસ સિદ્ધરાજની રૂબરૂ થઈ. તેમાંનો એકે યશોવર્માન નહતો. ઉન ચોઢી ગેટા જેવા બનેલા માણસને નવાડીને જોપોતો તે જુવાન ભરવાડ જણાયો. તેને પુછ્યું કે તેં તારે અંગે ઉન શા માટે ચોડ્યું છે ? તેણે જવાબ દીધો કે હું કાલે પરણવાનોછું તે માટે ઉન ચોડ્યું છે. જેમ બીજા લોકમાં વરને આખે શરીરે હળધર ચોપડી વાઘ બનાવવાનો ચાલ છે તેમ અમારામાં ઉન ચોડી ગેટો બનવાનો ચાલછે. જેમ બીજા લોકમાં વરની આંખને કાજળ આંજી કાળી કરવાનો ચાલ છે. તેમ અમારામાં વર રાજાની ભમેરોને હિંગલોક ચોપડી લાલ કરવાનો ચાલછે સિદ્ધરાજને હસવું આવ્યું, પણ બંને પક્ષના ચાલની મૂર્ખાઈમાં ઝાઝો ફેર જણાયો નહિ.

નાસી ગયલા શત્રુને ખોળી કાઢવાની આ બધી કોશીશ નિષ્ફળ ગઈ તથાપિ આપણો મહારાજ નિરાશ થયો નહિ. તેની કને એક શિકારી કુતરો હતો તે પગલાં સૂંઘીને શિકાર શોધી આપતો. પગલાં ભુસાઈ ગયલાં હોય કે મુદ્દલ પડ્યાંજ ન હોય તો પણ જ્યાંથી જનાવર ચાલી ગયું હોય ત્યાં તેના પગલાનો વાસ તે પારખી શકતો. એકુતરાને યશોવર્મનવાળા તંબુમાં આણ્યો ને તેના પગલાં તેને દેખાડ્યાં. પ્રથમ તેણે કેટલીવાર તે પગલાં સૂંઘ્યાં ને પછી તંબુમાંથી બાહાર આવી બહારના પગલાં સૂંઘ્યાં, ને સુંઘતો સૂંઘતો આગળ ચાલ્યો. મહારાજની સ્વારી તેની પાછળ હિંડી. યશોવર્માનનું પગલું જ્યાં બીજાં ત્રણ પગલામાં ભળ્યું ત્યાં કુતરો અટક્યો. ત્યાંથી નીકળી ચાર દિશાએ ચાર પગલાં ગયા તે તેને દેખાડ્યાં. એ ચારે પગલાં સુંઘી કૂતરો પાછો તે જગાએ આવ્યો. છાવણીમાંથી યશોવર્માનું પગલું નીકળી ત્યાંજ અટક્યુંછે, આગળ ગયુંજ નથી એવું તે સમજાવવા લાગ્યો. પણ તેને વાચા નહિ એટલે શી રીતે બોલી શકે. યશોવર્માનું પગલું સૂંઘે ને સિદ્ધરાજની સામું જોએ. એમ કેટલીકવાર કરી ત્યાં પોતાને પગે ખોદવા લાગ્યો. એ પરથી સિદ્ધરાજે નોકરોને ત્યાં ખોદવાની આજ્ઞા કરી. ખોદવા માંડ્યું તો ભાય પોચી માલમ પડી ને થોડા વખતપર પૂરેલો ખાડો જણાયો. કંમરપૂર ખોદતાં સમચોરસ પાટીયું આવ્યું. તે ગજેક લાંબુ પોહોલું હતું. તેને ઉપાડતાં નીચે એક માણસ જઈ શકે એવડી સુરંગ નીકળી. મહારાજની આજ્ઞાથી વિજયસિંહ નામે ગ્રાસીઓ કેડે તરવાર અને કટાર તથા હાથમાં ભાલો લેઈ તે સુરંગમાં ઉતર્યો. તેની પાછળ બીજા રજપૂતો ઉતર્યા. માત્ર એક આદમી વાંકો વળીને ચાલી શકે એટલી જગા તેમાં હતી તેથી વિજયસિંહ અને તેની પાછળ એક હારમાં ગૂર્જરો હિંડ્યા. જેમ આગળ ગયા તેમ અંધારૂં

આવતું ગયું તોપણ હિમ્મત રાખી તેઓ છાનામાના આગળ વધ્યા. કેટલાકના જોડા ચમચમ બોલતા હતા માટે તેમણે હાથમાં લેઈ લીધા. કોઈ કોઈ ઠેકાણે નાનાં બાકાં મૂક્યાં હતાં તેમાંથી ઝાંખુ અજવાળું ત્યાં પડતું, પણ સુરંગના ઘણાખરા ભાગમાં ઘોર અંધારૂં હતું. થોડાક ગાઉ જતાં સુરંગનો છેડો આવ્યો. આગળ કે આસપાસ જવાનો માર્ગ મળે નહિ. પરંતુ જ્યાં સુરંગ અટકી ત્યાં માટી ન હોયતાં શીલા હતી. એ શીલાને વિજયસિંહે ખુબ બળ કરી ધક્કો માર્યો કે તે પડી ગઈ, ને સુરંગ આગળ ચાલી. થોડે છેટે જતાં ભાંયરૂં આવ્યું. તેમાં શિવલિંગ હતું ને તેની પાસે એક અબધુત તપ કરતો હતો. તેમાં ઝાઝું અજવાળું નહતું ને અબધુત વિના બીજું કોઈ માણસ પણ નહતું. અબધુત મુનીવ્રત લેઈ બેઠેલો હતો. તેનું માથું વાઢવાને વિજયસિંહે તરવાર તાણી. અબધુતે મસ્તક ધર્યું પણ ઉત્તર દીધો નહિ. તેને એમ તાપ દેખાડી વિજયસિંહ પુછેછે. એવામાં તેજપાળ નામે નાયકે ભાંયરાંમાં બે સામસામા ગોખલા ભાળ્યા. એમાંના એકમાં રામસીતાની મૂર્તી હતી અને તેની સામેનામાં હાથ જોડીને ઉભેલી હનુમાનની પ્રતિમા હતી. તેજપાળે હનુમાનની પૂંછડી તાણી એટલે તે ઢળી પડ્યો, ને તેની પાછળ બખોલ જોવામાં આવી. એ બખોલમાં વિજયસિંહ અને તેજપાળ ઉતર્યા. તેમાં અંધારૂં હોવાથી તેઓ ચારે તરફ ફંફોસવા લાગ્યા. ખુણામાં એક માણસ સુતેલો જણાયો. એને ઝાલી બાહાર આણી જોતાં તેમને અતિ હર્ષ થયો. તે નાઠેલો યશોવર્મા હતો. તેને અને અબધુતને લેઈ તેઓ ઉપર આવ્યા. એ પાતાળી મહાદેવનું દેહેરૂં કહેવાતું હતું. તેમાં ઉતરવાને પત્થરની સાંકડી સિંડી હતી ને તે સિંડીનું મોંઢું અટલ રાનમાં હતું. અબધુતનો વેશ લેઈ બેઠો હતો તે યશોવર્માનો પ્રધાન હતો. યશોવર્માને નસાડવાની, સંતાડવાની, અને તેના જેવા પગના ચાર આદમી સુરંગના મુખને મથાળે ઉભા રાખવા વગેરેની બધી યુક્તિઓ તેણે રચી હતી.

અત્યાર સૂધી જયસિંહદેવની સ્વારી જ્યાં ચાર પગલાં એકઠાં થયાં હતાં ત્યાંજ હતી. યશોવર્મા પકડયાના સમાચાર કહેવાને એક રજપૂત દોડતો આવ્યો. તેને છાવણીમાં લાવવાનો હુકમ આપી તથાઘણાક સ્વારોને સામા મદદે મોકલી પંડે ધારાનગર ભણી ચાલ્યા. જોડે આવેલા સરદારોને મહારાજે કહ્યું કે આ વેળા યશોવર્માનું બળ્યું મોહો જોવાને હું ચહાતો નથી. બળ્યું મોહો કહેવાનું કારણ એ કે એણે રાજનીતિનો ભંગ કર્યો; પંડે આપેલું વચન પાળ્યું નહિ. રાજાને મોટાં લાંછન લગાડનારા મોટા દુર્ગુણો છે તેમાં અસત્ય બોલવું, અપ્રમાણિક થવું, વચનથી ફરવું એ મુખ્યછે. એણે મને વચન દીધું હતું કે નીત્ય કાવડ લાવવા દેશે તેનો લાભ લેઈ કોઈ પ્રકારનું કપટ કરીશ નહિ. એ વચન તોડી એણે પોતાનું મોઢું કાળું કર્યું ને એના પૂર્વજોને લાજ લગાડી. પોતાનું રાજ્ય બચાવવાને અને રાજ્યધાનીનું રક્ષણ કરવાને યથાન્યાયે યુદ્ધ કર્યું, અને રાજ્યધર્મ આચરતાં, અને શૂરથી સંગ્રામ કરતાં પરાજય પામી ઝલાયો ત્યારે ધર્મશાસ્ત્ર પ્રમાણે તે માન્યને પાત્ર હતો. તેની પદવીને યોગ્ય મેં તેનું માન્ય રાખ્યું. ધર્મયુદ્ધ કરતાં રણમાં પડે તેને ભાગ્યશાળી પુરૂષ જાણવો; દુર્ભાગ્યે કરીને ઘાયલ

થઈ અશક્ત થવાથી શત્રુથી પકડાવવું એ માઠુંછે તથાપિ પોતાનું કર્તવ્ય તેણે કર્યું માટે તેનું સન્માન કરવું ઘટારતછે, એ સશાસ્ત્ર રાજ્યનીતિછે, માટે તે પ્રમાણે હું વર્ત્યો. શત્રુની ઉદારતાનો પાડ માની ઝઘાબઘા વારે યોગ્ય રીતે વર્ત્તવું, છળભેદ, અને કાવતરાંથી દૂર રહી પ્રમાણિકપણે ચાલવું, અને ભલા શત્રુના વિશ્વાસને પાત્ર થવું એ સુનીતિછે. એથી ઉલટું વર્તે તો તે ક્ષત્રી ધર્મથી ભ્રષ્ટ થયો માટે ચોરાદિક અપરાધિ આદમીઓને બેડીઓ પહેરાવી, હેડમાં, કે કાળાગૃહમાં પૂરી રાખવામાં આવેછે તેમ તેને રાખવાની જરૂર પડેછે. શાંતિમાં અને વિગ્રહમાં વર્તવાને ધર્મશાસ્ત્રમાં નિયમો કહ્યાંછે; સ્વતંત્રતામાં અને પરતંત્રતામાં પાળવાના નીતિ ધર્મછે. સુનીતિ એજ સુધારો. સંગ્રામમાં પણ સુનીતિ ધર્મછે; શસ્ત્ર મૂકી શત્રુ શરણે આવે ત્યારપછી અને ઘાયલ કે અશક્ત થઈ કે બીજા કારણથી પકડાય અને સુનીતિએ વર્તી નાસી ન જવાનું વચન આપે તેનું રક્ષણ કરી યથાયોગ્ય માન આપવું એ સુનીતિછે; બંધીવાન શત્રુ એવી અવસ્થામાં અનીતિએ વર્તી પોતાનું વચન તોડે ત્યારે તે પોતાની આબરૂ ખોયછે, અને સજાને પાત્ર થાયછે. એમ પોતાના નાયકોને બોધ કર્તા રાજા જાયછે તેવામાં પ્રધાન આવી મળ્યો. તેને મહારાજે આજ્ઞા કરી કે કેદી રાજાને પૂરી રાખવાને માટે મજબુત પાંજરૂં કરાવો. તે ઉભો રહી શકે તેટલું ઉચું, અને લાંબો સુઈ શકે તેવડું ચોરસ પોહોળું અને નીચે પૈડાવાળું કરાવજો. પ્રધાને પુષ્કળ સુતારને કામે વળગાડી દીધાથી એક દિવશમાં પાંજરૂ તૈયાર થયું અને યશોવર્માને તેમાં ગોંધ્યો. જેની ગફલતથી તે નાશી શક્યો હતો તેને ઘટતી શીક્ષા કરી, અને તેને પકડનારને ઇનામ આપ્યાં.

આ વિઘ્નથી જયોત્સવનું કાર્ય અટકી પડ્યું હતું તે હવે ફરીને ધમધોકાર ચાલવા માંડ્યું. પણ અત્યાર સૂધી એ ઓછવ ધારાનગરમાં કરવાની ધારણા હતી તે હવે મહારાજે ફેરવી. ગૂર્જરેશ્વરનો પ્રતિનિધિ એ શેહેરમાં રહી માળવાનું રાજકાજ ચલાવે એવી ગોઠવણ કરવા માંડી હતી તે બંધ પાડી, શ્રી વિક્રમાદિત્યના જુના પાટનગરની સામે ક્ષિપ્રા નદીને કાંઠે જયસિંહપૂર નામે નવું નગર વસાવી ત્યાં રાજ્યધાની કરવાનો ઠરાવ સિદ્ધરાજે કર્યો. એ નગરના ખાતમુહૂર્તને દિવસે આ જયોત્સવ કરવો ઠર્યાથી ગૂર્જર સરદારોને અને માળવી રાજા રાણા ઠાકોરાદિકને ઉજેણમાં હાજર થવાની આજ્ઞા મોકલી, અને મહારાજ પંડે ત્યાં જવા નીકળ્યા. માર્ગમાં તેના હાથીની આગળ યશોવરમાના પાંજરાને માળવી કેદીઓ ઘસડતા હતા. એને પાંજરામાં પૂર્યાના અને આ રીતે ઉજેણ આણ્યાના સમાચાર માળવામાં ફેલાયાથી લોક વધારે ખેદ પામ્યા અને થથરી ગયા, અને માંડળિક રાજા વગેરે ત્રાસ પામી ઝટ ઉજેણમાં હાજર થયા. થોડા દહાડામાં ત્યાં મોટો મેળો ભરાયો.

હવે જયસિંહપૂર બાંધવાનો આરંભ થયો. રાજમીસ્ત્રીએ પૂરનો નકસો બનાવ્યો તે મહારાજને પસંદ પડવાથી કોટના પાયા ખોદવાને સેંકડો માળવી કેદીઓને કામે લગાડી દીધા. કોટની માંહે માત્ર ગૂર્જર સેનાના મુખ્ય ભાગનો મુકામ રાખ્યો, અને ગૂર્જર લોકને ઘર બાંધવાને જમીન આપી. એ કોટનો જે ભાગ ક્ષિપ્રા નદીને કાંઠે આવ્યો ત્યાં રાજપ્રતિનિધિને રહેવાને ગઢ, ગઢમાં રાજધન ભંડાર, અને કચેરીઓને માટે મકાન

બાંધવાં; પૂરની વચ્ચે મયણલ ચોક અને કર્ણેશ્વર મહાદેવનું દેરૂં બાંધવું ને નગરનો મૂખ્ય બજાર ત્યાં રાખવો; કોટની આસપાસ પરાં બાંધવાં અને તેમાં ગૂર્જર અને માળવી બેઠુ પ્રજાને વસવાની રજા આપવી; જે ઘર બાંધે તેને ભોંય મફત આપી દેવી; પરાની આસપાસ બીજો કોટ ચણવો, અને એ બીજા કોટથી અધગાઉને અંતરે ચારેતરફ ફરતા બુરજ બાંધવાં અને તેમાં ગૂર્જર ફોજની ટુકડીઓ રાખવી; એવી ગોઠવણ રાખી હતી.

લોકમાં વાત ફેલાઇ કે ખાતમુહૂર્તને દિવસે યશોવર્માને નાના પાંજરામાં પૂરીને તે પાંજરાને હાથી ઉપર મૂકશે, અને તે હાથીને સ્વારીની આગળ ચલાવશે. સ્વારી સભા મંડપ આગળ ઉતરશે તે વારે તે પાંજરાને ઉતારી સભામાં આણશે, ને તેને પદભ્રષ્ટ કર્યાનું જાહેરનામું ભરદરબારમાં સંભળાવશે. એ અફવા સાંભળી માળવાના મુખ્ય મંડળીક રાજા રાણા સિદ્ધરાજની પાસે આવી ક્ષમા માગી બોલ્યા કે એ પ્રમાણે ન થાય તો ઠીક; એ અમારે જોવું તેથી મરવું ભલું. મહારાજે તેમની જોડે સભ્યતાથી વાતચીત કરી તાઢાપાડી કહ્યું કે તમે એ વિષે મારા મંત્રીશ્વરજોડે વિચાર કરો. પ્રધાને તેમને પોતાના ડેરામાં તેડી જઈ કહ્યું કે "આ રાજીનામું મેં લખાવ્યુંછે તે વાંચો. યશોવર્માની કને લેઇ જઈ એપર તેનું મતુ કરાવો અને તમે જમાન થાઓતો એને પાંજરામાંથી કાઢીએ. એને અનહિલપૂરપાટણ લેઇ જઈ એની પદવીને યોગ્ય માન પ્રતિષ્ઠા આપીશું. તમે સર્વ અમારા મહારાજની આણમાની સેવા કરવાની પ્રતિજ્ઞા દરબારમાં લેશોતો તમને અને તમામ માળવી પ્રજાને મિત્ર અને રૈયત ગણીશું; વિગ્રહમાં ઝલાયલા માળવી બંધીવાનો ને મફત છોડી દેઇશું, અને યશોવર્માના કુંવરને ધારાનગર તથા કેટલોક મૂલક જાગીરમાં આપી ગૂર્જરેશ્વરની સેવામાં રાખીશું." એ શરતોવિષે વિચાર કરવાને માળવી ઉમરાવોએ યશોવર્માને મળવાની રજા માગી તે તેમને મળી. તેમને આવતા જોઇ પાંજરામાં બેઠેલા યશોવર્માએ નીચું જોયું; નમસ્કારકરી તેઓ સામા બાહાર બેઠા તે વારે તેની આંખોમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. તેને ધીરજ દેઇ તેમણે તેના હાથમાં રાજીનામાનો ખરડો મૂકયો ને બીજી શરતો કહી સંભળાવી. પદભ્રષ્ટ રાજા ગળગળિત થઇગયો; તેનો હાથ ધ્રુજવા લાગ્યો. અમીરોએ કહ્યું કે આપે અને હમે આપણા કર્તવ્ય કરવામાં મણા રાખી નથી; માણસથી બની શકે તે સર્વ કરી ચૂક્યા છીએ પણ આપણો દહાડો વાંકોછે, શત્રૂનો સુરજ ચઢતી કળાએછે, આપણા સર્વ પાસા ઊંધા પડયા, તેના ચત્તા પડ્યા, આપણી સર્વ ધારણા અવળી ઉતરી, તેની સવળી ઉતરી, માટે હવે લાચાર છીએ. ઇશ્વરીચ્છા એમછે એવું માની તેને આધીન થવું એ હવે ડહાપણછે. યશોવર્માએ તેમની શીખામણ માની. તેમણે કહ્યું કે આપ હવે નાસશો કે બીજી કોઇ શરત ભંગ કરશો તો હમારાં રાજ્ય પણ જશે. યશોવર્માએ કોલ દીધો કે તમારી સલાહ પ્રમાણે હું વર્તીશ.

સિદ્ધરાજના વડા પ્રધાન કને જઈ માળવી ઉમરાવોએ પોતાની વતી અને યશોવર્માની તરફથી સર્વ કરાર સ્વીકાર્યા. પ્રધાને તે અમલમાં આણવાની ગોઠવણ કરી. પ્રથમ એક ખાનગી દરબાર ભરી ત્યાં યશોવર્માને આણ્યો. સિદ્ધરાજની જોડે થોડા ગૂર્જર સુભટો અને મુખ્ય પ્રધાન હતા. ત્યાં યશોવર્માને અને તેના મુખ્ય પ્રધાનને

આણ્યા, તથા માળવાના મુખ્ય માંડળિક રાજાને હાજર રાખ્યા. એ સર્વના દેખતાં યશોવર્માએ માળવાના રાજ્ય પરથી હાથ ઉઠાવવાના રાજીનામાઉપર સહી કરી અને માળવાનો મુગટ સિદ્ધરાજને ચરણે મૂક્યો. એ ક્રીયા કરતાં તેના હોશ ઉડી ગયા, તેનો ચેરો છેક ફીકો થઈ ગયો, અને મૂર્છા પામી તે બાપડો ભૂમીએ ઢળી પડ્યો. એ જોઈ સિદ્ધરાજને દયા આવી. તેણે પંડે ઉઠી તેના મુખપર શીતળ જળ છાંટી તેને જાગ્રત કર્યો, ને હાથ પકડી ઉઠાડી પોતાની પાસે ખુરશીએ બેસાડ્યો. એ વખતથી તેને પોતાની પાસેના તંબુમાં મુકામ આપ્યો, અને ઘણીકવાર તેને પોતાની જોડે જમવા બોલાવતો ને પરોણા જેવો ગણતો. માળવાના પાંચ મુખ્ય માંડળિક રાજા તેના જામીન થયા.

જયસિંહપૂરના પ્રાતમુહૂર્ત અને જયોત્સવને દિવસે મોટું દરબાર ભરાયું. એ સભાના ભભકાનું વર્ણન કરવું કઠણછે. સભામંડપ બનાવવામાં એક લાખ દામ ખરચ થયા. માંડવાનો ચંદરવો લપેટાનો હતો, અને આસપાસની કીનાતો કિનખાપની હતી. છતને ટેકવવાને સ્તમ્ભ મૂક્યા હતા તેઓ પર રૂપેરી લપેટો વિંટાળી સોનેરી કોરના આંટા પેચ (મળમૂત્ર)રૂપે હતા. મંડપને બારણે ખરાં મોતીનાં તોરણ બાંધ્યાં હતાં માંડવાની ઉપર ચોમેર ફરતા ગૂર્જર વાવટા આવી રહ્યા હતા. ભોંયતળીએ સોનેરી બુટ્ટાનો રેશમી ગાલીચો પાથરી કિનખાપના ગલેફવાળા તકીઆ ગોઠવ્યા હતા. અમૂલ્ય રત્નજડિત સોનાનું વિક્રમાદિત્ય અને રાજા ભોજનું સિંહાસન દ્વારની સામે મંડપને બીજે છેડે મહારાજને માટે મૂક્યું હતું. માંડવાની આસપાસ કેળના સ્તંભ રોપી તે ઉપર અશોકપલ્લવનાં તોરણ વીંટાળેલાં હતાં. પ્રતેક કેળની પાસે ગૂર્જર ધજા ઉડતી હતી અને ઉપર લપેટેલા મોગરાના હાર સુગંધ આપતા હતા. મંડપમાં પવન આવવાને માટે પુષ્કળ બારીઓ રાખી હતી અને પ્રતેક બારીએ અત્તરમાં બોળેલા ચંપાના અને મોગરાદિ ફૂલના હારની કમાન લટકી રહી હતી. મંડપમાં ૫૦૦ આસન હતાં, અને મંડપની સામે ઘોડે છેટે ગૂર્જર સેના સુંદર વસ્ત્રાલંકાર પહેરી ભાલા અને ઉઘાડી તરવાર હાથમાં રાખી ઉભી હતી તે ઉપર ઉગતાં સૂર્ય કીર્ણ ચળકી રહ્યાં હતાં. પ્રતેક સિપાઈની પાઘડીમાં ફૂલનો તોરો ને હાથમાં ફૂલનાં ગજરાં શોભી રહ્યાં હતાં. મહારાજના સિંહાસનની પાછળ મુખ્ય પ્રધાન-અને મંત્રી મંડળને ઉભા રેહેવાની જગા હતી. જમણે હાથે મુખ્ય ધર્માચાર્યો, ગૂર્જર અને માળવી રાજા રાણા; ડાબે હાથે ભરતખંડના મોટાં રાજ્યોના વકીલ અને ગૂર્જર સામદો, માળવી જાગીરદારો, અને ઉજણના શેઠ સાવકારો ને લશ્કર જોડે આવેલા ગૂર્જર વેપારીઓને માટે જગા રાખી હતી. સિદ્ધરાજની સ્વારી આવ્યા પહેલાં દરબાર ખીચોખચ ભરાઈ ચૂક્યું હતું. મહારાજ પધાર્યા એટલે સભા ઉઠી ઉભી થઈ, અને છડીદાર બોલ્યા "સોલંકીપતિ ગૂર્જરેશ્વર મહારાજા ધિરાજ શ્રી જયસિંહદેવ, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ, પ્રજાસુખ વર્ધક, અન્નદાતા, રાજ્યમંડળ શીરોમણી શ્રીમંત મહારાજની જે". એના ઉત્તરમાં આખી સભા એકે સાદે જય બોલી. મહારાજની કોટે દશ લાખ રૂપીઆના બે દાગીના માત્ર હતા, એક અતિ શોભાયમાન મોટા હીરાનો કંઠો, અને બોર જેવડાં બહુ સુંદર મોતીની માળા. માથાના મુગટમાં કૌસ્તુભમણી વિરાજી રહ્યો હતો. હાથમાં રત્ન જડિત રાજ્યદંડ અને કેડે હીરામાણેક અને પાના જડેલા મિયાનવાળી કટાર ખોસેલી

હુતી અને મણીમય મિણિયામાં રાજેન્દ્રી તરવાર કમ્મરે લટકતી હતી; કાને સુંદર કુંડળ, હાથે બાજુબંધ, ને જમણે પગે હીરાનો તોડો ઓપી રહ્યો હતો. અંગે કેસરનો ઘણો આછો લેપ કરેલો તેથી મુખ જરાક પીળાસપર દીસતું હતું. પરંતુ એ સકળ શોભા તેના પરાક્રમરૂપી તેજ આગળ ઝાંખી જણાતી હતી.

મહારાજ રાજ્યાસને બિરાજ્યા એટલે મુખ્ય ધર્મગુરૂએ ઉઠી સરજનહાર વિશ્વ-નિયંતા પરબ્રહ્મ પરમેશ્વરની સ્તુતિપ્રાર્થના કરી જયસિંહદેવને અને સર્વ સભાને આશી-ર્વાદ દીધા. પછી મહારાજે ઉઠી કહ્યું કે, આપણા આર્ય ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ યશોવર્માએ મારી બાલ્યા વસ્થામાં વિના અપરાધ મારા રાજ્ય ઉપર સ્વારી કરી મારી રાજગાદીનું અપમાન કર્યું. અને ભરતખંડના પરાપૂર્વની સ્વયંવરની નીતિનું ઓલંઘન કરી અયોધ્યાના સ્વયંવર મંડપમાં અસભ્ય પણે વર્ત્તી મારૂં માન ભંગ કર્યું માટે એની સામે વિગ્રહ કરવો એ મારૂં કર્તવ્ય થયું. એના અપરાધની શિક્ષા એને મારે હાથે જગત નિયંતા પરમેશ્વરે કરાવી મને જસ આપ્યો માટે હું કૃપાળુ મહાપ્રભુનો પાડ માનુંછું. હવે આજથી એ વિગ્રહ સમાપ્ત થયો. માળવ દેશને મારા રાજ્યમાં આજથી ભેળી દેઉછું, અને માળવાના માંડળિક રાજા, રાણા, ઠાકોર, તાલુકાદારાદિક જમીદારોને તેમના નોકર ચાકર ગરાસિયા અને બાકીના સર્વલોકને અને સર્વ પ્રજાને આજથી મારી આણ દઉછું. હવેથી તેમને મારી પ્રજા ગણીશ, અને હવે પછી જેઓ મારા અધિકારની સામા થશે તેઓને બંડખોર ગણી શિક્ષા કરીશ. યશોવર્માએ પોતાનો ધર્મ યથા ઘટીત બજાવ્યો, માટે હું તેને ઘટતું માન આપીશ. પકડાયા પછી પોતાનો કોલ તોડી તે નાઠો માટે મારે તેને પાંજરામાં પૂરવો પડ્યો, પણ હવે પશ્ચાતાપ કરી તેણે સારી ચાલના જામીન આપ્યા છે તેથી તેનું અપમાન કરવાની જરૂર નથી. એના તાબેદાર રાજા રાણા ઠાકોર, રૈયત અને સેવકોએ પોતાના સ્વામીની સેવા યથાયોગ્ય કરી માનને પાત્ર થયા છે. એ માન હું તેમને આપીશ. તેમની સર્વની જમીન જાગીરો વગેરે તેમને પાછાં સોપુંછું. હવેથી મને સ્વામી ગણી ઘટતી રીતે વરતશે તો તે તેઓ વંશપરંપરા ભોગવશે. મારી ગુર્જર પ્રજાપર જેવી પ્રિતિ રાખું છું તેવીજ તેમનાપર રાખીશ; કશો ભિન્નભાવ રાખીશ નહિ. બેઉ પ્રજાએ સેળભેળ થઈ હળીમળીને રાજ્યની શોભા વધારવી. હું સર્વના હક અધિ-કારનું માન્ય રાખીશ, સર્વને યથાન્યાય પાળીશ, અને તેમના સુખ સ્મૃદ્ધિમાં વધારો કર-વાનો પૂરો પ્રયત્ન કરીશ." એટલું બોલી મહારાજ બેઠા એટલે આખી સભા એકસ્વરે બોલી કે "શ્રી જયસિંહદેવ મહારાજાધિરાજનો જય થાઓ, જય થાઓ, જય થાઓ."

યશોવર્માનો કુંવર અણહીલપુરમાં નજરકેદમાં હતો તેને બોલાવી હાજર રાખ્યો હતો. તેણે પ્રથમ મહારાજની સામે આવી નમસ્કાર કરી કહ્યું હું મહારાજને આધીન થાઉંછું, હું આપનો સેવક આજથી થયો, મારૂં રક્ષણ કરો. હું આપની દુવાઈ માનવાની પ્રતિજ્ઞા લઉંછું." સિદ્ધરાજે તેને માટે સનંદ કરાવી હતી તે તેને આપી કહ્યું. "હે શૂરવીર રાજ કુમાર, હું તને નિર્ભય કરૂંછું, ને તારા પૂર્વજોનું પાટનગર જેનું રક્ષણ તારા બહાદૂર પિતાએ બારવરસ કરી મોટી કીર્તિ સંપાદન કરી તે હું તને બક્ષીસ કરૂંછું, અને તેની

જોડે કેટલીક મૂલક આપુંછું તેની વિગત આ સનંદમાં છે. હવે તું મારી સેવા અરછી બજાવિશ ને હું તારી પ્રતિષ્ટા વધારીશ એવી આશા રાખું." એ સાંભળી રાજપુત્રનાં અક્ષુમાંથી આંસુ ટપકવા લાગ્યાં. મહારાજે તેનો હાથ સાહી રાજ્યાસનની પાસે તેને માટે આસન કર્યું હતું. ત્યાં બેસાડ્યો. ત્યારપછી એક પછી એક માળવી ઉપરાજા રાણાદિકે આવી નમન કરી પ્રત્યેકે આપવાની આગળથી ઠરાવેલી ભેટ મહારાજને ચરણે સમર્પણ કરી, અને મહારાજે તેમને સિર્પાવ આપ્યા. છેલ્લે ધારાનગરના નવા રાજાએ સુનાના થાળામાં કપુર અને બીજા સુવાસિક પદાર્થોને સળગાવી મહારાજાની સામા ઉભા રહી તેની આરતિ ઉતારી. એ વેળા મંડપની બહાર દુન્દભિ વાગ્યાં, અને સેનાએ જયનાદથી આકાશ ગજાવ્યું, તથા સભાએ ઉઠી નીચેની આરતી ગાઈ—

જયદેવ જયદેવ, જય જયસિંહ દેવા (૨),
ગૂર્જર માળવ દેશો (૨) કરે તારી સેવા. જયદેવ જયદેવ. ૧
કૂળ દિપક તું રાય, પરાક્રમી પૂરો (૨),
આર્ય ભૂમિનો ભાનુ (૨) મહા બળીઓ શૂરો. જયદેવ જયદેવ. ૨
શીર છત્ર મહારાજ, સર્વોત્તમ સ્વામી (૨),
પ્રેમ ભાવથી પૂજી (૨) નમીએ શીર નામી. જયદેવ જયદેવ. ૩
નર ભૂષણછો આપ, છત્રપતિ મહારાજ (૨),
નૃપમંડળ શીરપેજ (૨) કરો પ્રતાપિ કાજ. જયદેવ જયદેવ. ૪
મુકતાફળ માળા, મણી મુગટ ઓપે (૨),
અલંકાર ઉત્તમ (૨) સદગુણથી શોભે. જયદેવ જયદેવ. ૫
પ્રજા પ્રિય પિતા, છો અતિ દયાળુ (૨),
પરોપકારી પૂરા (૨) વચન સત્ય પાળુ. જયદેવ જયદેવ. ૬
ન્યાયી નાથ કૃપાળ, ધર્મ ધુરિન્ધર રાય (૨),
ઇચ્છિત યશ આપે તુંને (૨) કરે પ્રભુ પૂરી સાહિ. જયદેવ જયદેવ. ૭

એ કાર્ય પૂરૂં થવાપછી મહારાજ જયસિંપૂરનું ખાતમુહૂર્ત કરવા ઉઠ્યા. મહારાજ આગળ અને તેની પાછળ સકળ સભા હિંડી. પાયાનો પહેલો પહાણો મિસ્ત્રીએ મૂક્યો તેને મહારાજે પોતાનો હાથ લગાડ્યો ને ચણવાનું સુવર્ણ ઓજાર હાજર રાખ્યું હતું તે વતે એક થર ચણ્યો. એ વેળા જેજેકાર થયો અને હર્ષના વાદિત્ર વાજ્યાં. પછી સભા વિસરજન થઇ. તે દિવસે માંડળીક રાજા રાણા અને રાજકુંવરોએ સિદ્ધરાજ જોડે ભોજન કર્યું, ને સમારંભ પૂર્ણ થયો.

---

# प्रकरण ९ मुं.

## विजयी महाराजानुं पाछा फरवुं. रुद्र महालय. विजय यात्रा.

જયોત્સવ પૂરો થયા પછી જયસિંહપૂર બાંધવાનું અને વસાવવાનું કામ કારભારીને

સોંપી વીજયી મહારાજા સ્વદેશ આવવા નીકળ્યા. માળવાની રક્ષાને માટે ખપ જોગું સૈન્ય પાછળ મૂકી બાકીનું પોતાની જોડે લીધું. યુદ્ધમાં મેળવેલું પુષ્કળ દ્રવ્ય, હાથી, ઊંટ, ઘોડા, વાવટા, સોના રૂપાનાં વાસણ વગેરેમાંથી સુભટોને, નાયકોને અને સિપાઈઓને ઇનામ આપતાં રાજાને ભાગે આવેલું બાકી રહ્યું તે જોડે લેઈ સ્વારી ગૂજરાત ભણી ચાલી. યશોવર્માને આગળથી રવાના કર્યો હતો. સિદ્ધરાજના આવી પોંહોચતાં સૂધી તેનો મૂકામ શ્રીસ્થળ ( સિદ્ધપુર ) માં રાખ્યો હતો. ઉજ્જેણથી ગૂર્જરેશ્વર ઉપડ્યા તે વારે યુદ્ધમાં મળેલી લૂટને ઉંટો અને હાથીઓ ઉપર લાધી હતી. એવાં સેંકડો ઉંટ અને હાથી સ્વારોના પહેરામાં ચાલ્યાં જાયછે તેવામાં એક રાત્રે પાંચ ઉંટ ચોરાયાં. બહુ પડએ સ્વારોની હાર છતાં ચોરોનું કેમ ફાવ્યું તેની તપાસ તેઓનો નાયક કરેછે તેવામાં આગળ બીજે મુકામે તંબુ મોકલ્યાં હતાં તેમાંથી તે નાયકનો મોટો તંબુ ચોર ઉપાડી ગયા એવા સમાચાર લેઈ એક સ્વાર આવ્યો. નાયકે વિચાર્યું કે આ વાત મહારાજ જાણશે તો મારા ભોગ મળશે. ભયનો અને શરમનો માર્યો તે તજવીજ કરવા લાગ્યો. જેમના પેરામાંથી ચોરી થઈ તે સ્વારોને દમ ભિડાવ્યો અને કેટલાકને પરેજ કર્યા. આસપાસના ગામોમાં બહુ ખોળ કરી પણ કાંઈ પત્તો લાગ્યો નહિ. તેણે વિચાર્યું કે આ બીના મહારાજથી ગુપ્ત રહેવાની નથી ને તેમને બીજાથી ખબર પડશે તો મને વધારે સજા થશે, માટે મારે ઝટ એ વાત જાહેર કરવી. સિદ્ધરાજ તેનાથી એક મૂકામ પાછળ હતો તેને પત્ર લખી એ વાત જાહેર કરી. એ જાણી સિદ્ધરાજને ક્રોધ ચડ્યો. તે વેળા જોડે એક માળવી સરદાર હતો તે કહે ઉજ્જેણથી ગૂજરાત જવાના માર્ગમાં કેટલાક ગરાસીઆ, ભીલ, અને કોળી લોક વસેછે તેઓ ચોરી કરવામાં ઘણા ચતુર છે. વટેમાર્ગુને લુટવા એજ તેમનો ધંધોછે. રસ્તે જતા વેપારીઓપર તેમનો કર રાજાના કરથી વધારે ભારેછે. સિદ્ધરાજ કહે એમને જડમૂળથી કાઢું તોજ હું ખરો. ઉતાવળે કુચ કરવાનો હુકમ આપ્યો હતો તે ફેરવી તેણે વાટમાં કેટલાક દિવસનો મૂકામ કર્યો, અને આસપાસ વસનારા ચોર ઠાકરડાનો ઘાણ વાળ્યો. તેમના કિલ્લા કોટ તોડી નાંખ્યા, તેમનાં ગામ બાળ્યાં, ઘણાક ચોરોને ઠાર માર્યા, ઘણાકનાં કાંડાં કાપ્યાં, ઘણાક ગામની વસ્તીને બીજે ઠેકાણે વસવાને મોકલી ને જાહેરનામાં કર્યાં કે મુખ્ય અપરાધીને શિક્ષા કરીછે અને બાકીના ગરાસીઆ, ભીલ, અને કોળી અનુચરો ઉપર દયા કરી તેમને ક્ષમાદાન આપવામાં આવેછે. વેર ન રાખતાં જેમની ખુશી હશે તેમને મહારાજા નોકર રાખશે. નોકરીને માટે જમીન કે પગાર મળશે પણ જ્યાં મોકલે ત્યાં જવું પડશે. આ શરત કબુલ કરી ઘણાકે રાજ સેવા સ્વીકારી. વળી માર્ગમાં ઠેકાણે ઠેકાણે સ્વારોનાં થાણાં બેસાડી વટેમાર્ગુ, જાત્રાળુ, વણજારા વગેરે માલ લાવનારા અને લેઈજનારા વેપારીઓને માટે તે રસ્તો નિર્ભય કર્યો. આ હરામખોરોનો નાશ કરવાથી સિદ્ધરાજ ઉપર ઉદ્યમી લોકની પ્રીતિ વધી અને જાત્રાળુ લોકે તેનાં વખાણ દેશદેશ કર્યાં; વણજારા તથા બીજા વેપારીઓ ગૂજરાતમાં ઓછે ખરચે ને કમ ધાસ્તીએ માલ લાવી શકયા તેથી પરદેશી માલ મોંઘા વેચાતા તે સોંઘા થયા. જેઓ પહેલાં તે વાવરી શકતા નહિ

તેઓ લેવાને શક્તિમાન થયા. વળી ગૂજરાતના વેપારી દેશી માલને છુટથી પરદેશ વેચવા લેઈ જવા લાગ્યા તેથી તેઓની ખપત વધી તેણે કરીને ધંધો રોજગાર અને સમૃદ્ધિ વધ્યાં.

આ અગંતનું કર્તવ્ય કરી મહારાજા સ્વદેશ પધાર્યા. અણહિલપત્તન ગયા પહેલાં શ્રીસ્થળમાં પોતાના પિતાએ સ્થાપન કરેલા કર્ણમુક્તેશ્વર મહાદેવનાં દર્શન કર્યા, અને પોતાના માબાપની પ્રતિમા હતી તેને પગે લાગ્યા. ત્યારપછી ત્યાંથી પુર્શોત્તરમાને જોડે લેઈ વિજયી મહારાજાની સ્વારી રાજ્યધાની ભણી ચાલી. નગરથી એક ગાઉ ઉપર મુકામ રાખ્યો હતો ત્યાં પુરીજનો, ધર્માચાર્યો, કારભારીઓ, અને પટરાણી સામા તેડવા આવ્યાં. પ્રત્યેક ધંધાના મહાજને યથાશક્તિ કાંઈ ભેટ આણી હતી તે શ્રી જયસિંહ દેવને મૂકી નમસ્કાર કર્યા. ગાંધીના મહાજને બદામ, દ્રાક્ષ, પસ્તાં, ચારોળી, એલચી, લવેંગ, જાયફળ, જાવંત્રી અને તજના ખુમચા ગાદી આગળ મૂક્યા; ખાંડ સાકરના ખુમચા તે માલના વેપારીઓએ અર્પણ કર્યા; કાછીઆના મહાજને, નારંગી, મીઠાં લીંબુ, સનત્રાન, કેળાંદિકની ભેટ ધરી; શાળવીના મહાજને પટોળાં, પિતાંબર, અતલશાદિક અતિ સુંદર વસ્ત્રો લાવી રાજ્યાસન આગળ મૂક્યાં; શેઠ સાવકાર, અને નાણાવટીઓએ સુનૈયાની કોથળીઓ અર્પણ કરી. એમ ભાત ભાતની ભેટ મૂક્યાપછી જૈન ધર્મના શ્વેતાંબર સાધુઓના મુખ્ય આચાર્ય હેમચંદ્રજીએ આગળ આવી બે હાથે આર્શીર્વાદ દેઈ કહ્યું "હે કામધેનુ! તારા દુધનો છંટકાવ ગૂર્જર દેશ ઉપર કર. હે! સમુદ્ર, તું મોતીનો સ્વસ્તિક (સાથીઓ) પુર. હે! ચંદ્ર, તારા શિતળ તેજવડે ગૂર્જર ભૂમિને અતિ દીપ્તિમાન કર. હે! સ્વર્ગના અષ્ટ ધામને ધારણ કરનારા ગજેંદ્રો, કલ્પતરૂનાં શુભ પત્રોનાં તોરણ ધરો. પૃથ્વી વિજેતા શ્રી જયસિંહ દેવ સિદ્ધરાજ મહારાજાધિરાજ પધારેછે." એમ બોલી પાછળ ઉભેલા શિષ્યના હાથમાં પુસ્તક હતું તે સિંહાસનને છેલ્લે પગથીએ મૂક્યું અને કહ્યું કે આપની કીર્તિ અમર કરવાને અર્થે મારૂં આ નવું રચેલું વ્યાકરણ સમર્પણ કરૂં છું તે સ્વીકારશો, અને નવરાસની વેળાએ એની પરીક્ષા કરશો." મહારાજે નમન કરી કહ્યું આ સમારંભ પૂરો થયા પછી એ કામ લેઈ બેસીશું. પછી પાટણના બ્રાહ્મણ વર્ગના શિષ્ટે આગળ આવી મહારાજાને કપાળે કંકુનો ચાંલ્લો કરી અક્ષત ચોડ્યા, આશીર્વાદ દીધો અને વખાણ કર્યા—

श्लोक. एक धारापतिर्येन द्विधारेणासिनाजितः ।
किंचित्रं यदसौजेतुं शत धारमविक्षमः ।१।

અર્થ—એક ધારાપતિને બે ધારાના ખડ્ગ વડે જીત્યો એમાં કાંઈ અચરત કહેવાય નહિ, કેમકે એ રાજા સો ધારાનો ધણી હોય તો તેને જીતે એવો છે.

ગૂર્જરેશ્વરે તેને પ્રણામ કરી દક્ષિણા આપી. તે પોતાને ઠામે જઈને બેઠો એટલે દરબારનો મુખ્ય ભાટ "જે! જે! મહારાજાધિરાજની જે! શોલંકીપતિ આર્યભાનુની

જો! વિજયી મહારાજા ગૂર્જરેશ્વર શ્રી જયસિંહદેવની જે!'" એમ મોટે સાદે બોલતો આવ્યો. ઘાંટો પાડી શીઘ્ર કવિતા બોલી તેણે દરબાર ગજાવી દીધું. મહારાજે તેને શેલું પાઘડી આપી વિદાય કર્યો એટલે પ્રધાને આગળ આવી નમસ્કાર કરી જાહેર કર્યું કે સ્વારી તૈયાર છે, ને ઉપડવાનો સમય થયોછે. મહારાજા ઉઠી હાથીએ ચઢ્યા, અને સામંતો, નાયકો, શેઠ સાવકારાદિ સર્વે પોતપોતાને વાહને સ્વાર થયા.

સ્વારીને મોખરે ગૂર્જર સ્વારોની બે હાર લાંબી ચાલી. એ બેની વચ્ચે સાતેક ગજનું અંતર હતું ને તેની વચગાળે માળવી વિગ્રહમાં મેળવેલો માલ હતો. હાથી, ઘોડા, ઉંટ, બળદ, અશ્ચર, ગાએ, ભેંશો, તંબુ, ગલીચા, વાવટા, તીર, તરવાર, ભાલા, ચક્ર, ઢાળ, ટોપ, બખતર, આદિક અનેક પ્રકારનો શત્રુનો માલ રણસંગ્રામમાંથી હાથ આવેલો તે પ્રજાને દેખાડવાને આગળ લેઈ જવામાં આવ્યો. તેને અંતે ઘોડા પાયદળ અને અશ્વદળની મધ્યે યશપતાકાને ઠામે યશોવરમાનો હાથી હતો. તેપર ખુલ્લા હોદ્દામાં શોભાયમાન વસ્ત્રો અને રાજ શૃંગાર પહેરાવી તેને બેસાડ્યો હતો. તેની પાછળ બેઠેલો તેનો એક સેવક તેને માથે છત્ર ધરી રહ્યો હતો, અને બીજો ચમ્મર ઢાળતો હતો. એના હાથીની પાછળ સ્વારોની, પછી ગૂજરાતની ભીલ સેના, તેની પછી ઘણાક માંડળિક રાજા રાણા અને તેમની સેના, તેની પાછળ હજુરી સૈન્ય, અને અંતે ગૂર્જર દેશના મહારાજાધિરાજ પંડે. આખી સ્વારીમાં રણસીંગાં, દુંદુભી આદિક વાદિત્રોના નાદ થઈ રહ્યા છે, સુંદર વાવટા ઉડી રહ્યા છે, રૂપાળા સ્વારોના સુંદર ઘોડા નાચતા અને ખોંખારતા ચાલેછે, ધુળ ન ઉડે માટે આખે રસ્તે પાણી છાંટ્યું છે. વિજયથી ફૂલાયલી, સ્વારોનો ભભકો અને ઠાઠ માઠ જોઈ અચરજ પામતી, અને લોક પ્રિય મહારાજના દર્શનથી આનન્દિત થયેલી પ્રજા બેહુ બાજુએ ખીચો ખીચ ઉભી હતી. સિદ્ધરાજનો હાથી આવે એટલે બાળક જુવાન અને ઘરડાં હર્ષભેર "જય! જય! મહારાજનો જય થાઓ," એવી બૂમો પાડે. સેંકડો આદમી ઝાડે ચડી સ્વારી જોતા હતા તેઓ ત્યાંથી જયનાદ કરે તેની ધ્વનિ બીજાં ઝાડોમાં થાય. પ્રજાનો આવો પ્રેમ જોઈ સિદ્ધરાજનો આત્મા અતિ આનન્દ પામ્યો. આખે રસ્તે મોટો મેળો ભરાયો હતો. ઠામ ઠામ દુકાનો મંડાઈ હતી તેમાં ભાત ભાતની મીઠાઈ અને માલ મળતા હતા. એ દિવસની જાણ આગળથી આખા દેશમાં કરી હતી તેથી ઘણાંક ગામ અને નગરોના લોક સ્વારી જોવાને આવ્યા હતા. ગંઠીઆ લોકને એ લાગ સારો મળ્યો; પણ જાપતો સારો હોવાથી ઘણાક પકડાયા ને સજા પામ્યા. વેપારીઓ, અને ખેલ કરનારા મસ કમાયા. મહારાજા નગરની ભાગોળે આવ્યા એટલે નગર શેઠે તેમને સોના રૂપાનાં ફૂલે વધાવ્યા, અને રાજ માર્ગમાં જે જે ઘર આગળ મહારાજનો હાથી આવે કે સુંદર વસ્ત્રાભૂષણો પહેરીને બારીએ, અને ઝરૂખામાં ઉભેલી નારીઓ તેપર ફૂલની વૃષ્ટિ કરે. ઓટલે અને ઓટલાની થડમાં જોવા ઉભેલા લોક નમસ્કાર કરી જે બોલે. માહાલતી માહાલતી સ્વારી રાજ મંદીરે આવીને મહારાજા હાથીએથી ઉતર્યા એટલે મુખ્ય પ્રધાને આરતી ઉતારી. સભા મંડપ તૈયાર હતો ત્યાં સર્વે પોત પોતાની યોગ્યતા પ્રમાણે

બેઠા કે ઉભા રહ્યા. મંત્રિઓએ પાનબીડાં અને ફૂલ ગોટા સર્વને આપી વિદાય કર્યા, અને મહારાજા ભોજન કરવાને રંગમેહેલમાં પધાર્યા.

એ દિવસ થાક ખાઇને તથા કેટલાંક તાકીદનાં કામ આવ્યાં હતાં તે પુરાં કરીને સિદ્ધરાજે હિમાચાર્યના નવા વ્યાકરણની પરીક્ષા કરવાને પંડિતોની સભા બોલાવી. વિદ્વાનોએ તે પુસ્તક મંજુર કર્યું તે પરથી મહારાજાએ તેને હાથી ઉપર મૂકાવી, શ્વેત છત્ર ધરાવી અને ચમ્મર ઢળાવી રાજ્ય ભંડારમાં મોકલ્યું. માત્ર તેમાં એક ખોડ કાઢવામાં આવી હતી તે એ કે તેમાં રાજકુળની સ્તુતિ નહતી. હેમચંદ્રે આ ખામી ઝટ મટાડી મહારાજને સંતોષ્યા.

આ જયના સંભારણાને માટે કાંઈ ધર્મનું કાર્ય કરવાનો અભિલાષ સિદ્ધરાજને થયો. પરંતુ નામના કરવાના લોભથી નવાં દેવાલયો અને પ્રજા ઉપયોગી ઇમારતો કરવા માંડ્યાની પૂર્વે તેના પૂર્વજોએ જે દેવસ્થાનો બંધાવ્યાં હતાં તેઓને સમા કરવાં, ને તેઓના ખરચનો બંદોબસ્ત કરવો એ વધારે યોગ્ય હતું. મૂળરાજની ત્રીપુરુષપ્રસાદ નામે દેરડી હતી તે પ્રથમ સમરાવીને તેને સારૂ તથા બીજાં દેવસ્થાનોને માટે પુષ્કળ ભૂમિદાન કરવાનો મનસુબો કર્યો તે વેળા યશોવર્માએ તેને શીખામણ દીધી કે મારા પૂર્વજોએ માળવાની ભૂમિનો એટલો બધો ભાગ દેવસ્થાનોને આપ્યો કે બાકી રહેલી રાજ્યની ઉપજથી દેશનું રક્ષણ થઈ શક્યું નહિ ને અંતે માળવાની કેવી માઠી વલે થઈ તે આપ દેખોછો માટે જોઇ વિચારીને કરજો. સિદ્ધરાજને આ શીખામણ સાચી લાગવાથી યથાઘટિત નીમનોક કરી. આખી રાજ્યધાનીનાં દેવસ્થાનોનો બંદોબસ્ત કર્યા પછી તે (ત્યાંથી સાત ગાઉપર સરસ્વતિને કાંઠે) શ્રીસ્થળ ગયો, ત્યાં મૂળરાજે ચણાવવા માંડેલું પણ અધુરૂં રહેલું રૂદ્ર મહાકાળનું દેરૂં હતું તે પુરૂં કરવાને કુશળ સલાટ, કડીઆ, અને સુતારોને કામે લગાડ્યા. આ ઇમારત ઉતાવળે તૈયાર થવા વિષે મહારાજની આતુરતા ઘણી હોવાથી તેને માટે પથરા અને લાકડાં આણવાને તથા ચૂનો અને ઇંટ પકવવાને, પ્રધાને હોશીઆર અને અનુભવી માણસોને કામે વળગાડી દીધાં, ને કામ ધમધોકાર ચાલ્યું.

એ દેવાલય એટલું મોટું હતું કે થોડા વખતમાં પૂરૂં થાય નહિ માટે દરબારી મિસ્ત્રીને તથા એક એજ ખાતે નિમેલા મંત્રીને સોંપી મહીપતિ રાજ્યધાનીમાં સિધાવ્યા. માળવેથી પાછા આવ્યાને ઘણા માસ થયા હતા; વચમાં ચોમાસું ગયું હતું ને આખા રાજ્યમાં પાક સારો થયો હતો; જયનો સ્વાદ ચાખેલા ક્ષત્રીઓ પરાક્રમ કરવાને ટમટમી રહ્યા હતાં; ને ધનભંડાર ભરપૂર હતો. દસેરાની સ્વારીને પ્રસંગે ભૂપાળે ઘણાક સેનાપતિઓને હાજર રાખ્યા હતા, અને ઘણાક માંડળિક રાજારાણા સલામ કરવાને અણહિલ્લપત્તનમાં આવ્યા હતા. દસેરાની સ્વારી ઉતર્યા પછી રાજમેહેલમાં મહારાજાધિરાજ સિંહાસને બીરાજેલા છે; રાજારાણા, ઠાકોરો, અને સુભટો બેઠા છે એવામાં વાત નીકળી કે ભરતખંડની વાયવ્યદિશાએ ગાંધાર દેશમાં જબરૂં મુસલમાની રાજ્ય સ્થાપન થયુંછે, અને તેની દૃષ્ટિ ભરતખંડ જીતી લેવા પર છે. પંજાબના ક્ષત્રી રાજાનો

નાશ કરી તે દેશ મુસલમાન સુલતાને પોતાને કબજે કર્યોછે. સિદ્ધરાજ કહે હવે આપણા ક્ષત્રી રાજા માંહેમાંહેના ટંટા બંધ પાડી આ મોટા ભયથી ઉગરવાને એકો નહિ કરે તો એક પછી એક સર્વે રાજ્યો નાશ પામશે. યશોવર્મા કહે કોઈ સર્વોપરી ચક્રવર્ત્તિ મહારાજાધિરાજ ન હોય ત્યાં લગી એવું બની શકે નહિ; કોઈ મહાન સાર્વભૌમ મહારાજની આ વેળા ઘણી જરૂર છે. સિદ્ધરાજને એ વાત ખરી લાગી, અને તે પદવી પામવાનો ઉપાય કરવાની ધારણા તેના મનમાં ઉઠી. ત્યાર પછી કેટલીક બીજી વાતો ચાલ્યા કેડે સભા વિસરજન થઈ. આ મહાન વિષયપર સિદ્ધરાજે ઘણાક માસ સૂધી વિચાર કર્યા પછી તે વાત પ્રધાનોને કહી. મુખ્ય સુભટો અને મંત્રીઓ જોડે ખૂબ મનસુબો કરી વિજયયાત્રા કરવાની તૈયારી કરવાની આજ્ઞા આપી.

ચતુરંગી સેના સજ થવા આવીછે, અને કેઈ દિશામાં પ્રથમ જવું તેનો વિચાર મહારાજા કરેછે તેવામાં એક દિવસે રાજ સભામાં એક ભાટે આવી આશીર્વાદ દેઈ કહ્યું જય, જય, મહારાજનો જય થાઓ. શ્રીમંત પ્રતાપિ સિદ્ધરાજ મહારાજાની કીર્તિ આખી આર્યભૂમિમાં ગવાઈ રહીછે. જેનાં પરાક્રમ બધા ભરતખંડમાં વખણાય છે અને જેની નામના નવખંડ પૃથ્વીપર થઈ છે તેની સભામાં આવી હું ઉભોછું. હે ! યશસ્વી રાજન, હું તારો વૈભવ જોઉંછું, પણ—" સિદ્ધરાજ કહે, "કેમ બારોટ અટક્યા, બોલો, સાચું બોલનાર પર હું કોપ કરતો નથી." એ વચન સાંભળી ભાટ નિર્ભય થઈ બોલ્યો, "મેં સેંકડો નાનાં મોટાં રાજદરબાર અને રાજનગર જોયાં તે સર્વમાં અનહિલ્લપત્તન અને ગૂર્જર દરબાર સરસ છે, તથાપિ મદનવર્મના પાટનગરની શોભા અને તેના દરબારનો વૈભવ એનાથીએ ચઢે. તે પૃથ્વી ઉપર અતુલ્ય છે. " એ સાંભળી સિદ્ધરાજે ભાટને પાસે બોલાવી આસન આપી પુછ્યું કે મદનવર્મ કિયાનગરમાં રાજ્ય કરેછે? ભાટ બોલ્યો—"પૂર્વ દિશામાં મહોબક નામે પત્તન છે તે બહુ સારૂં છે,ને તેમાં મદનવર્મ નામે પૃથ્વીપાળ છે. તે પ્રાજ્ઞ (બહુ જાણ), ત્યાગી (દાનશીલ), ભોગી, ધર્મી, નયી (નીતિમાન) છે; પૂર્વે નળ, પૂરૂરવા, અને વત્સરાજ રાજા થયા તેવોજ પોતે છે. એ રાજાને અને એ પુરને જે જુવેછે તે તેનું વર્ણન કરતાં થાકેછે. મૂગો જેમ ગોળનો સ્વાદ કહી શકે નહિ તેમ મહા પંડિતો તેનું વર્ણન કરી શકે નહિ. ભાટ બહુબોલા હોય છે માટે અમારા બોલવા ઉપર લોક વિશ્વાશ રાખતા નથી; પણ રાજા હું તો સાચું કહુંછું; હું કહુંછું તેમાં લવલેશ ફેર નથી; જો ન માનો તો તમારો ડાહ્યો મંત્રી હોય તેને જોવા મોકલો." એવી ભાટની વાણી સુણીને સિદ્ધરાજે એક મંત્રીને કેટલાંક માણસો આપીને તે ભાટની સાથે મોકલ્યો. મંત્રીએ પાછા આવી જેવું દીઠું હતું તેવું મહારાજને કહ્યું. તે બોલ્યો કે, "હે રાજન! અમે વસંત માસોત્સવ દીઠો. ત્યાં વસંતરાગ અને આંદોલકરાગ (હિંદોળારાગ) ઠામ ઠામ ગવાતા હતા. દિવ્ય શૃંગાર ધરીને નગરમાં નારીઓ ફરતી હતી. જાણે કામદેવજ આપો આપ હોયની એવા રૂપાળા જવાન ફરતા દીઠા. સર્વ માર્ગોમાં યક્ષકર્દમના છંટકાવ કરેલા દીઠા. (કપૂર, અગર, કસ્તૂરી, અને કંકોળ એ ચાર વસ્તુઓને ભેગી કરે તેને યક્ષકર્દમ

કહેછે.) એવા છાંટેલા માર્ગમાં હિંડતાં ઠંડક અને સુગંધથી સુખ ઉપજેછે. દહેરે દહેરે મહાપૂજા ચાલેછે. ઘરે ઘરે બહુ ઉત્તમ પ્રકારની રસોઈ થાયછે. લોક સંસ્કૃત વાણીમાં સામ સામી વાતો કરેછે. મોટા માણસો પુરમાં ભમતા સામા મળે તેને પાન બીડાં આપેછે. ધૂલીપર્વ એટલે ધૂલેટી કપૂરે થાયછે. હાટમાં વેચનારા વાણિયા રાત્રિયે પોતાનાં હાટ અડકાવતા નથી, ઉઘાડાં મૂકેછે. સવારે જુવો તો તેવાંને તેવાં હાટ દેખેછે. એવી તો નગર રક્ષકોની જાગૃતિ છે; એવો તેમનો ધાક છે. એ ઉપરથી એ લોકના તમામ આચાર સારા છે એવું ઉઘાડું છે. રાજા જેવાજ નગરના લોક જણાય છે. તેઓ મહાધનવંત છે. રાજા કેવો છે તે મેં દીઠો નથી, પણ સાંભળ્યું છે કે તે નારીકુંજર છે. સ્ત્રીઓમાં બેશીને અનેક વિદ્યાવિનોદ હસિત લલિતાદિક કરેછે. તે પ્રત્યક્ષ ઈંદ્ર છે."

એ સાંભળી સિદ્ધરાજ બોલ્યો કે, હે મંત્રી! તમે વર્ણવ્યું તે મેં નોંધી લીધું. એમાંથી થોડા પ્રશ્ન પુછું તેના ઉત્તર આપો. દિવ્ય શૃંગાર ધરીને ફરતી નારીઓ તમે દીઠી તેઓ માણસ જણેછે કે ગધેડા?" મંત્રી આશ્ચર્ય પામી કહે "મહારાજ મારાથી યથાર્થ ઉત્તર ન દેવાય તો ક્ષમા કરજો. ગધેડા જણતી સ્ત્રીઓ મેં અદ્યાપિ જોઈ નથી ને સાંભળી નથી. મહોબકપુરના કુંભારોને ઘેર ગધેડાં તો મસ છે પરંતુ તેઓ ગધેડીઓને પેટે અવતરેલા હશે; તેમની જનેતા નારી નહિ હોય." સિદ્ધરાજ કહે તો મારો સવાલ તમે સમજ્યા નહિ. મહોબક દેશનાં બઈરાંના પુત્રો શૂરવીર છે કે કાયર છે? પુરૂષ છે કે હીજડા છે? મર્દ છે કે બાયલા છે? મહોબક પુરમાં કામદેવ જેવા રૂપાળા જવાન તમે જોયા તેઓ ત્યાંની નારીઓના પુત્રો છે? એ કામદેવો પોતાના દેશનું રક્ષણ કરવાને રણક્ષેત્રમાં ઠરી યુદ્ધ કરી શકે નહિ એવા કાયર હોય, એવા હીજડા હોય, એવા બાયલા હોય તો તેઓને ગધેડા જાણવા." મંત્રી નમન કરી કહે "સત્ય કહોછો મહારાજ. એ લોક આકારે માણસ છે પણ ગુણે કેવા છે તે પરીક્ષા વિના જણાય નહિ." સિદ્ધરાજ કહે ઠીક આપણે તેમની પરીક્ષા કરીશું. બીજું પુછવાનું એ છે કે મહોબકપુરનો રાજા સિંહ છે કે બકરી છે? મંત્રી કહે મેં તેને દીઠો નથી. તે રૂપે તો માણસજ હશે, પણ પંડિતોમાં અને સામદોમાં બેશી વિદ્યાવિનોદ ન કરતાં બાયડીઓમાં બેશીને કરેછે તે પરથી અનુમાન થઈ શકે કે બાયલો હશે કેમકે 'સોબતે અસર,' 'સંગ તેવો રંગ' હોયજ." સિદ્ધરાજ કહે તેની પરીક્ષા લેવા આપણે જવું જોઈએ.

સિદ્ધરાજે તે ભાટને પરોણો રાખ્યો. જે દેશ ભાટે જોયા હતા તેઓનું વર્ણન તે રાજા આગળ કરે. વિજયયાત્રા કરવાનો ઠરાવ કર્યા પછી ભરતખંડની ભૂગોળવિદ્યાનો અને દેશ દેશોના નકશાનો અભ્યાસ રાજાએ ફરીને કર્યો. ચાર લોકને એટલે ગુપ્ત બાતમી લાવનારા માણસોને મોકલી અનેક દેશોના સમાચાર મંગાવ્યા. ગાડાં, તંબુ, અન્ન, વસ્ત્ર, હથીઆર, ઊંટ, હાથી, ઘોડી, આદિક સ્વારીમાં જેનો ખપ પડે તે એકઠાં કર્યાં. મોટી ફોજ અને તેને જોઈએ એટલાં સાહિત્યોનો જમાવ માળવામાં જયસિંહપુર આગળ કરવાની આજ્ઞા આપી, અને ત્યાંથી મોહોબકપુર જવાની વાટે ઘણેક ઠેકાણે અન્નભંડાર,

આળવાનાં લાકડાં તથા ઘોડા બળદ વગેરેને માટે ઘાસ ભરાવી ઉતારા તૈયાર કરાવ્યા, અને રસ્તા સમરાવ્યા.

એમ બે વરસ લગી તૈયારી કરાવી ઘણાક આધીન રાજા રાણાને જોડે લેઈ મહારાજ માળવે પધાર્યા. માળવાના માંડળિક રાજા પોત પોતાની ફોજ સહિત ત્યાં તેને આવી મળ્યા. જયસિંહપુરનો ઘણોક ભાગ બંધાઈ રહ્યો હતો, અને ધંધો રોજગાર સારો ચાલવાથી વસ્તી દિનપર દિન વધતી જતી હતી. કેટલાક દિવસ ત્યાં મુકામ રાખી મોહોબકપત્તન ઉપર સ્વારીની યોજના કરી. બધી ફોજ ભેગી થયા કેડે તેને વિશાળ મેદાનમાં ઉભી રાખી મહારાજે અવલોકન કરી, અને કુચ કરવાનો હુકમ આપ્યો. મોહોબક દેશમાં ગૂર્જર સૈન્ય પેઠું એટલે ગામડાંના લોક ત્રાસ પામી રડવા લાગ્યા, અને ઘણાક રાજ્યધાની ભણી નાઠા. સિદ્ધરાજે ગામે ગામ પડો વજડાવી લોકને ધીરજ દીધી. લુટ અને બીજો હરકોઈ પ્રકારનો જુલમ કરવાની તેણે મના કરી હતી અને ઘાસ, દાણો, દૂધ, ઘી આદિક હરકોઈ વસ્તુ મફત કે ઓછે મૂલે ન લેતાં બજાર ભાવે નાણાં આપી વેચાતી લેવાનો હુકમ કર્યો, અને તે હુકમ અમલમાં આવે એવી તજવીજ રાખવાને નાયકોને તાકીદ આપી હતી. ગૂર્જર ફોજની સલુકાઈ જોઈ રૈયતની નાસાનાસ બંધ પડી. પણ જેઓ ત્યાર પહેલાં ભયભિત થઈ નાઠા હતા તેઓના મોહોબકપત્તનમાં જવાથી ત્યાં ભારે ગભરાટ થયો. લોક પોતપોતાનું ધન સંતાડવા લાગ્યા. કોઇએ દાટ્યું અને કોઇએ કુવામાં નાખ્યું. નગરની થડમાં મહોબકપતિનું સૈન્ય હતું પણ તેના ઉપર લોકને ભરોસો ન હતો. તે માત્ર શોભાનું હતું. પ્રધાનો હાથમાં કાછડી ઝાલી દોડાદોડ કરવા લાગ્યા. ગૂર્જર સેના મોટી રેલની પેઠે સડસડાટ ચાલી આવી. પાટ નગરથી આઠ ગાઉ ઉપર સિદ્ધરાજે મુકામ કર્યો, અને ત્યાંથી મોહોબકપતિને શરણે આવવાને કહાવ્યું. ધારા નગરનો જુવાન રાજા હરોળનો સેનાપતિ તે સંદેસો લેઈ નગર ભણી ચાલ્યો. તેના સવારોને આવતા જોઈ આખું મોહોબકપત્તન ચળવિચળ થયું.ચૌટાનાં હાટ બંધ થયાં, અને લોક બારણાં વાસી ઘરમાં ભરાઈ ગયા. કમાસા નામે વાણીઓ મુખ્ય પ્રધાન હતો તે ગૂર્જર રાજદૂતને સામો તેડવા ગયો. યથાયોગ્ય આદરમાન દેઈ દરબારી ઉતારામાં મુકામ કરાવી તેની પરોણા ચાકરી કરી. પછી એ સમાચાર કહેવાને અને આજ્ઞા લેવાને, રાજકુંવરને તથા બીજા મંત્રીઓને જોડે લેઈ,તે પોતાના સ્વામી રાજા મદનવર્મ પાસે ગયો.રાજા દિવ્ય ઉદ્યાન કહેતાં અતિ સુંદર બાગમાં મોજ કરતો હતો.ઉદ્યાનની પાછળ મોટો કોટ હતો તેની મધ્યે રાજાનું ભવન એટલે મકાન હતું.એ મોટી ભવ્ય હવેલી હતી અને તેની આસપાસ પુષ્કળ બંગલા હતા. કોટની બાહાર લાખ યોદ્ધા હતા. દરવાજા આગળ આવ્યા ત્યારે મુખ્ય દ્વારપાળ રાજાને ખબર કરવાને અંદર ગયો. મદનવર્મે ક્રોધ કરી કહ્યું આ વેળા પ્રધાન શા વાસ્તે આવ્યો? મારા આનન્દ વિલાસમાં હરકત કરવાને તે શા વાસ્તે આવ્યો છે? આજે મળવાનો દિવસ નથી. વગેરે બોલી કેટલીક ગાળો ભાંડી કહાવ્યું કે હાલ મહારાજ નહિ મળે, એક મહિના પછી આવજો. પ્રધાને ફરીને અરજ કરાવી કે રાજ્યપર મોટી આપત્તિ આવી છે, માટે હાલ તુરત મળવાની

જરૂર છે. કોઈ પરદેશી રાજા મોટી સેના સહિત ચઢી આવ્યોછે તેનું શું કરવું તે પુછવું છે. દ્વારપાળે તે પ્રમાણે કહ્યું ત્યારે મદનવર્મે પ્રધાનને અને તેના સાથીઓને અંદર લાવવાની આજ્ઞા કરી. એ દરવાજો મૂકી આગળ ચાલ્યા એટલે રૂપાએ બાંધેલી શોભાયમાન વાવ આવી. તેની આસપાસ ફૂલબાગ હતો તેનો સુવાસ પ્રસરી રહ્યો હતો; અનેક પ્રકારનાં સુંદર ફૂલ ખીલી રહ્યાં હતાં અને અનેક રંગના છોડથી વાડી દીપી રહી હતી. ત્યાંથી આગળ હિંડ્યા એટલે બહુજ શોભાયમાન મહાલય કહેતાં મેહેલ આવ્યો. તેમાં પેસવાનાં કંચનનાં તોરણવાળાં સાત બાર હતાં. અંદર આરસની પગ લપસી જાય એવી લીસી ભાંય ચળકતી હતી, અને ભીંતો પણ તેવીજ હતી. સોનાનો હિંડોળો હીરે જડેલી સાંકળે લટકતો હતો. તે મૂકીને આગળ ચાલ્યા એટલે દર્પણગૃહ નામે વિશાળ ઓરડો આવ્યો. તેમાં છાતે, ભાંયે, અને ભીંતે આરસીઓ જડેલી હતી. બેસવાના પાટ, સુવાના પલંગ, અને દીવા મૂકવાની દીવીઓ આદિક સઘળો સામાન કાચનો હતો. તેમાં ઉપર મેડીએ ચડવાની સીડી હતી તેને પણ બધી બાજુએ દર્પણ જડેલાં હતાં. ત્યાં થઈ ઉપર ગયા. એ ઓરડો ઘણોજ મોટો હતો. તેને મધ્ય ભાગે અમૂલ્ય રત્ન જડિત પાટે રાજા મદનવર્મ બેઠો હતો. એની આસપાસ પુષ્કળ રૂપાળી સ્ત્રીઓ હતી. કોઈ સ્ફટિકના ને કોઈ સુવર્ણના આસને બેઠેલી હતી ને કોઈ ઉભી હતી. ત્યાં પુરૂષમાં માત્ર રાજા હતો. તેની એ સ્ત્રીઓ નાના પ્રકારના દેશોની ભાષામાં વિચક્ષણ, ચંદ્રમુખી, તારૂણ્ય, લાવણ્ય, નાજુકાઈ આદિ ગુણોથી ભરપૂર, મધુરભાષી, સુંદર વસ્ત્રાલંકારથી શોભાયમાન, કોઈ ગોરી, કોઈ સામળી, કોઈ ઘઉંવર્ણી, અને ગાયન તથા નૃત કળામાં સર્વે કુશળ હતી. તેઓ તંબુરા, સારંગી, વેણુ, વીણા, મૃદંગાદિક વાદિત્રો વજાડતી હતી, અને સુંદર મીઠા સ્વરે ગાતી હતી. મેહેલને ફરતો ઝરૂખો હતો તેમાં સોના રૂપાનાં મણીજડિત પાંજરાંમાં અનેક જાતનાં સુંદર પક્ષી હતાં. ઝરૂખાની ચોમેર અતિ સુંદર વિશાળ બાગ હતો તેમાં ઠામ ઠામ ફૂવારાની ધારા ઊંચે ઉડતી હતી; નાનાં મોટાં તળાવ હતાં તેઓમાં હંસ, સારસ, બતકાદિક જળ પંખિઓ જળક્રીડા કરતાં હતાં; દૂર વનમાં હરણ, સાબરાદિ પશુ રમતાં હતાં. એવી અનેક પ્રકારની શોભા ત્યાં હતી. સાક્ષાત્ કામદેવ જેવો, જવાન વયમાં આવેલો, હીરા મોતીના આભૂષણ ધારણ કરેલાં, સર્વાંગ લક્ષણ સંપૂર્ણ, મધુર સ્વરે બોલનારો, કમળનાં જેવાં નેત્રવાળો, ઊંચી નાસિકાવાળો, પુષ્ટ શરીરવાળો, માથે સુંદર કેશ શોભી રહ્યા છે, ને આખા અંગમાંથી અતરનો સુવાસ બેહેકી રહ્યોછે એવા મદનવર્મ રાજાએ ધારા નગરના તરૂણ રાજાને આસન આપી પ્રધાનોને ક્રોધ કરી પૂછ્યું કે તમે કેમ આવ્યા? તમને રાજકાજ ચલાવવાનો અધિકાર આપ્યાં છતાં મારા વિષય ભોગમાં, મારા આનન્દમાં આજે ભંગાણ શા માટે પાડ્યું? એવી શી આફત આવી પડી છે? અને તમે તેનું નિવારણ કેમ કરી શકતા નથી? તમને અખૂટ ધન ભંડાર અને મોટું સૈન્ય સોંપેલાં છતાં મને શ્રમ શા વાસ્તે આપો-છો? તમે તમારા કામને યોગ્ય જણાતા નથી." મુખ્ય પ્રધાન નમન કરીને બોલ્યો— ક્ષમા કરો મહારાજ. સહજ સંકટ હોયછે ત્યારે હમે આપને તસદી આપતા નથી; પણ

ગૂજરાતનો મોટો સિદ્ધરાજ જયસિંહ મહા બળવાન સેના સહિત આવ્યો છે તેમની વિજ્ઞી લેઈ ધારાનગરના આ રાજકુંમાર આવ્યા છે. એમની માગણી સાંભળી આપ આજ્ઞા કરો તેવો ઉત્તર મોકલીએ. મદનવર્મ તપી જઈ બોલ્યો—એ ઉન્મત્ત રાજા શું માગેછે ? તે જો આપણી ભૂમિ અને આપણું પુર લેવાની વાંછા ધરતો હોય.તો તમારે લડવું, અને ધનની વાંછા ધરતો હોય તો ધન જોઇએ તેટલું માગી લે એમ કહો. જો ધન માગે તો વરાક કહેતાં કૃપણ જાણવો, પછી જે માગે તે તમારે આપવું. હું ધન આપતો હારૂં એવો નથી. એ રાજા ધન માટે બહુ દુઃખ વેઠેછે. એ કબાડી રાજા છે. અને 'कबाडी राजाऽर्थेन तर्पणीयः' કબાડી રાજાને ધનથી તૃપ્ત કરવા. પ્રધાને માળવી રાજકુંવર ભણી જોયું. કુંવરે તેના હાથમાં વિજયપત્ર આપી કહ્યું અમારા પ્રતાપિ મહારાજની આજ્ઞા એ છે કે મોહોબક પતિએ એપર મતું કરવું, અને પંડે સામા તેડવા આવી આ નગરમાં આણવા. મદનવર્મે પુછ્યું કે એ પત્રમાં શું લખ્યું છે તે વાંચો. પ્રધાન કહે એમાં લખ્યું છે કે આપે ગૂર્જરરાજ્યના માંડળિક રાજા થઈ વાર્ષિક ખંડણી આપવી અને ગૂર્જરેશ્વરની સેવા તેમની આજ્ઞા પ્રમાણે કરવી. એ સાંભળી મદનવર્મ ક્રોધાયમાન થઈ બોલ્યો કે સેનાપતિને આજ્ઞા આપો કે એ મદોન્મત્ત રાજાને જીતી મારી પાસે લાવે ને તે રણમાં પડે તો તેનું માથું કાપી લાવી મારા પગ નીચે મૂકે. એ સાંભળી માળવી રાજકુંવરે ઉઠી પ્રધાનને કહ્યું કે યુદ્ધ કરવાને સજ થાઓ, હમે આવીએ છીએ.

રાજકુંવરે જઇ આપણા મહારાજાને સમાચાર કહ્યા, અને વિનંતિ કરી કે આજ્ઞા દો તો હું એ રાજાને જીતું. રાજાનું, અને તેના સ્ત્રી મંડળનું, તેની ફોજનું, અને તેના પ્રધાનોનું, રાજ મંદીરનું, અને મોહોબકપત્તનનું યથાસ્થિત વર્ણન તેણે ગૂર્જરેશ્વર આગળ કર્યું. નગરના લોક ઉદ્યોગી અને ધનવાન છે, તથાપિ પરાક્રમહીન અને બાયલા છે; લશ્કર મોટું છે પણ શૂરૂં નથી અને કસાયલું નથી; સામદો ફાંકડા અને છાંટમાર છે પરંતુ બહાદૂર નથી, યુદ્ધકળામાં અનુભવી અને ચતુર નથી; વાણીઆ મંત્રી ધન જોડવામાં ને વસુલાત ખાતામાં ખબરદાર છે, ખરચ કરવામાં કસરીઆ છે, પણ ફોજ ઉપર તેમનું લક્ષ નથી, અને યુદ્ધથી બીએછે. પરદેશી હુમલાથી દેશનો બચાવ કરવાની સાવચેતી રાખતા નથી; અને રાજા પંડે સ્ત્રી વિલાસમાં નિમગ્ન થઈ ગયોછે, ને વિષય ભોગમાં બધો કાળ કાઢવાથી તેનું પુરૂષાર્થ ગયું છે. મેં જે જોયું તે પરથી એવું અનુમાન થાયછે." એ રાજાની અવલોકન શક્તિ, ચપળતા અને ઉમંગથી રાજી થઈ જયસિંહદેવે તેને એ પ્રસંગે સેનાપતિ સ્થાપ્યો, અને તેના માળવી સૈન્યની હારે કેટલુંક ગૂર્જર સૈન્ય આપી તેને આગળ મોકલ્યો.

મોહોબકનગરમાં ખળભળાટ, રડારોળ, અને દોડાદોડ થઈ. 'યથા રાજા તથા પ્રજા.' મદનવર્મની પેઠે તેના સુભટો, નાયકો અને સિપાઈ પોતાનાં કર્તવ્ય ભૂલી જઈ કેવળ ખાનપાન, રાગતાન અને મોજ મઝામાં પડ્યા હતા. તેમને યુદ્ધે ચડવાની આજ્ઞા મળવાથી ગભરાટમાં પડ્યા. દેશના અને નગરના લોક નામર્દ થઈ ગયા હતા.

તેમનાથી ફોજને કાંઈ આશરો કે ઉત્તેજન મળ્યું નહિ. એ લશ્કરમાં ક્ષત્રિય ગુણ નહતા પણ તેની સંખ્યા એટલી મોટી હતી કે તેની છાવણીએ ઘણાક ગાઉ જમીન રોકી હતી. છાવણીની બાહાર નીસરી રણમાં આવી તેવારે તેના ચાલવાથી રજ ઉડી તેવડે આકાશ છવાયું, અને સૂર્ય ઝાંખો દીસવા લાગ્યો. તેના સેનાપતિ ધનપાળને માળવી રાજાએ દ્વંદ્વ યુદ્ધ કરવાને મેદાનમાં બોલાવ્યો. ના કહેવાથી લાજ લાગે માટે કહેણ સ્વીકારી તે આગળ આવ્યો. માળવી રાજા ચપળ, કુશળ, પાતળો પણ કઠણ ઘડાયલો, છાતીનો આઘો, તાકીને ભાલો ને તીર મા-નાર, બળવાન અને દાવપેચવાળો હતો; ધનપાળ જાડો ડફળ, મોટા પેટવાળો, ચરબીથી ભરેલો, પોચો, અને બીકણ હતો. તેના અને તેના બખ્તરના ભારથી તેનો ઘોડો વચમાંથી વાંકો વળી ગયો હતો. દોડતો આગળ આવવાથી તેને અને તેના ઘોડાને હાંફ ચડી. માળવી રાજકુંવર પાસે આવ્યો એટલે ધનપાળે કામઠા ઉપર ચડાવી રાખેલું તીર ફેંક્યું પણ તે રાજકુંવરને વાગ્યું નહિ. તેનાં બીજા બાણ ચૂકાવવાને કુંવર તેની પ્રદક્ષણા કરતો તીર મારવા લાગ્યો. કેટલાંક સર ધ-નપાળના કવચને અથડાઈ બાજે પડ્યાં પછી એક તેના કાનમાં આબાદ વાગ્યું. ધનપાળ ધબ લેઈને ઘોડેથી નીચે પડ્યો ને ઘોડો નાઠો. ગૂર્જર સેનામાં જેજેકાર થયો; મોહોબક લશ્કરમાંના ઘણાક માણસો માત્ર એથી ભય પામી નાઠા. એજ ક્ષણે માળવી રાજાએ હલ્લાં કરવાની સ્વારોને આજ્ઞા કરી. મોહોબક ફોજે તીર ફેંક્યાં તે ધસી આવતા સ્વારોમાંના કેટલાકને વાગ્યાં ને કેટલાકના ઘોડા ઘવાણા પણ તેની દરકાર ન કરતાં બાકીના જોરભેર શત્રુ ઉપર તુટી પડ્યા. મોહોબક સેનામાં ભંગાણ પડ્યું. ગૂર્જરફોજ તેની પુઠે ધાઇ. પણ નગરના દરવાજા વાસ્યા હતા તેથી અંદર પેસાયું નહિ. ઘેરો ઘાલવાની જરૂર પડી નહિ કેમકે મુખ્ય પ્રધાન દીપચંદે અરજ કરીકે મદનવર્મ શરણે આવી સિદ્ધરાજ મહારાજની ક્ષમા માગ-વા ઇચ્છે છે. ગૂર્જર સેનાપતિએ લડાઈ બંધ પાડવાનો હુકમ કર્યો. થોડીવારે મદનવર્મ પાલખીમાં બેસી બાહાર આવ્યો. તેને જોડે લેઈ તે સિદ્ધરાજને ડેરે ગયો. ગૂર્જર ફોજને માટે સિધાં સામન મોહોબકપુરમાંથી આવ્યાં.

કાચે સૂતરે હાથ બાંધી દાંતમાં તરણું લેઈ આવવાનો હુકમ નહિ કરતાં સિદ્ધરાજે મદનવર્મને માન આપી પોતાની પાસે બેસાડી ધીરજ આપી. મોહો-બકપતિએ વિનંતી કરી કે માહારાજ મારે મંદીરે પધારી મારા મહેમાન થાઓ. આપણા બેના સંબંધાદિ વિષે આપણા મંત્રી લેખ તેયાર કરશે. સિદ્ધરાજે કહ્યું કે ઠીક છે, પરંતુ હાલ મારે એટલું પૂછવાનું છે કે આપે મને કબાડી શા માટે કહ્યો તેનો ખુલાસો કરો. મદનવર્મે ઉત્તર કર્યો કે મારે મહેલ પધારો, ત્યાં ભો-જન જમો, આરામ કરો પછી નિરાંતમાં એ વિષયનો પૂરો ખુલાસો હું કરીશ. બીજે દિવસે સવારમાં થોડો નાસતો કરી બેહુ રાજા હાથીએ બેસી નગરમાં ગયા. સિ-

જરાજની સેવા કરવાની સર્વ તૈયારી ત્યાં મદનવર્મના પ્રધાને કરી રાખી હતી. ભોજન કર્યા પછી સિદ્ધરાજને મોહોબકપતિ પોતાના વિશાલ બાગમાં તેડી ગયો. તે વિશાળ બાગની સુંદર રચના, ફૂવારા અને તળાવની શોભા, ફૂલવાડીનો સુવાસ, લીલોત્રી ભરેલા દૂર દીસતા ડુંગરાનો રમણિય દેખાવ, વનમાં મૃગનું રમવું, અને વૃક્ષોમાં પક્ષિઓનો કલોલ, પ્રફુલિત થયલા વેલાથી વિંટાયલા એકાંત માંડવા, તેમાંની બેઠકો, અને સુવાના પલંગ વગેરે જોઇને સિદ્ધરાજ સાનન્દાશ્ચર્ય પામ્યો. બાગ દેખાડ્યા પછી મદનવર્મ તેને પોતાના રંગમેહેલમાં લેઈ ગયો. મહેલનો સુંદર ઘાટ, તેની નકસી, વિશાળ ઓરડામાં ગોઠવેલા શોભાયમાન સામાનાદિ બતાવી જ્યાં સ્ત્રીઓ અમૂલ્ય વસ્ત્રાલંકાર પેહેરી ગાયન કરતી હતી ત્યાં ગયા. નારીઓ ઉભી થઈ. પ્રથમ એક એકે ને પછી સર્વે જોડે ગાયું, વાદિત્રો વજાડ્યાં ને નૃત કર્યું. છેલ્લે સિદ્ધરાજે તેમની જોડે વાત કરી. એમની અપસરા જેવી સુંદર કાંતી, એમની નૃતકળામાં અને ગાયન કળામાં પ્રવીણતા, એમના મધુરા સાદ, મીઠી વાણી, વાકચાતુરી, વગેરેથી ગૂર્જરેશ્વર મોહ પામ્યો. એ સુખ ધરાઇને ભોગવ્યા કેડે બેહુ રાજા દરબારમાં આવ્યા. ત્યાં ગૂર્જર મંત્રીએ સિદ્ધરાજના હાથમાં નકશો આપ્યો. મદનવર્મના બાગ, મહેલ, સ્ત્રીઓ આદિકનું વર્ણન માણસને વિસ્મે પમાડે તેવું હતું તો તે જોયાથી ખરેખરો મોહ લાગે એવી અગમચેતીથી ત્યાં ગયા પહેલાં સિદ્ધરાજે પ્રધાનને આજ્ઞા કરી હતી કે તે મોહની ઉતારવાને એ નકશો આપવો. નકશો હાથમાં લેતાંજ તેની મોહની ઉતરી ગઈ અને ભાન આવ્યું.

દરબારમાં બેસી ક્ષમા માગી મદનવર્મા બોલ્યો "હે રાજન હવે કબાડી કહેવાનું કારણ કહુંછું. આ કલિકાળ જાયછે. માણસનું જીવવું અલ્પ છે. રાજ્ય લક્ષ્મી થોડાંનેજ મળેછે; તેમાં જો પુણ્ય હોય તો મોટું સારૂં રાજ્ય મળે. તે મળેલું જો ન ભોગવતાં વિદેશોમાં યુદ્ધ કરવાને તથા લોકને ત્રાસ ઉપજાવવાને ભમવું એનું નામ કબાડીપણું કેમ નહિ? હું કેવાં સુખવિલાસ ભોગવુંછું! કેવા આનન્દમાં રહુંછું! કેવી શાંતિમાં, કેવા ચેનમાં મારો કાળ નિર્ગમન કરૂંછું! રાજની ખટપટથી, રાજ કરવાના શ્રમથી વેગળો રહી પૃથ્વી ઉપર જે સુંદર વસ્તુઓછે તે એકઠી કરી ભોગવુંછું. દેવાંગના જેવી નારીઓ જોડે એશ કરી, રાજલક્ષ્મી ભોગવી જીવતર સફળ કરૂછું. ધન સંપાદન કરવાને આપ કેટલો શ્રમ વેઠોછો, સુખ તજી અમૂલ્ય જીવને જોખમમાં નાખોછો. ધન ભોગવાયું નહિ તો મળવ્યું શા કામનું?

મદનવર્મનું ભાષણ પૂરૂં થતાં સિદ્ધરાજે પોતાના હાથમાંનો નકશો ઉઘાડી કહ્યું, "આ નકશો જુવો. તમને ભૂગોળ વિદ્યા આવડતી હશે." મદનવર્મા કહે હોવે બાળક હતો તેવારે ગુરૂજીએ શીખવી હતી." સિદ્ધરાજ કહે તો અર્વાચીન ઇતિહાસ પણ ભણ્યા હશો. મદનવર્મા કહે, "લુટા લુટ, મારામાર, અને કાપા કાપની વાતો મને ગમી નહિ." સિદ્ધરાજ કહે, "ગમે કે ન ગમે, પણ તે શી-

આમણ દેનાર અને અગમચેતી આપનાર છે, માટે રાજકર્તાને અને પ્રજાને
તેનો અભ્યાસ કરવાની અગત્ય છે. જુવો પંજાબના મહારાજા જયપાળ અને
અનંગપાળની દોલત, તેમનો વૈભવ, તેમના રંગમેહેલની શોભાદિક કેવાં વખા-
ણાતાં ! તે સર્વ ક્યાં ગયાં? તેમનું રાજ્ય શાથી ક્ષય પામ્યું.? તેમની રાણીઓની,
તેમના કુંવરોની,તેમની પ્રજાની કેવી માઠી વલે થઇ તે જાણોછો કે નહિ? એ દેશની
પશ્ચિમે અને વાવ્યે ગાંધાર દેશ છે ત્યાંથી આગળ જતાં ઇરાન, તુરાન, અરબ-
સ્તાનાદિકનાં નામ કાને સાંભળ્યાં છે? ત્યાં શા બનાવ બન્યા તે જાણોછો ? એ
લોકના હુમલાથી કેમ બચવું તેનો વિચાર કદી કર્યોછે !" મદનવર્મ કહે, "એવા
ઉન્મત કબાડી લુટારાને પુષ્કળ ધન આપી સંતોષી પાછા વાળીએ." સિદ્ધરાજ
કહે તેનો પાર કહાં આવેછે ? એકવાર લેઇને બીજીવાર આવે; બીજીવાર આ-
પો કે ત્રીજી વાર આવે. એમ ધન ભંડાર ખાલી થાય, પ્રજા પીડા પામે, રાજ્ય
નિર્બળ થાય, પછી એ મ્લેચ્છ શત્રુ આપણો ટોટો ઝાલી પ્રાણ લે, અને સર્વસ્વ
લેઇ દેશના ધણી થઈ જાય." મદનવર્મ કહે "તો પછી આપણે વઢવું." સિદ્ધરા-
જ કહે "તમારા વઢવાના ઢંગ મેં જોયા. હથીઆર બાંધવાં એ જૂદી વાત છે
ને વઢવું એ જૂદી વાતછે. જેટલા બખ્તર પહેરે ને હથીઆર ઝાલે તેટ-
લા બધા વઢી શકતા નથી. જેઓ કસાયલા હોયછે તેમનાજ પગ રણસંગ્રામમાં
ઠરેછે. હું કીશોર વયમાં હતો તેવારે, રાજ્યની લગામ હાથમાં લીધા પહેલાં દેશા-
ટણ કરવા ગયો. દેશ દેશ ફરતો અને રાજદરબારો જોતો બંગાળે ગયો. ત્યાંના એક
નગરનો રાજા ધર્માસને બેઠો ન્યાય કરેછે, પાસે પ્રધાનછે, પાછળ હરમાનસીંઘ
નામે ફાંકડો ઠાકોર માથે વાંકી પાઘડી પહેરી, હાથમાં ચળકતી બરછી ઝાલી, કેડે
સોનેરી મેણીઆમાં કટાર ખોશી, કમરે મોટી તલવાર લટકાવી, આગળ છાતી
કાઢી ડોળા ઘુરકાવતો ઉભો હતો અને તેને જમણે અને ડાબે હાથે ભીમસીંઘ
અને અરજુનસીંઘ નામે ગરાસીઆ તેવેજ રૂપે ઉભા હતા. નબળો માણસ
તેમને જોઈ ભય પામે. તેમને રાજા બહુ શૂરા માનતો. હું કચેરીમાં ગયો તેવા-
માં કેટલાક પહાડી લુટારાને આણ્યા. તેઓ બીઆમણા દેખાતા હતા. કચેરી
ભડ કરી હતી. એ લુટારાની તપાસ ચાલેછે તેવામાં તેઓ એકાએક બારીએથી
કુદી નાઠા. નીચે પહેરેગીર હતા તેમની તરવારો પડતાં વારને ઝુંટવી લેઇ જે સામો
પકડવા આવે તેને કતલ કરતા દોડી ગયા. રાજાએ તુરત તેની પાછળ ઉભેલા
પેલા શૂરવીર હરમાનસીંઘ, અરજુનસીંઘ, અને ભીમસીંઘને દોડાવ્યા. ચોર પૂર્વમાં
નાઠા ને એ બહાદૂરો પશ્ચિમમાં ધાયા, ને થોડે સુધી જઈ પાછા ફરી પાછલે
બારણે પોતાના ઘરમાં જઈ ભરાઈ બેઠા. બીજે દિવસે રાજાને સલામ કરવા ગયા,
ને ત્યાં પોતાના પરાક્રમ વર્ણવવા લાગ્યા. "અમે ખુબ દોડ્યા ને ચાર ગાઉએ ચો-
રની પાસે આવી પહોંચ્યા. એટલે નદી આવી. છલંગ મારી ચોર નદી કુદી ગયા.
અમે પણ તેમની પાછળ કુદ્યા. એટલે ચોર ઝાડે ચડ્યા. અમે તેમની પાછળ

ગાડ્યા; એટલે ભુસ્કો મારી ચોર નાઠા. અમે પણ ભુસ્કાં માર્યા; પણ એટલામાં તો ચોર કયાંના કયાં નીકળી જઇ અલોપ થઈ ગયા મહારાજ." એ સાંભળી રાજાનો રંગલો કહે 'બડી બડી બાતાં બગલમેં ઈંટાં.' ગામમાં વાત ચાલેછે કે મુવા તમે તો પાછલે બારણે ઘરમાં જઈ સંતાઈ રહ્યા હતા." એ વાત ચાલેછે તેવામાં જોદ્ધાનું જૂઠું ડોળ કરનાર છાંટમારૂ બલદેવસીંઘ નામે ગરાસીઓ એક ઘરડા રજપૂતને પકડાવી લાવ્યો. બળદેવસીંઘની છાતીએ તરવારનો જખમ વાગ્યો હતો તેમાંથી લોહી વેહેતુ હતું. સેનામાં તે નાયક હતો. રાજાએ પુછ્યું બળદેવસીંઘ નાયક આશું થયું, ને આ ડોસાને કેમ ઝાલી લાવ્યાછો. બળદેવસીંઘ કહે મહારાજ આ રજપૂતે મને બજાર વચ્ચે તરવારનો ઝટકો માર્યો, ને બજારના લોકે એને ઝાલી ન લીધો હોત તો એ મારો જીવ લેત." ડોસો કહે મહારાજ મારી વાત સાંભળશો ? રાજા કહે હા બોલ. ડોસાએ પોતાની છાતી ઉઘાડી ઘાના ચાઠાં દેખાડી કહ્યું "આ આપના પ્રતાપિ પિતાની સેવા બજાવતાં સંગ્રામમાં શત્રુએ કરેલા ઘાની નિશાનીછે. ઘરડો થયો ત્યારે મહારાજે એક એતરૂં આપી ઘેર બેસવાની રજા આપી. એ એતર વડે મારો ગુજારો થાય છે. હું નેવું વરસનોછું તોપણ આવા જૂઠાં ડોળ કરનારા ચોરને એકલો પૂરો પડું એવો છું. એની એઘડી મૂછો જુવો! એની સુરમો આંજેલી આંખો જુવો! એના મોગરેલ તેલવાળા વાળ જુવો! ભમ્મરે અડેલી એની વાંકી પાઘડી જુવો! એને પગે તોડો, હાથે કડાં, ગળે ટુંપીઓ (ગળચવો), ને કાને લટકતું મોતી તેનું ભરવાડું છે તે જુવો! કેવો ફકડ ને અકડ દેખાય છે! પાંચે હથીઆર બાંધી છાતી કાઢીને બાયડીઓમાં અને બજારમાં ચાલે છે ત્યારે લોક ડરી જાયછે. પણ એ બધું માત્ર જોવાનું; એ માત્ર ડોળછે. હું કસાયલો સિપાઈ છઉં મહારાજ. આ બાઇલો બજારમાં મદાંધ થઇને રોબથી ચાલતો હતો. મોટો બજાર એટલે ભીડ તો હોય.પણ આ સાહેબ આવે એટલે બધાએ ખસી જઈ એને માર્ગ આપવો જોઇએ એવી એની મરજી હશે તે વાતની મને ખબર નહિ. કોઈ મજુરને લાત મારી, કોઇ વાણીઆને ઠોસો મારી, કોઈ વેપારીને ધક્કો મારી પોતાથી દૂર કરતો આવેછે તે મારા જાણવામાં નહિ. હું ઘરડો તેથી ધીમો ધીમો હિંડ્યો જાઉંછું એટલામાં પાછળથી એણે છકડ મારો મારી પાઘડી ઉડાવી કહે "ચલ બાજુ ઘરડા ઘદ્ધા." પાછો ફરીને જોઉંછું તો આને દીઠો. તત્કાલ મને મારૂં જુવાનીનું શૂર ચડ્યું. મેણીઆમાંથી તરવાર તાણી એક ઝટકો એની છાતીમાં લગાવ્યો. તરત પાછી મ્યાની કરી તોબા કરતો નાઠો. મને લોકે ઠાકોર ખમા, ખમા, કહી શીખામણ દેઈ ટાઢો પાડ્યો. ત્યાર પછી ચબુતરેથી ચોકીવાળાને લાવી મને ઝલાવી એણે અહિં આપની હજુરમાં આણ્યો છે. જેનો વાંક હોય તેને શિક્ષા કરો અન્નદાતા." બલદેવસિંઘ લાજથી નીચું જોવા લાગ્યો. રાજાએ તેને નોકરીથી દૂર કરી બંધીખાને પૂર્યો, ને ડોસાને પુછ્યું કે

તમારૂં નામ શું ઠકોર ? ડોસો કહે, નાથુજી મહારાજ." રાજાએ તેને કહ્યું ત્વ મારો ગુનો નથી; હું તમને ઈનામ આપુંછું. આ મારી કેડ ખોસેલી કટાર તમારી કેડ ખોસો અને તમે વૃદ્ધછો તોપણ મારી દેવડીએ બેસો. તમારે ત્યાં બેઠાં માત્ર ચોકી કરવી; બીજું કામ તમને સોંપવામાં નહિ આવે." નાથુજીએ નમસ્કાર કરી ચાકરી કબુલ કરી.

એમ હે મદનવર્મ, તારી ફાંકડી ફોજ માત્ર જોવાનીછે. જેવો તું વિષયી છે તેવી તે થઈ ગઈ છે. એનો પુરાવો તેં ગઈ કાલે જોયો. ભરતખંડના વાયવ્યખુણા-માં જે મોટો શત્રુ ઉભો થયોછે તેની સામા ટક્કર લેવાને આર્ય રાજ્યો, સંપ કરી એકત્ર થઈ સજ નહિ થાય તો મોડાં વેહેલાં સઘળાં ડુબશે. આર્યભૂમિની લક્ષ્મી લુટાશે, ક્ષત્રીઓ મ્લેચ્છને હાથે રણમાં રગદોળાશે, રાજપુત્રો ધુળ ફાકશે, બધું ખોશે, અને પ્રજા પાયમાલ થશે. લક્ષ્મી ને સ્ત્રી બરોબરછે. જો તેનું રક્ષણ ન થઈ શકે તો તેને બીજો લેઇ જાય. રાજ્ય અને લક્ષ્મી સાચવી શકાય નહિ તો જતાં રહે.તું ને તારી પ્રજા ધન જોડવામાં અને તે ભોગવવામાં કુશળછો પણ તેનું રક્ષણ કરવાની તમારામાં શક્તિ નથી. મારી સ્વારીના જયના સમાચાર જાણી મારા ગયા કેડ બીજો કોઈ બળીઓ રાજા આવશે ને તને નીચોવશે; પછી ત્રીજો આવી તારો કોશ ખાલી કરશે. 'નીચી બોરડીને સહુ ઝુડે.' તું રાજપદને યોગ્ય નથી. રાજનું રક્ષણ તારાથી થતું નથી માટે હું તને પદભ્રષ્ટ કરૂંછું. નિમનુક બાંધી આપુંછું તેમાંથી, જેમ ગાયોના ટોળામાં આખલો મહાલેછે, ભેંશામાં પાડો મઝા કરેછે, વાંદરીઓના ઝુંડમાં બુડીઓ ઘુમેછે તેમ,તું તારા બાગમાં રહી સ્ત્રીઓમાં વિલાસ કરતો તારો કુળ લજાવનાર અપકીર્તિમાન જનમારો પુરો કર. તારા ટિલાયત વી-રવર્મને રાજ્યાસને બેસાડુંછું અને તેને તથા તારી સેનાને યુદ્ધમાં કસવાને મારી સાથે દક્ષિણદેશમાં લેઈ જઈશ. મારી હારે ધારા નગરનો નવો તરૂણ રાજા અને તેનો પીતરાઈ ભાઈ જગદેવ પરમાર પોત પોતાના સૈન્યો સહિતછે તેમની સોબત માં તારો કુમાર યુદ્ધકળા શિખશે અને રાજ્યનું રક્ષણ કરવાને યોગ્ય થશે. તેની ગેરહાજરીમાં મારો અને તારો પ્રધાન મળી મારી આજ્ઞા પ્રમાણે રાજકારભાર ચલાવશે. કેટલુંક ગુર્જર લશ્કર મૂકી જાઉછું ને તે તારૂં અને મોહોબક રાજ્યનું રક્ષણ કરશે."

ઉપલાં વચન સાંભળી પદભ્રષ્ટ રાજા રડ્યો. બાઇડી, છોકરાં, અને નબળા આદમીનું બળ રોવામાંછે. રડીને તેઓ દયા ઉપજાવેછે. મદનવર્મના રૂદનથી સિદ્ધરાજની દ્રઢતા ચળી નહિ. ગુર્જર સ્વારોના પહેરામાં સોંપી તેને તેના રંગ-મોહેલમાં મોકલી દીધો. આ બનાવથી મોહોબકપૂરમાં હાહાકાર થઈ ગયો. અનેક ગપાટા ચાલ્યા તેમાંનો એક એ હતો કે મદનવર્મને કેદી કરી ગુજરાતમાં લેઈ જશે અને રાજ્યને ખાલસા કરી નાખશે. આ ગપથી મોહોબકની ફોજ અને પ્રજા બહુ નારાજી થઈ અને તેમના આગેવાનો બંડ ઉઠાવવાની ગુપચુપ મસ-

ધૂત કરવા લાગ્યા. લોક બાયલા મોજીલા હતા અને લશ્કરમાં દમ નહતો તેથી એમના બળવાનો ડર સિદ્ધરાજને થોડોજ લાગ્યો. તથાપિ થોડા ઘણા જીવની હાની થાય અને કોઈ જખમાઈ પીડા પામે વગેરે નુકશાન અટકાવવાને તુર્ત તેણે નગરમાં પડો વજડાવી વીરવર્મની દુવાઈ ફેરવી. એથી ત્યાંના સૈન્યમાં અને રૈયતમાં શાંતિ થઈ, અને લોક પોત પોતને ધંધે વળગ્યા. કેટલાક દિવસ ત્યાં રહી ગૂર્જરેશ્વરે રાજ્ય વહીવટનો બંદોબસ્ત કર્યો, તથા વીરવર્મને રાજ્યાસને બેસાડવાની અને મંડળીક સ્થાપવાની ક્રિયા મોટી ધામધુમથી કરી. એ ક્રિયાને દિવસે નગરમાં ઉજાણી અને રાત્રે દીપોત્સવ કરવાની આજ્ઞા કરી. એ આજ્ઞા જોઈએ તેવી અમલમાં આવી તેપરથી જણાયું કે જનાનખાનામાં ભરાઈ રહેનાર રાજાને રાજપાટથી દૂર કરવાથી લોક ઝાઝા દલગીર નહતા. રાત્રે રોશની જોવાને આખું શેહેર નીકળી પડ્યું. લોકમાં શી વાતો ચાલેછે તે જાણવાને સિદ્ધરાજ અને જગદેવ પરમાર વેશ બદલીને ફરવા નીકળ્યા. ભાટે વર્ણવ્યું હતું તેથી એ મોહોબક પુરનો બહાર તે વેળા વધારે હતો. ઘેરાથી થતી પીડાની અને લુટની ધાસ્તી જતી રહી હતી; ગૂર્જર સ્વારી આવી ત્યારથી ભયે કરીને લોક ઉદાસ હતા; દેશને ગૂર્જર રાજ્યમાં જોડી દેવાની બીકથી અને ઝટ જીતાઈ જવાની લાજથી લોકનાં મન દુણાતાં હતાં. હવે ભય જવાથી એ મોજીલા નફટ લોકે ઉચાટ તજી આનન્દથી પ્રફૂલિત થઈ તે દિવસે અને રાત્રે ખુબજ ભભકો દર્શાવ્યો.

નગરની શોભા અને સ્ત્રી પુરૂષના સુંદર વસ્ત્રાલંકાર, ચળકતી ગાડીઓ, રંગેલા બળદ અને સોનેરી પાખરવાળા ઘોડા, સુખપાલાદિક રૂપાળાં વાહનો, માળીની, રમકડાંવાળાની, મીઠાઇવાળાની, કંસારાની, સોનીવાણીઆની, દોશીવાણીઆની, તથા બીજા વેપારીઓની શણગારેલી સુંદર દુકાનો, અને લોકનો આનન્દ જોઇ સિદ્ધરાજ ખુશી થયો; પણ સ્વતંત્રતાને માટે જે પુરૂષાર્થ, જે શૂરત્વ અને જે પરાક્રમ જોઇએ તે તેઓમાંથી જતાં રહેલાંછે એ વિચાર મનમાં ઉઠ્યાથી તે ખેદ પામ્યો. પ્રથમ મહારાજ વડે ચૌટે ગયા. રસ્તા, હાટો, અને લોકનાં લુગડાં સુગંધમય હતાં. ભાત ભાતના માલ શોભાયમાન યુક્તિએ ગોઠવ્યા હતા. લોકનાં ટોળે ટોળાં દુકાનો આગળ ઉભાં હતાં; તેમાંના કોઈ પોતાના છોઇઆંને કે બાયડીને બતાવી તેમને જે પસંદ પડે તે ખરીદ કરતા હતા; કોઈ અમસ્તા જોવા ઉભા હતા; બીજા તેમને ખસેડી આગળ આવે. એ સર્વ જોતા જોતા સિદ્ધરાજ ને જગદેવ ચૌટાને નાકે મહાદેવનું દેહેરૂં હતુ ત્યાં આવ્યા. દેહેરાના મંડપમાં કેટલાંક માણુસ બેઠાં હતાં. તેમને એક વૃદ્ધ બ્રાહ્મણ રસિક દ્રષ્ટાન્તો વડે સદાચરણનો બોધ કરતો. તે ઘણો ઘરડો હતો તથાપિ શરીરે મજબુત, અને સ્વભાવે આનન્દી હતો. સિદ્ધરાજ તેનો ઉપદેશ સાંભળવા ઉભો. કોઈ તેને સવાસો વરસનો અને કોઈ દોઢસો વરસનો ધારતા, પણ તેણે પંડે સિદ્ધરાજને કહ્યું કે એ વેળા તેને ૯૭મું વરસ ચાલે છે. તરૂણ જગદેવ પરમારે તેને કેટલાક પ્રશ્ન પુછ્યા ને તેના ઉત્તર તેણે દીધા

તે ભુજંગી છંદમાં નીચે પ્રેમાણે—

પળીમાં પિતાજી પરિપૂર્ણ પેખું, થયાછો ખરા વૃદ્ધ નિઃશ્ચય દેખું।
તથાપિ દિસોછો સુખી આપ ઉરે, કહો કેમ ઉદાસી રાખોજ દૂરે॥ ૧
નિરોગી ભલાં ભાળું બાપા તમોને, કહો મર્મ શો છે જણાવો અમોને।
વદે વૃદ્ધ વાચા સુણો સત્ય વાણી, જવાની જશે શીઘ્ર નક્કી પ્રમાણી॥ ૨
રહ્યો દૂર દેખી દુરાચાર કાળો, થયોછું સુખી આજ તમે જેમ ભાળો।
રહે વીત અંગે કરે ગુણ અંતે, કર્યું મે વિચારી ખરે પૂર્ણ ખંતે॥ ૩
વડા વૃદ્ધ છોજી પુછે બાળ કોડે, મઝા મોજ જાયે જવાનીની જોડે।
પરિશોચ તોએ ન પામો શી રીતે, ગયો કાળ પીડે ન માનોજ પ્રીતે॥ ૪
વદે વૃદ્ધ વાચા સુણો સત્ય વાણી, જવાની ન રે'શે ખરી વાત જાણી।
કર્યા કર્મ સર્વે વિચારી વિશેષે, પરિણામ ખોળ્યાં થશે જે ભવિષે॥ ૫
કર્યા કામ પૂર્વે બહુ મેં ડરીને, ન પામું પરિતાપ પાછો ફરીને।
વડા વૃદ્ધ છોજી પુછે બાળ પ્રીતે, પડ્યા દાંત પૂરા જશોજી ત્વરીતે॥ ૬
હસોછો રમોછો ખરો ખેલ જાણી, વદો વાત મૃત્યુ વિષે પ્રેમ આણી।
કહો કેમ એવું બને મુંજ કાકા, થયા કેઈ પેરે તમે એમ પાકા॥ ૭
વદે વૃદ્ધ સુણો તમે મિત્ર મારા, ધરો ધ્યાન માંહે કહું ગુણ સારા।
વિસાર્યા હરીને નહીં બાત સાચે, કહો કેમ ભાઈજિ પ્રભુજી ન રાચે॥ ૮

જગદેવ કહે—આ સંસારમાં માણસના સુખનો આધાર માત્ર તેની કરણી રહેણી ઉપર નથી. સદાચરણી માણસને પણ બીજાં કારણોથી દુઃખ પડે છે.

" सीदन्ति सतो विलसन्त्यसन्तः ।
पुत्रा म्रियन्ते जनकश्चिरायुः॥
परेषु मैत्री स्वजनेषु वैरम् ।
पश्यन्तु लोकाः कलि कौतुकानि " ॥

જે સજ્જન છે તે દુઃખ પામેછે અને દુર્જન મઝા કરેછે. પુત્ર મરી જાયછે અને તેનો બાપ દીર્ઘાયુષી હોયછે; પારકા જોડે મૈત્રી અને સ્વજન સાથે વૈર કરવું લોકને ગમેછે; એવા વિચિત્ર પ્રકાર આ કલિયુગમાં દ્દષ્ટીએ પડેછે તો માત્ર પોતાના સારાં કર્મથી તથા કુકર્મ ન કરવાથી માણસ સદા સુખી કેમ હોઈ શકે. સંસારમાં સુખ દુઃખ બેહુ છે. એમાંના એકને હમેશ દૂર ના રાખી શકાય.

વૃદ્ધ ઉપદેશકે ઉતર કર્યો કે—

सर्पाः पिबन्ति पवनं नच दुर्बलास्ते ।
शुष्कैः स्तृणैर्वन गजा बलिनो भवन्ति ॥
कन्दैःफलैर्मुनिवराःक्षपयन्तिकालम् ।

सन्तोषएवपुरुषस्यपरंनिधानम् ॥

*સાપ વાયુ ભક્ષણ કરીને રહેછે તોપણ દુર્બલ થતો નથી; અરણ્યમાં હાથી શુષ્ક તૃણપર જીવી બલાઢ્ય થાયછે; મુનીજન કંદમૂળ ને ફળ જમીને સુખમાં દિવસ કાઢેછે; માટે સંતોષ એજ પુરૂષને પરં સુખનું કારણ છે. સદાચાર અને સંતોષથી બધાં દુઃખ જીતાય છે, ને આનન્દમાં રહેવાય છે.

સત્ય કહોછો ગુરૂજી એમ કહી પ્રણામ કરી સિદ્ધરાજ અને જગદેવ ત્યાંથી આગળ ચાલ્યા. બીજા ચકલાપર એક ગારૂડી ખેલ કરતો હતો, ને લોકનું મોટું ટોળું આસમાસ જોવા ઉભું હતુ. બાજીગરે એક કંડીઆમાંથી સાપ કાઢ્યો ને બીજામાંથી નોળીઓ કાઢ્યો, ને તે બેની લઢાઈ કરાવી. નોળીઆએ સાપના કડકા કરી નાખ્યા. ગારૂડીએ તે કકડાપર કંડીયાનું ઢાકણું ઢાંકી, મંત્રભણી "છુ સાપ સંધાઈ જીવતો થાય" એમ ત્રણવાર બોલી ઢાંકણું ઉઘાડ્યું તો જીવતો સાપ બેઠેલો ને પેલા કડકા મળે નહિ. લોક આશ્ચર્ય પામી માહોમાંહે કહેવા લાગ્યા કે એતો નજરબંધી. સિદ્ધરાજને એ ખુલાસો ખરો લાગ્યો નહિ. સાપને કંડીઆમાં ઢાંકી વાદીએ રકાબી ફેરવી, તેમાં લોકે પૈસા નાખ્યા. જગદેવે રૂપા નાણુ નાખ્યું ને સિદ્ધરાજે મોહોર નાખી. વાદી ખુશી થઈ એથી વધારે ચમત્કારી ખેલ કરવા લાગ્યો. મંત્રભણી તે બોલ્યો આવ, આવ, આવ. એટલે ઉંચેથી એક પગ પડ્યો. વળી તેણે તેમજ કર્યું એટલે એક હાથ પડ્યો. એમ મંત્ર ભણતો જાય ને બોલાવતો જાય તેમ બીજો હાથ ને પગ પડ્યા, પછી ધડ ને છેલ્લે માથું પડ્યું. એ બધાં લોહીથી ખરડાયલાં ને તરતનાં કાપેલાં જેવાં હતાં. ઘણાક તમાશગીરોને એ જોઈ ચીત્રી ચડી ને ઘણાકને તે બીચારા કાપી નાખેલા આદમી ઉપર દયા આવી. ગારૂડીએ માથાને તથા હાથ પગને પાણીએ ધોઈ લોહી કાઢી નાખી ધડને જોડ્યાં. એવામાં જોવા ઉભેલા તમાશગીરોમાંનો એક ડોસો, ઓ મારા દીકરારે, એવી પોક મૂકી રડી પડ્યો તથા બેસી જઇ છાતી કુટવા લાગ્યો. લોક તેના આસપાસ ફરી વળી રોવાનું કારણ પૂછવા મંડ્યાં. ડોસાએ બેસી જઈ, ઓ મારા દીકરારે, ઓ મારા દીકરારે, એવી બુમો પાડી બે હાથે છાતી કુટી. તેની આંખોમાંથી પાણીની ધારા વહેવા લાગી. એવામાં પાછળ એક બાયડી રોતીને કુટતી આવી. "હાય હાય દીકરા તારા વના હું કેમ જીવીશરે; તને મુવા વાદીએ કાપી નાખ્યો રે મારા પ્રાણ!" વીલાપ કરતી ને કુટતી ટોળામાં ગુસ્સી ને પેલા મડદાને બાઝવા દોડી. ગારૂડીએ તેને અટકાવી કહ્યું શું છે? કેમ રડે છે બાઇ! બાયડી કહે ખસ રોયા, મારા દીકરાને ફોસલાવી લાલચમાં નાખી, નીશાથી અચેત કરી મારી નાખ્યો ને શું છે પૂછેછે. ડોસો પણ દોડી આવી રડવા લાગ્યો– હાય હાય મારા એકના એક જુવાન દીકરાને મારી નાખ્યોરે બાપ." ગારૂડી કહે. તમે ધીરાં પડો. રડતી બાયડી કહે હુંતો જાઉછું દરબારે રાજાને ફરીઆદ કરવા. પીટ્યા તને અને તારા આદમીને રાજા ગરદન મારશે."લોક હોહો કરવા લાગ્યા.

ઘણાં માણસ ગભરાયાં. કેટલાકને ગારૂડી ઉપર ક્રોધ આવ્યો. હમણા તોફાન થશે એવું જોઈ ગરબડ બંધ પાડવાને તથા લોકને ધીરજ આપવાને બે હાથ ઉંચા કરી વાદી બોલ્યો, ભાઇઓ ધીરાપડો, શાંત થાઓ. અબઘડી આ કાપી નાખેલા આદમીને સાંધી લેઈ જીવતો કરૂંછું. પેલાં બાઇડી ભાયડો કલપાંત કરતાં હતાં તેમને કહે તમારા દીકરાને સાજો તાજો કરી પાઘડી બંધાવી તમારી જોડે તમારે ઘેર હમણા મોકલુંછું તમે રોતાં રોહો. એમ કહી સોયદોરો કાઢી છુટાં પડેલાં અંગોને ધડ જોડે સીવવા લાગ્યો. મંત્ર ભણતો જાય ને સીવતો જાય. લોક ચૂપ થઈ આતુરતાથી ટગમગ જોય છે. પેલાં માબાપ છાનાં રેહેતાં નથી; તેમણે ધાંટા પાડીને રડ્યાં કર્યું. સોય ભોંકે એટલે તેઓ કહે, અરેરે, એને દુખશેરે બાપ! ઓ બેટા! તરવારના ઘા તારાથી કેમ સહેવાયા! સોયના ગોદા તારાથી કેમ ખમાશેરે બાપ! રે નિર્દય ગારૂડી! એને બદલે તેં અમને કેમ નહિ માર્યાં!

હાથ પગ ને માથું સાંધી લીધા પછી મડદાને ઉપાડી વાદીએ અને તેના સાથીએ લાંબા નેતરના કંડીઆમાં મેલ્યું, ને તે પર ઢાંકણું ઢાંકી દીધું. એ જોઈ મરનારના માબાપે ચિયાડ પાડીને પોક મૂકી, ને છાતી કુટી. તમાશગીરોમાં બઇરાં હતાં તેઓમાં પણ કેટલાંક આસું ઢાળતાં હતાં. વાદીએ હાથમાં ચડવો લેઈ તેમાંનું પાણી મંત્ર્યું. ત્યાર પછી તેમાંથી ચાંગળું ભરી મંત્ર ભણી તે બંધ કરેલા કંડીઆપર છાટ્યું. થોડીવાર રહી વળી તેમ કર્યું. એમ સાતવાર મંત્રેલું પાણી છાટ્યું એટલે કંડીઓ હાલ્યો તેથી લોક હરખાયા અને રડતાં માબાપ છાનાં રહ્યાં. ત્યારકેડે ગારૂડીએ પોતાના હાથમાં પહેરેલું કડું કાઢી કંડીઆ ઉપર મૂક્યું ને હાથમાં લાકડી લેઈ મંત્ર ભણી કંડીઆની ત્રણ પ્રદક્ષણા કરીને કડાની ઉપર થોડે છેટે લાકડી ધરી એટલે કડું ઉછળી લાકડીને વળગ્યું ને લોક અચંબો પામ્યા. કડું લેઇ પાછું હાથે પેહેર્યું. પછી લાકડીને કંડીઆ ઉપર ઠોકી વાદી બોલ્યો ઉઠ, બેટા ઉઠ, તારાં માબાપ તને બોલાવેછે, તારી વાટ જોયછે, ઉઠ. એટલા બોલ તે બોલ્યો એટલે કંડીઆનું ઢાંકણ ઉઘડ્યું, ને પેલો જુવાન આળસ મરડી બેઠો થયો. વાદીએ તેનો હાથ ઝાલી ઉભો કરી બાહાર આણ્યો ને માથે નવી પાઘડી વીંટાળી કે તેનાં માબાપ જોડે ચાલતો થયો. ચારેમેરથી લોક ખુશી થઈ વાહવા! સાબાશ! એમ બોલવા લાગ્યા. વાદીના સાથીએ થાળી ફેરવી તેમાં ત્રાંબા નાણાનો અને રૂપા નાણાનો ઢગલો થયો. જગદેવે વાદીને પાસે બોલાવી પોતાની આંગળીએથી સોનાની વિંટી કાઢી તેની આંગળીએ પહેરાવી, અને સિદ્ધરાજે સોનાનું કડું આપી તેને બીજે દિવસે દરબારમાં મળવા આવવાને ફરમાવ્યું.

બીજે દહાડે પ્રાછલે પાહોરે તે ગારૂડી સિદ્ધરાજને મુકામ આવ્યો. પ્રથમ મંત્રીએ તેને પોતાની કને એકાંતમાં બોલાવી કહ્યું– મહારાજની આજ્ઞા એવી છે કે ગઈ કાલે જે તેં કર્યું તેનો ખરો ખુલાસો કર. વાદી કહે એ સર્વ મેં મારા મંત્રના

જોરથી કર્યું. મંત્રી કહે સાચું માન. વાદી કહે એજ સાચું છે, મેં બાબરો ભૂત સાધ્યોછે, હરમાન, કાલ ભૈરવ, ભિસાસુર, અને જોગણીઓને વશ કરી છે. તેઓ હું કહું તે કામ કરેછે. મંત્રી કહે મહારાજા એવા વહેમ માનતા નથી; તું માનીશ તો તને મોટું ઇનામ મળશે. ગારૂડી કહે મારા જન્મારાની રોજીનો જેનાપર આધાર છે તે કદી કહેનાર નથી, મારા ગુરૂનો હુકમ નથી. લાલચથી ન ડગ્યો ત્યારે મંત્રીએ તાપ દેખાડ્યો. સજાની બીકથી કાંઈ વળ્યું નહિ ત્યારે વાઘને પુરવાનું પાંજરૂં હતું તે મંગાવી વાદીને તેમાં ધકેલી ઘલાવી કહ્યું કે જ્યાં સૂધી તું સાચું નહિ કહે ત્યાં સૂધી તને એમાં રાખીશું, ને સ્વારીમાં તને એ હાલતમાં જોડે લઈ જઇશું. પાંજરાને બારણે તાળું વાસી નોકરો તેને ઘસડી જવા લાગ્યા, તેવારે ગારૂડીએ બે હાથ જોડી અરજ કરી કે મને મહારાજની હજુરમાં લેઈ જાઓ, હું તેમને સાચે સાચું કહીશ. પાંજરામાંથી કાઢી પ્રધાન તેને સિદ્ધરાજની પાસે તેડી ગયો. મહારાજાએ તેને માન દેઈ બેસાડી મારેલા સાપને અને આદમીને જીવતા કર્યા તેની તથા કડું ઉછળી લાકડીને વળગ્યું તેની સમજણ પાડવાનું ફરમાવ્યું. વાદીએ હાથ જોડી માથું નમાવી કહ્યું પૃથ્વીરાજ આપને હું બે એકલા બેસીએ, ત્રીજું કોઈ ત્યાં હોય નહિ એમ કરો તો સાચું કહું, નહિ તો આ મસ્તક સ્વામીને ચરણે છે, જોઇએ તો વાઢી નાખો. સિદ્ધરાજે ઠીક એમ કહી ત્યાં બેઠેલા અને ઉભેલા સર્વ માણસોને જતા રેહેવાની આજ્ઞા કરી. તે બધા ગયા પછી ગારૂડી કહે મારા ગુરૂની આજ્ઞા છે કે મારે આખા જન્મારામાં એક શિષ્ય કરવો; તે પ્રમાણે હું આપને મારા શિષ્ય કરીશ. નજર બંધી, મોહેની, વસીકરણ, મૂઠ, ચોટ, જીવતાને મારવાના, મુવેલાને જીવતા કરવા વગેરેના મંત્રો શીખવીશ; પણ સાધના કરવી ઘણી કઠણછે તે આપથી કેમ બની શકશે? બરાબર સાધના થયા વગર મંત્ર ફળે નહિ, ને સાધના કરવામાં ચૂક થાય તો જીવ જાય કે ચીતભ્રમ થઈ જાય. "સિદ્ધરાજ કહે એ બધી વાતો જૂઠી છે, કેટલાક ભોળીઆ પોતે ઠગાય છે, ને ઘણાક લુચ્ચા બીજાને ઠગેછે. યુક્તિ અને પદાર્થોના ગુણોવડે જે જે બનેછે તે સર્વ લોકના જાણવામાં નથી હોતુ તેથી તેમને અચંબો લાગેછે. તેં જે કરામત, જે યુક્તિઓ કરી તે મને સ્પષ્ટ કહે." ગારૂડી બોલ્યો, "મહારાજ નાસ્તિકછો તેથી આપને મંત્ર ન શીખવાય, ને મોડે કરશો પણ ફળશે નહિ." સિદ્ધરાજે કહ્યું કે ટકટક ન કર ને મારી આજ્ઞા ઝટ માન.જો મુવેલાં માણસ અને જનાવર મંત્ર અને સાધનાથી જીવતાં થતાં હોત તો યુદ્ધમાં અને રોગથી અસંખ્ય આદમી મરે છે તેઓને પાછાં જીવતાં કરાવું. બધાં નહિ તો મુખ્ય મુખ્યને, અને વહાલાંને તો જીવાડવાને તારા જેવા ગારૂડીને પુષ્કળ દ્રવ્ય આપી મોટા મોટા મહારાજા પોતાની પાસે રાખે, ને રસ્તામાં ખેલ કરીને ભીખ માગવાની તને ને તારા જેવાને જરૂર શાને પડે. તારા ગુરૂને ગુરૂ હશે, તેને વળી ગુરૂ હશે, ને તેમ ભૂત કાળમાં જતાં પાર ન આવે તો એ બધાએ જીવાડેલા કયા રાજા અને મહા પુરૂષો, વહાલા

દીકરા, અને પ્રીયપ્રેમદા આજ સૂધી જીવેછે તે બતાવ. વાદી કહે મહારાજ યુદ્ધ-
માં, રોગથી, કે મોતે મરેલાને ન જીવાડી શકાય, પણ મંત્રથી મારેલાને જીવાડાય.
મંત્રબળે મારી શકાય અને જીવાડી શકાય." સિદ્ધરાજ કહે બધી જાૂઠી વાત છે,
જાૂઠા વહેમછે. તારા જેવા ચતુર આદમીને હું માન આપુંછું, ઇનામ આપુંછું,
પણ જેઓ એકાંતમાં મને સાચી વાત જણાવતા નથી તેઓને જીવતા જવા દેતો
નથી એ નક્કી માનજે. 'સુનું રૂપું વાળ્યું વળે ને લોહું વળે તાપે, સજાત સમજાવ્યું
વળે ને કજાત વળે લાતે,' એ કહેવત સંભાર. તારે બચવું હોયતો, લાજ રાખવી હોયતો,
માન પામવું હોયતો પડદો ખોલ," એમ ડોળા કાઢી વિકરાળ મુખ કરી મહારાજ બોલ્યા.
ગારૂડી ધ્રુજવા ને કાંપવા લાગ્યો, ને હાથ જોડી પગે લાગી બોલ્યો અન્નદાતા મારનાર
જીવાડનાર સમર્થ ધણીછો, પણ મારા પેટ ઉપર પગ મૂકશો, મારી જન્મારાની રોજી
ખોવડાવશો, પછી મારાં બચ્ચાં ખાશે શું? સિદ્ધરાજ કહે નહિ તું કહીશ તે સર્વ
ગુપ્ત રાખીશ અને તને જીવાઇ આપીશ." વાદી કહે વાહવા મહારાજ ! આપનો
સદા જય થાઓ; આપની સુકીર્તિ અમર રહો. જે સાપને નોળીઆએ માર્યો તે
જીવતો થયો નહતો પણ તેના કકડા એકઠા કરી ઢાંકવામાં હાથ ચાલાકીએ તે-
ઓને સંતાડી દીધા ને તેવો બીજો જીવતો સાપ ઢાકણા તળે મૂકી દીધો. એ
સાપ ઢાંકણાના પડમાં છુપાવી રાખ્યો હતો. થયું મહારાજ હવે મને રજા છે ?
રાજા કહે કેમ હજી તો એ બાબત બાકી છે. થોડીવાર મુગો રહી ગારૂડી બોલ્યો–
કંડીઆ ઉપર મૂકેલું કડું હતું તે ઉપર વાંસની લાકડી ધરી તે લાકડી માંહેથી પોલી
હોઇ તેમાં ચમકલોહ દંડ હતો તેણે કરીને કડું આકર્ષાઇ આવ્યું. હવે તો ક્ષમા કરો
મહારાજ. બાકીનું કહેવાનો મારા ગુરૂનો હુકમ નથી. સિદ્ધરાજ કહે હવે બાકીનું ક-
હ્યા વિના નહિ ચાલે તને આટલું સમજાવ્યો તોએ હજી નકામી હઠ કરેછે. જેટલું
કહયું તેટલાને માટે તો લે આ સોનાનું કડું પહેર, મેં તને બધા લોક વચ્ચે આ-
પ્યું હતું તેની આ જોડછે. એ બીજા હાથનું છે. મદારી રાજી થઇ બે હાથે
સલામ કરી કહે કૃપાનાથ મને બધા વચ્ચે ઇનામ આપજો, હું બાકીનું કહુછું.
ચૌટામાં જ્યાં મેં ખેલ કર્યો ત્યાં થડમાંના ઘરવાળા જોડે ગોઠવણ કરી હતી તેની
અગાસીમાં મારૂં માણસ હતું, ને તેની પાસે લાકડાનાં બનાવેલાં અને તે ઉપર
ચામડાની મીણના લેપ વાળી ખોળ ચઢાવેલી એવાં માણસનાં છુટાં અંગ હતાં
તેને લોહીમાં ખરડી એક પછી એક છાપરે ચઢી ટોળાની વચ્ચે હું ઉભો હતો ત્યાં
તે નાખતો હતો. બકરૂં ત્યાં તેણે તરત વાઢ્યું હતું. પગ, હાથ, ધડ અને માથું એ
બધાને ચામડી જેવો રંગ લગાવ્યો હતો ને માથે વાળ ચોડ્યા હતા એ અંગને
એકઠાં કરી સીવી લાંબા કંડીઆમાં મૂક્યાં: તેના એક પડમાં મારા માણસને
ગુંગળાઇ મરે નહિ એવી રીતે સંતાડ્યો હતો. એ કંડીઆની બનાવટ એવી છે કે
બાહારથી સંતાયલો આદમી દેખાય નહિ, ને માંહેના બીજા ભાગમાં મડદાને મે-
ળ્યું. તેમાં તે પોતાની મેળે આવી શકે. એ કંડીઓ હું આપને દેખાડીશ. માબાપને

વેશ રડતાં બાયડી ભાયડો આવ્યાં તે મારાં માણુસ હતાં. કેટલાક જાદુના ખેલ-માં જોવા ઉભેલા તમાશગીરોમાંથી કોઇને ઇશારત વતી મેળવી લેઇએછીએ કે વખતે પહેલેથી શીખવી રાખીએછીએ તે સામી તકરાર કરે. હું તેને ફૂંક મારૂં એટલે પડી જાય ને મોડે ફીણ આવે; હાથ પગ પછાડે ને તેથી જોનારાને તેનું મોત થ-વાની ધાસ્તી લાગે. ને તેઓ કાલાવાલા કરે ત્યારે મંત્ર વાળી તેને સાજો કરી ઉ-ઠાડું; કોઇને કુંડાળામાં બેસાડી તેનાથી ઉઠી શકાય નહિ, એ ખેલમાં તથા બીજા જાદુના ખેલોમાં ભેદુ, હાથ ચાલાકી, રસાયન ગુણ તથા બીજા શૃષ્ટીના નિયમો પ્રમાણે ચમત્કારો દેખાડી જોનારને ખુશી કરી હું મારૂં ગુજરાન ચલાવુંછું. આપને કહી દીધા તેવા ખુલાસા તેઓ જાણે તો છેતરાય નહિ, અચરજ પામે નહિ ને મને ફૂટી બદામ પણ આપે નહિ. જાદુના ખેલ કરવામાં ઘણી યુક્તિઓ કરવી પડે છે. યુક્તિઓને કપટ ન જાણતાં લોક નજરબંધી, જાદુ, મોહેની વગેરે કહેછે."
સિદ્ધરાજે રાજી થઈ તેને તેના ગામમાં કેટલીક જમીન જીવતાં સૂધી ભોગવવાને આપી તથા પાંચશે દામ રોકડ આપ્યાં.

કેટલાક દિવસ મોહોબક પુરમાં રહી રાજ્યનો બંદોબસ્ત કર્યો. પછી ત્યાંના નવા તરૂણ રાજાને, તેના ઠાકોરોને અને તેની સેનાને જોડે લેઈ સિદ્ધરાજ જય-સિંહદેવ દક્ષિણ દેશ ભણી ચાલ્યો. મોહોબક રાજ્યના રક્ષણને અર્થે ખપ જોગું ગૂર્જર સૈન્ય ત્યાં પાછળ રાખ્યું. મોહોબક ફોજને પ્રથમ માર્ગમાં ચોકી પહેરાનું કામ સોપ્યું. ધાડ પાડનારા કોળી અને ભીલ લોક લશ્કરના સાથે રાખેલાં સાહિ-ત્ય, વેપારીઓ, મજુરો વગેરેને લુટે નહિ તેની તજવીજ રાખવામાં તેમને વઢવું પડતું તેથી તેમને કેટલોક અનુભવ થયો. મહારાષ્ટ્રનો રાજા મોટું દળ લેઇ સામો આવ્યો. ગૂર્જરેશ્વરે તેનો પરાજય કરી તેને નમાવ્યો. દેવગીરીમાં જઈ તેને કરાર કરવાની જરૂર પાડી. એ કરારને રૂએ નાશક સૂધીનો બાગલાંન પ્રાંત મરેઠી રા-જાએ સિદ્ધરાજને આપ્યો ને વાર્ષિક ખંડણી આપી આજ્ઞામાં રહેવાનું કબુલ કર્યું. તેનો એક ખંડીઓ રાજા કોલાપુરમાં રાજ કરતો હતો, તેણે ઉન્મત થઈ બંડ મચાવ્યું હતું. સિદ્ધરાજે મહારાષ્ટ્ર પતિને મદદ કરી તેને જીતી આપ્યો. એથી રાજી થઈ મરેઠી રાજાએ વરાડદેશ ઉપર સ્વારી કરવામાં સિદ્ધરાજને ઘણી સાહે કરી. આગળ વધારે દક્ષિણમાં ઉતરતાં ગૂર્જરપતિને તેના મોસાલની મદદ મળી. તૈલંગ દેશમાં તેનો મામો રાજ્ય કરતો હતો તે મોટી બળવાન સેનાસાથે ભાણે-જને આવી મળવાથી બેહુએ મળી વરંગુળ, કલ્યાણ, મદુરા, અને મલબાર કાંઠાના રાજ્યોને જીત્યાં. એ જય તે રાજ્યોને ખાલસા કરવા જેવો નહતો. ત્યાંના અધિ-પતિઓએ ખંડણી આપી સિદ્ધરાજને ઉપરી માન્યો. એ ખંડણી વરસો વરસ ઉઘરાવવાનું કામ મામાને સોંપી સિદ્ધરાજ કોકણ દેશમાં આવ્યો. ત્યાંનો રાજા બહુ હઠથી લડ્યો પણ અંતે હાર્યો. ગૂર્જરેશ્વરે મુંબાઇ સૂધી ઉત્તર કોકણનો મુલક ગુજરાત જોડે ભેળી દીધો ને છાસ્ટી બેટમાં જબરૂં થાણુ બેસાડ્યું. ત્યાંથી વધારે

ઉત્તરમાં આવતાં ઉદવાડામાં અને આસપાસના ગામોમાં તેણે નવી જાતના લોક જોયા. દમણ, વલસાડ, ગણદેવી, વાંસદા, ધરમપુર, અને માંડવીના રાજા ગૂર્જરેશ્વરને ભેટ મૂકવા આવ્યા તેવારે મોટું દરબાર ભરવામાં આવ્યું અને મહારાજાએ એ માંડળિક રાજા, ઠાકોર, મોટા જાગીરદાર દેસાઈ વગેરેને સરપાવ આપ્યા. તે વેળા દસ્તુર મનીચેર નામે એ નવા લોકના વડાને પણ શાલજોડી, મોતીની માળા, સુંદર ઘોડો, વગેરે આપી તેમની જોડે દોસ્તી કરી. એ દસ્તુર જોડે મહારાજને ઘણીક એકાંત મુલાકત થઇ તેમાં તેણે પારસી લોકને પોતાનો દેશ તજી આ દેશમાં શા વાસ્તે આવવું પડ્યું તેનાં કારણ કહ્યાં. મનીચેરે પારસી રાજ્યનો ઇતિહાસ વર્ણવ્યો તે સિદ્ધરાજને મનોરંજક અને તેનો છેલ્લો ભાગ ખેદકારક લાગ્યો. મુસલમાન ધર્મની ઉત્પત્તિ, તેનું ઉતાવળે પ્રસરવું, ઇરાનના ઘણાખરા લોકનું મુસલમાન થવું, થોડાનું પોતા ઘરબાર, વાડી, વજીફા, સગાં વાહાલાં વગેરે તમામ પાછળ મૂકી બહુબહુ દુઃખ વેઠી અત્રે નાશી આવવું, અહિં આવ્યા પછી ઘણાક વરસ લગી તેમને પડેલી અડચણો અને મુશીબત આદિકનો હેવાલ સાંભળી મહારાજના ઉદાર મનમાં દયા આવી. દસ્તુરજીનો હાથ સાહી જયસિંહદેવે કહ્યું કે આપને પાછા સ્વદેશ જવાની ઇચ્છા હોય તો આપની અંજુમનને મેળવી સર્વનો વિચાર પુછી બહુમતે જવું ઠરે તો મને ખબર કરજો મારાથી બનશે તેટલી મદદ હું આપીશ. દસ્તુરજી કહે પંચાયતને મેળવી એ વાત પુછવાની જરૂર નથી; જેમ હમારા આ દેશમાં વસનારા આર્યભાઇનો ચાલછે કે જેને પેટે દીકરો નથી હોતો તે પોતાના કુટુંબી કે ગોત્રીમાંથી કે દોહીત્રને, ભાણેજને કે બીજા કોઇને દતપુત્ર કરી લેછે તેમ હમારૂં રાજ્ય પાયમાલ થયું, હમારો યઝદેઝર્ડ પાદશાહ પડ્યો, હમારા મોટા મોટા અમીર ઉમરાવ, પહેલવાન, મોબેદો વગેરેનો નાશ થયો ને હમારા પ્યારા દેશની ખરાબી થઇ ત્યારે હમે તે છોડી, હમારા આતશને લેઈ અત્રે આવી વસ્યા ને આનેજ હમારો દેશ કર્યો. અહિના લોક આર્ય છે, હમે પણ આર્યછીએ. એટલે બહું પિતરાઇ તો હતા તે હવે ભાઈ થયા. ઘરભાગી પડ્યું, ત્યારે નવું બાંધી તેમાં વાસ કર્યો તો પછી પાછા ખંડેરમાં રેહેવા શાવાસ્તે જઇએ. ત્યાં હમે સુખે જીવી શકીએ નહિ; ત્યાં હમારો પાક ધર્મ પાળી શકીએ નહિ. અહિંજ આપ મહારાજા ધિરાજની અને આપના માંડળિક રાજાની મહેરબાની હમારા ઉપર જારી રેહે અને ઉદ્યોગમાં હમે બીજા દેશી લોકની જોડે દીલથી સામીલ થઇએ એવી હમારી પૂરી ઇચ્છા છે. હમારા લોક ઉદ્યોગી, પરાક્રમી, અને પરોપકારી છે; હમે એકલપેટા નથી, હમે અતડા નથી. બીન હરકતે આ દેશમાં વસવાની, ઉદ્યમ કરવા દેવાની, જમીન વેચાતી લેવાની, ધન જોડવાની, અને હમારા પૂર્વજોનો પાક દીન પાળવાની રજા આપી આજ સૂધી હમારૂં રક્ષણ કર્યું છે તેવું કર્યા કરો, અને હમે વખાના માર્યા પરદેશી ઉપર દયા કરીછે તેવી જારી રાખો ને કૃપા કરી હમને સ્વદેશી, ને આપની સેવા બજાવનારી પ્રજા ગણો એ

હમારે માગવાનું છે. આમ બોલતાં દસ્તુરનું મુખ દયામણું થયું ને તેની આંખમાં-થી આંસુ વહ્યાં.

સિદ્ધરાજે તેને ધીરજ આપી કહ્યું તમે અને તમારી કોમે હમારા દેશમાં નિર્ભય રહો. તમારા ગામના રાજાથી મારા જાણવામાં આવ્યુંછે કે પારસી લોક રૂડી ચાલના, ભલા, મેહેનતુ, હોશીઆર, તેજીવાળા જાગરૂત છે. ટંટો ફીસાદ ન કરતાં સારી રીતે વર્તેછે. એ જાણી હું રાજી થયોછું. હું તમારૂં રક્ષણ કરીશ અને મારી બીજી રૈયતમાં અને તમારામાં કાંઈ ભેદ ગણીશ નહિ એટલુંજ નહિ,પણ તમારામાંથી જે યોગ્ય જણાશે તેમને મારી સેનામાં અને મારા દરબારમાં નોકરી આપીશ, કારભારીઓમાં દાખલ કરીશ, અને મોટા હોદ્દા અને જાગીરો યોગ્યતા પ્રમાણે આપીશ." બીજે દિવસે સવારે ઉદવાડાના આતશબેરામનાં દર્શણ મહા-રાજે કર્યાં અને સાંજે મુખ્ય પારસી ગૃહસ્થોને દરબારમાં બોલાવી મળ્યા. એ વેળા તેમની સમક્ષ દસ્તુર મનાચેરને પાલખી તથા છડીદાર આપી તેના ખરચને માટે જમીન આપી. પારસીઓ એથી બહુ ખુશી થયા ને કેટલાક ગૂર્જરપતિની સેવા કરવાને તેની જોડે પાટણ ગયા.

ઉદવાડેથી મહારાજની સ્વારી નવસારી આવી. પાછલે પહોર સિદ્ધરાજ ગુપ્ત વેશે નગરમાં ફરવા નીસર્યો. બજાર મૂકી આગળ ગયો એટલે એક આંધળી ડોશી ભુખે ટળવળતી હતી. સવારનું તેને ખાવા મળ્યું નહતું. ત્યાં થઈ એક દયાળું શાવક શેઠ બે ત્રણ લોટનું પોટલું લેઇને જતો હતો. સિદ્ધરાજે તેને કહ્યું, શેઠ આ બાપડી આંધળીને એમાંથી લોટ આપો. વાણીઓ કહે એતો કીડીને દરે ચીપટી ચીપટી મૂકવાનો છે. હું ગામમાં કીડીઓના દર શોધુંછું ને જ્યાં જડે ત્યાં એમાંથી ચીપટી મેલુંછું. સિદ્ધરાજ કહે આ માણસ જાતછે, આંધળીછે, ઘરડી અશક્તછે, એને આપવામાં ઓછી દયા શા માટે ? શાવક કહે એતો બોલે છે, કીડીઓ બાપડી કાંઈ બોલેછે. સિદ્ધરાજ કહે બોલે માટે દયાને પૃાત્ર કેમ નહિં ! કીડીઓ તો ઉદ્યોગ કરી કણ ભેગા કરી પોતાના દરમાં ભરે છે તે કાંઈ માણસ ના ઉપર આધાર રાખતી નથી." પેલા જડસાએ વાત માની નહિ ને ચાલ્યો ગયો. સિદ્ધરાજે તે ડોશીને પાયલી આપી. ડોશીએ પાછી આપી કહ્યું બાપજી તમારૂં ભલુંજ થજો, પરમેશ્વર તમારૂં કલ્યાણ કરજો. બાપજી મારાથી ઉઠાતું નથી હું પગે રહી ગએલીછું ને આંખે આંધળીછું; મને તો લોટ આપો તો આ પાસેના ઝાડ તળે ચુલો કર્યો છે તે પર સેકી ખાઉં. સિદ્ધરાજે બજારમાં જઈ લોટ આણી આપ્યો. ત્યાંથી રાજા ચાલ્યો ચાલ્યો સમુદ્રકાંઠે ગયો. દરીઓ શાંત જોઈ હોડીમાં બેસી તેણે સહેલ કરી. પાછો નગરમાં આવ્યો ત્યારે પોહોર રાત ગઈ હતી. બજાર બંધ થયો હતો ને લોકની આવજાપણ ઝાઝી નહતી. પારસીવાડામાં થઈ જાયછે તેવામાં એક પારસીના ઘરે આગળ એક આદમી ખાંધે રોટલાની મોટી ઝોળી ભરેલી ઉભેલો દીઠો. દોહોડ બે મણનો બોજો હશે. એટલા બધા રોટલાને આટલી

મોડી રાત્રે શું કરશે તે પુછવાનું કરેછે તેવામાં તે ઘરનાં બારણાં ઉઘડ્યાં ને ઘરનો ધણી પુખ્ત ઉમરનો પારસી બાહાર આવી આગળ ચાલ્યો, ને તેની પાછળ રોટ-લાવાળો હિંડ્યો. તેઓ શું કરેછે તે જાણવાની જીજ્ઞાશા રાજાને એટલી થઈ કે બહુ થાકેલો છતાં તેમની પુઠે ગયો. એ કાળે નવસારી મોટું શેહેર હતુ ને ત્યાં મુસાફરોની આવજા ઘણી હતી. નગરમાં કેટલાક મહેલામાં મેહેનત મજુરી કર-નારા રેહેતા, કેટલાકમાં કારીગરો, કેટલાકમાં ધનવાન વેપારી, એમ જૂદા જૂદા ભાગમાં જૂદા પ્રકારની વસ્તી હતી. એ પારસી અને તેનો સાથી મેહેલે મેહેલે મધરાત સૂધી ફર્યા, ધર્મશાળામાં, તથા બીજા વટેમાર્ગુઓને ઉતરવાના સ્થળે ગયા અને અંતે ઘેડવાડે થઈ પાછા ઘેર આવ્યા. જ્યાં ભુખ્યું માણસ જોયું ત્યાં ઉભાં રહી તેને પેટભરીને રોટલા ખવડાવ્યા. રોટલાની જોડે ચપટી મીઠું ને બે મરચાં આપ્યાં તે ખાઈ રહેવા આવે કે આગળ ચાલે, કે જ્યાં ભૂખ્યાના ઢોંગ-નો વહેમ મુદલ જણાય નહિ ત્યાં તે આદમી ધરાય એટલા રોટલા આપી આ-ગળ ચાલે. એમ કેટલાંક અપંગને તેણે જમાડ્યાં, કેટલાંક માંદાંને જમાડ્યાં. એમાં મજુરી કરી રોજ પૈસા આવે તેનો લોટ કે ખીચડી લાવી રાંધીખાનારાં પણ માંદા હોઈ અશકત થઈ જવાથી મજુરીએ જવાઈ શકેલું નહિ ને ઉધાર કોઇએ ધીરેલું નહિ તેવાં હતાં; પાસે હોય તો ખાય નહિ તો ભૂખ્યાં સુઈ રહે પણ ભીખ માગવા જાય નહિ, એવાં કેટલાંક, છેક ઘરડાં થઈ ગયેલાં એવાં, કે 'ઉઠવાની શકિત નહિતો માગવા ક્યાંથી જવાય, એવાં ભૂખે મરતાં આદમી તથા તેમનાં બાળકને તેણે સંતોખ્યાં. બીજે દિવસે સિદ્ધરાજે તે પારસીને તેડાવી રાતની વાત પુછી. રાજાએ કહ્યું આરંભથી તે અંત સૂધી થોડો છેટે હું તમારી પાછળ પાછળ આવ્યો હતો. પારસી કહે મહારાજ મેં આપને દીઠા નથી ને મારા સાથીના જોવામાં પણ આપ આવ્યા નથી. આજસૂધી એ વાત મને કોઇએ પુછી નથી ને મેં કોઇને કહી નથી. ભુખથી પીડાતાં માંદાં, અપંગ, ઘરડાં, બાળક હોવાથી, કે કોઈ બીજાં કારણથી જેને ખાવાને અન્ન ન મળ્યું હોય એવાંને હું નિત્ય રોટ-લા જમાડુંછું, પણ તે વાત છાની રાખુંછું. જાતિભેદ ન ગણતાં સર્વ મનુષ્યને ખોદાનાં બચ્ચાં ગણુંછું. મારો સાથી બ્રાહ્મણ હતો. તે મારો એ કામ પર રાખેલો નોકરછે. બ્રાહ્મણના રોટલા ખાવાને કોઈ હરકત લેતુ નથી માટે તેને રાખ્યો છે. કીર્તિને માટે હું દાન ધર્મ કરતો નથી. જે દાનને પાત્ર જણાય, તેને હું ગુપ્તદાન કરૂંછું. અશકતને રોટલા ખવાડુંછું તે માત્ર પરમેશ્વરની ખાતર; તે બધું જોયછે ને જાણેછે; આપને અરજ કરૂંછું કે આ બાબત છાની રાખશો. હું વેપારીછું; પૈસે ટકે સુખીછું. સુખી છું એટલે હું પોતાને સુખી માનુંછું, કેમકે 'લોભનો કાંઈ થોભ નથી. ધનથી માણસ ધરાતા નથી તેથી સદમાર્ગે ખરચી શકતા નથી. મને મારી સદ્ કમાઇથી જે મળે છે તેમાં સંતોષ માનુંછું. હું જૂઠું બોલતો નથી, કપટ ક-રતો નથી ને ઉદ્યોગ ઝાઝો કરૂંછું. એમ પ્રમાણિકપણે જે મળે છે તેમાંથી થોડો

ભાગ ભુખે પીડાતાં દુખી માણસને રોટલા જમાડવામાં ગુપચુપ ખરચુંછું; તેઓ નિર્ધન છે પણ મારાં ભાઈબેનછે. ખાવાનું નહિ મળવાથી રાત્રે જેમને ભુખ્યાં સુવું પડે તેમને માટે એ પ્રમાણે પોહોરરાત ગયા પછી નિત્ય કરૂંછું. સિદ્ધરાજ કહે ધન્ય છે શેઠ તમને! સાબાશ ! માગો, તમારે જે જોઇએ તે માગો. શેઠ કહે મહારાજની મેહેરબાની ઇચ્છુંછું. સિદ્ધરાજ કહે તમારાં કૃત્યથી તે મળી છે, માટે તેને પેટે જમીન આપું તે લો ને તેમાંથી એ ખરચ કરો. જોઇએ તો લાખ બે લાખ દામ રોકડ આપું તેના વ્યાજમાંથી એ રૂડો ખરચ નીકળશે ને બીજો વધારે કરીશકશો. શેઠ કહે તેમાં મને શો લાભ? તેનું પુણ્યતો આપને મળે. સિદ્ધરાજ કહે,તો મોટી પદવી, મોટો ખીતાબ, ને પાલખી આપું તે સ્વીકારો. શેઠ કહે તેથી મારૂં પુણ્ય બળી જાય; ખોદાને દફતરે મારે ખાતે જમે થાય નહિ; તે આપને દફતરે ચડે અને ખોદા આપને ખાતે જમા કરે. આ ધર્માત્મા પારસીથી આશ્ચર્ય અને બોધ પામી મહારાજે તેને શેલું પાઘડી ને દુશાલો આપવાને મંગાવ્યાં. પારસી સદ્‌ગૃહસ્થ હાથ જોડી કહે મારે કાંઈ નહિ જોઈએ. સિદ્ધરાજ કહે બીજું કાંઈ નહિ લો તો ભલે પણ આ મારી આંગળીની વીંટી કાઢીને આપુંછું તે લેવી પડશે. તમને કે તમારા ફરજનને માથે સંકટ આવી પડે તેવારે એ મુદ્રા મને દેખાડશો કે મોકલશો એટલે તે હું ટાળીશ. તમારૂં નામ શું? "શેઠ કહે જી મહારાજ મારૂં નામ સોરાબજી શાપુરજી". વીંટી આપી તે બે હાથ ધરી સોરાબજીએ નમીને લીધી અને તેને ચુંબન કરી પોતાની આંગળીએ પહેરી. પછી નમસ્કાર કરી પાછે પગે હઠતો હઠતો રાજાની હજુરમાંથી જવા લાગ્યો. સિદ્ધરાજે ઉઠી તેનો હાથ ઝાલી તેમ કરતો અટકાવી તેની જોડે ચાલતો બારણા સૂધી વાતો કરી બહુમાન સાથે તેને વળાવ્યો.

મહારાજની સ્વારી આગળ ઉત્તરમાં ચાલી. ભરૂચ મુકામે દક્ષિણ ગૂજરાતના રાજા રાણાવિજય યાત્રામાં જોડે હતા તેમને તથા ખાનદેશના અને નિમાડના રાજાને પોતપોતાના રાજ્યોમાં જવાની રજા આપી. તેમના ઠાકોર,ગરાસીઆ, અને રજપૂતોને ઇનામ આપી રાજી કર્યા. ભરૂચથી ડભોઈ, ખંભાત, વડોદરા, નડીઆદાદિ નગરોની સ્થિતિ તપાસતો અને સેનાને ગઢોમાં મૂકતો અને પોતપોતાને ઘેર મોકલતો અણહિલપત્તન આવ્યો. ખંભાતથી પશ્ચિમ ગૂજરાતના રાજા રાણા, અને ઠાકરોને તથા વડોદરેથી પૂર્વ ગૂજરાતના ભૂપતિઓને તેમને સંસ્થાને જવાની રજા આપી. સ્વારી પાટણમાં આવી તેવારે પ્રધાને સમાચાર કહ્યા કે રૂદ્રમહાલય બંધાઈ ચૂક્યોછે. એક માસ રાજધાનીમાં રહી મહારાજ રૂદ્રમહાલય જોવાને તથા તેમાં શીવલીંગની સ્થાપના કરવા પધાર્યા. એમના આવ્યા પહેલાં એમની આજ્ઞાથી મંત્રીએ ગૂર્જર રાજ્યમાંના સકલ શાસ્ત્રી, પૂરાણી, વેદીઆ, કર્મકાંડી આદિક વિદ્વાન બ્રાહ્મણોને નોતર્યા હતા. તેમાંના કેટલાક એ દેવાલયના વાસ્તુને અંગે મહા રૂદ્રયાગ કરતા હતા, કેટલાક વિષ્ણુયાગ કરતા હતા,

કેટલાક શચ્ચંડી યાગ કરતા હતા, કેટલાક ગાયત્રી પુરશ્ચરણ કરતા હતા, કેટ-
લાક અજામેધ, અને બીજા વૈદિક યજ્ઞ હોમ હવનાદિક કરતા હતા. મહારાજના
પધાર્યા પછી ત્રીજે દિવસે બધા જગનની પૂર્ણાહુતિ થઈ, અને ચોથે દહાડે
રૂદ્રમહાકાળ મહાદેવના લિંગની સ્થાપના થઈ. લાખો માણસ સેંકડો ગાઉથી
દર્શન કરવા આવ્યું હતું. એ નગરનું નામ શ્રીસ્થળ હતું તે ફેરવી આ પ્રતાપી
મહારાજાધિરાજની નામનાનેમાટે એ સમયથી પ્રજાએ સિદ્ધપુર પાડ્યું. તે અ-
પભ્રંશ થતાં હાલ સીતપોર કહેવાયછે*. આ ભવ્ય ઇમારતનું વર્ણન રાસમાળામાં
લખ્યુંછે તેનો સાર નીચે ટીપમાં આપ્યોછે. ભાટલોક નીચે પ્રમાણે વર્ણવે છે—

## छपय छंद.

“घरसे चौद चुमाल (१४४४), सोलसे (१६००) थंभ निरंतर।
पुतली सहस अढार (१८०००), जड्डित माणिक्य मनोहर।
तीस सहस्र(३००००)ध्वज दंड, छपनलख बसे(५६००२००)गज तुरी.
सत्तरसे एकवीस (१७२१) कनक कलसो ते पूरी.

* સિદ્ધરાજે બંધાવેલાં દેવાલયોમાં સર્વથી આ મોટું હતું. એવું સંભવેછે કે એને ત્રણ માળ હતા, એનું મંડપ બહારથી ચોરસ, પરંતુ તેના સ્તંભ એવા ગોઠવ્યા હતા કે અંદરથી સહજ અષ્ટખૂણ દેખાય. દેવાલયની ત્રણ ભીંતોમાંની પ્રત્યેક આગળ વચ્ચોવચ્ચ દેવળની માહિને પાસે એ માળની રૂપચોરી હતી; ને પ્રત્યેક ચોરી આગળ અંદર જવાનું દ્વાર હતું. ચોથી ભીંતભણી આદ્યતમ્ હતું. એમાં રૂદ્ર મહાકાળનું મોટું લિંગ વિશાળ જળાધારીમાં સ્થાપ્યું હતું. આદ્યતમ્ની ભીંતોનો ગર્ભ બહુ હતો, અને તે ઉંચેથી શંકુ આકારનું હોઈ તેને અંતે શિ-ખર હતું. એ શિખર સર્વેથી ઉંચું હતું. એ રૂપચોરીના સ્તંભ અદ્યાપિ છે, પણ તેના શંકુ આકારના ઘુમટ મુસલમાનોએ તોડી પાડવાથી હાલ નથી, ને સ્તંભો ઉભા છે તેઓને ઘણું કરીને ખંડિત કર્યાછે; દ્વારને પ્રત્યેક પડખે બહુ સુંદર નકસી કોરેલો કીર્તિસ્તંભ હતો, અને તે બેની વચ્ચે સુંદર પાષાણનું તોરણ લટકતું હતું, અને તોરણની ઉપર અતિ શોભાયમાન કોરણીવાળી કમાન હતી. કીર્તિ-સ્તંભોની આસપાસ ફરતો વિશાળ ચોક હતો, અને ચોકની આસપાસ કોટ હતો, ને કોટને ત્રણ દરવાજા હતા તેઓ બરોબર કીર્તિસ્તંભની સામા હતા. એમાંનો એક સરસ્વતીને કાંઠે હતો ત્યાં મોટો ઓટલો ને નદીમાં ઉતરવાને પગથીઆં હતાં. શિખરવાળાં નાનાં દેરાંને આકારે એ કોટ હતો ને તે દરેક દેરામાં શિવલિંગ સ્થાપ્યું હતું. કોટ નાનાં દેરાંની ગોળ હારનોજ હતો. એમાંના આદ્યતમ્ની પાછળ-નાં મધ્યમાંનાં ત્રણ દેરાં હજી છે પણ તેઓની મસીદ બનાવીછે. એ ઓટલા ઉપર વળી મોટાં શિવાલય હતાં, અને પગથીયાની બાજુઓપર નાની દેરડીઓ હતી. આ મોટા દેવાલયની પાસે સીતાચોરી અને રામકુંડ હતાં. કુંડની પાળે દેરાં હતાં. ગીજનીના મહમુદે સોરઠી સોમનાથના દેરાને તોડ્યું તેમ વળી બીજો કોઈ મ્લેછ રાજા આવી રૂદ્રમાળાને ભાગે નહિ માટે ઘોડે બેઠેલા અશ્વપતિ અને પાદશાહની મૂર્તિઓ કરાવી દેવળમાં મેલી અને તેની આગળ સિદ્ધરાજ ઉભો રહી માગેછે કે દેશ ઉજડ કરો તોએ આ દેરૂં તોડશો નહિ.

सवालक्ष (१२५०००) जाली जडित, बोहोतेरसे (७२००) बारी बडी,
रुद्र महालय उपरे चौदकरोड(१४००००००)मोहर कागद घडी॥१॥

' मनहर छंद.'

चौदसे चुवाली थर थंभ सत सोळ जामे,
पुतली अढार सहस्र माणिक्य मोती जडी।
तीसहि हजार जरी उडत पताके ध्वज,
हेमके कलश सेहे सत्तर एकी सडी।
छपन लख घोडे गज हकीक तार बनी,
जाली लख सवा बारी बोहोतेरसे बडी हे।
सिद्धराज जयसिंह रुद्रमहालय पर,
चौदक्रोड मोहोर खर्च कागदपे चडी हे॥१॥
मोहोरतणो मापो कहे सोळ रुपैये एक.*

સંવત ૧૨૦૨ વર્ષે માઘમાસે, કૃષ્ણપક્ષે, ચતુર્દશ્યાં, સોમવાસરે, શ્રવણ નક્ષત્રે, વર્યાણયોગે, શકુનીકર્ણે, સિદ્ધરાજ કૃત રૂદ્રમહાલયે શિવસ્થાપના. સંવત ૧૩૬૫. માં અલાદીખુની આવ્યો તેણે રૂદ્રમાલામાં ત્રણ સોટી મારી, પછી બીજા દુષ્ટ મુસલમાનોએ પાડીને પાધર કર્યું, પછી ગૂર્જરદેશનાં દેવલ ત્રોડ્યાં ને પુસ્તકોનો નાશ કર્યો."

---

# प्रकरण १० मुं.

## રાણકદેવી હરણ. પશ્ચિમે અને ઉત્તરમાં વિજય યાત્રા. સ્વર્ગવાસ.

સિદ્ધરાજની બાલ્યાવસ્થામાં ગૂર્જર રાજ્યના કેટલાક ખંડીઆ રાજા બંડ કરી સ્વતંત્ર જેવા થયા હતા. ઉમરે આવી રાજનો અછોડો હાથમાં લેતાં પ્રથમ ગૂર્જરપતિએ એ બંડખોર સંસ્થાનને જીત્યાં. એમાં વર્ધમાન પુરનો ( વઢવાણનો ) આહીર રાજા અને તેની મદદે આવેલો સોરઠનો રાજા નવઘણ જાદવ મુખ્ય હતા. વઢવાણનો રાજા રણમાં પડ્યો ને તેનું રાજ્ય સિદ્ધરાજે ખાલસા કર્યું. નવઘણ નાઠો, પણ સિદ્ધરાજે તેને નળ આગળ પંચાળ દેશમાં સોરઠની સરહદ ઉપર પકડી પાડ્યો. નવઘણે ઘણાશૂરથી યુદ્ધ કર્યું, પણ ગૂર્જરેશ્વરની બળવાન ફોજ આગળ તેનું ફાવ્યું નહિ. ગૂર્જરસેનાએ તેને ઘેરી લઈ પકડ્યો, અને મહારાજની પાસે

* પોતાની જૈન પ્રજાને રાજી કરવાને સિદ્ધરાજે એજ વેળા ત્યાં મહાવીર સ્વામીનું દેરૂં બંધાવ્યું, અને તિર્થંકરોની પ્રતિમાની પૂજા કરી. રાસમાળા.

આણ્યો. નવઘણે દાંતે તરણું લેઈ ક્ષમા માગી. સિદ્ધરાજે ભારે દંડ લેઈ તેનું જીવતદાન આપી તેનું રાજ્ય તેને પાછું આપ્યું. આ ક્રિયા થઈ તે વેળા સિદ્ધરાજનો ભાટ કવિત બોલ્યો તેમાં સોરઠી રાજાનું હાસ્ય કરી પાટણપતિની સ્તુતિ કરી. એ વેળા નવઘણને બહુ દુઃખ લાગ્યું. તેણે નીચું જોઈ મનમાં પ્રતિજ્ઞા કરી કે પાટણનો દરવાજો તોડી આ ભાટના ગાલ ચીરીશ ત્યાંસૂધી ઉંચું જોઈશ નહિ. પણ આ પ્રતિજ્ઞા પાળવાને તે જીવ્યો નહિ. એના વડા કુંવરનું નામ રા ખેંગાર હતું. સોરઠની સેના લઇને તે માળવામાં સિદ્ધરાજનીસેવા કરતો હતો તેમાં જુનાગઢથી સમાચાર આવ્યા કે રા નવઘણ મરવા પડ્યો છે. બાપની છેલ્લી મુલાકાત લેવાને સોરઠ જવાની રજા સિદ્ધરાજ પાસે લેઈ રા ખેંગાર જુનાગઢ આવ્યો. અંતકાળ પાસે હતો તેવામાં સેવકોએ નવઘણને ખબર કરીકે પાટવી કુંવર આવ્યો છે. નવઘણે આંખ ઉઘાડી તેને જોયો ને પોતાની પાસે બેસાડી કહ્યું કે મેં બે પ્રતિજ્ઞા લીધીછે પણ તે પૂર્ણ કરી શકું ત્યાર પહેલા મારે જવું પડેછે. એ બંધથી મને મુકત કરવો એ તારો ધર્મ છે. રા ખેંગાર કહે બોલો તે શી છે. પિતાનું અંતકાળે કહેલું વચન જે પુત્ર પાળે નહિ તેને ધિઃકારછે. નવઘણ કહે સિદ્ધરાજના ભાટે ભરી દરબારમાં મારૂં અપમાન કર્યું અને સિદ્ધરાજે તેને ઠપકો સરખોએ ન દીધો તે વેળા મને બહુ માઠું લાગ્યું. મેં નીચું જોઈ મનમાં પણ લીધું કે પાટણની ભાગોળ તોડી એ ભાટના ગાલ ચીરીશ ત્યારે ઉંચું જોઈશ; પણ પ્રભુએ તે દહાડો દેખાડ્યો નહિ. મારા સમખાઈ તે પારપાડવાનું વચન આપ. રા ખેંગારે હાથમાં પાણી લેઈ પિતાના હાથમાં મૂકતાં કહ્યું કે તમારી પ્રતિજ્ઞા પૂર્ણ કરીશ. નવઘણ સંતોષ પામી મુવો.

રા ખેંગાર સોરઠની ગાદીએ બેઠો, અને ધારા પ્રમાણે શોકના સમયમાં ત્યાંજ રહ્યો. એ દરમિયાન સિદ્ધરાજની સ્વારી મોહોબક દેશમાં થઈ દક્ષિણ દેશમાં ગઈ હતી. શોક મૂક્યા પછી ત્યાં તેની મદદે જવાને મસે ખેંગાર પોતાની સેના લેઈ અણહિલપુર આવ્યો. પ્રધાને તેને સોરઠી ભાગોળ બહાર મૂકામ આપી તેની યોગ્યતા પ્રમાણે સનમાન કર્યું, અને મહારાજને જઈ મળવાને કયે રસ્તે અને ક્યાં જવું તે સૂચવ્યું. રા ખેંગારે ઉપડવાની સર્વ તૈયારી કરી. જે રાતમાં ઉપડવાનો હતો તે સાંજે પાટણના ભાટને જમવા તેડ્યા તેમાં તેના બાપનું અપમાન કરનારને પણ નોતર્યો. જમવાનું ખામોખાં મોડું કરવાથી ભાટ લોકને જમતાં પહોર રાત ગઈ. ત્યાર પછી તેમને દાન આપી વળાવ્યા પણ પેલા ભાટને વધારે આપવાના લોભમાં નાખી રોકી રાખ્યો. તેને કહ્યું તું મુખ્ય અને મહારાજાધિરાજનો ભાટ માટે તને એ સર્વ ગયા કેડે વધારે આલીશ. ભાટ લોભે લલચાઈ બેઠો, ને સોરઠપતિનું મન કવિતાથી રંજન કરવા લાગ્યો. એમ કરતાં મધરાત થવા આવી અને પાટણની ભાગોળો વસાઈ તેવારે આગળથી કરી રાખેલી ગોઠવણ પ્રમાણે રા ખેંગારે પોતાના કારભારીને કહ્યું કે બારોટને સારૂ કડાં લાવો. એવી આજ્ઞા

આપતાં વારને કેટલાક આદમીએ દોડી આવી ભાટને પકડ્યો, અને તેના હાથ પગમાં બેડી પેહેરાવી તેને ઘસડી જઈ કેદ કર્યો. આ વેળા સોરઠી લશ્કર સર્જ થઈ ઉભું હતું તેણે જઈ એકાએક અણહિલપુરની આથમણી ભાગોળપર હુમલો કરી તેને તોડી અંદર પેસી થોડી દુકાનો લુટી. આ અણચેતા હલ્લાની સામા થવાને કિલ્લાની સેના હથીઆર લેઈ સામી આવી શકે ત્યાર પેહેલાં રા ખેંગાર પાછો ફરી સોરઠ ભણી નાઠો. બીજે દિવસે તેને સજા કરવાને અણહિલપુરનું લશ્કર તેની પાછળ પડ્યું, પણ ઝલાયા પેહેલાં તે પોતાની સરહદમાં પેસી કિલ્લામાં ભરાયો. દક્ષિણથી પાછા આવ્યા કેડે વિજયી મહારાજા તેને સજા કરવાને સૈન્ય સર્જ કરેછે તેવામાં તેણે બીજો અપરાધ કર્યો. મહીકાંઠે આવેલા ઉમેટાના રાજાએ તથા જસદણની પાસે ભુવેરાનો ઠાકોર હતો તેણે તેમના સંસ્થાન ઉપર હુમલા કર્યાની ફરીઆદ તેનાઉપર કરી. બળતામાં તેલ રેડતો હોય તેમ વળી એ વેળા રા ખેંગારે સિદ્ધરાજ મહારાજ વેરે વેહેવા મળેલી રાણકદેવી નામે કન્યાનું હરણ કર્યું.

સિદ્ધરાજની રાણીને અદ્યાપિ કુંવર અવતર્યો નહતો; કુંવરી થઈ હતી. પણ કુંવરીને રાજપાટ મળવાનો ધારો નહતો માટે વૃદ્ધ રાજમાતા મયણલ્લદેવી, પ્રધાનમંડલ, અને પ્રજા ચિંતામાં હતાં. બીજી રાણી આવે તેને પુત્ર થાય એવી આશાએ મયણલ્લદેવીએ કાલરીના રાજાની કન્યા રાણકદેવીનું માગું કર્યું. એ કન્યાની કીર્તિ બહુ ફેલાઈ હતી. તે અતિ ચતુર અને ફૂટડી હોવાથી લોક તેને પદમણી કહેતા. આ વેળા તે જુવાનીમાં આવી પૂનેમના ચંદ્રના જેવી ખીલી રહી હતી. તેનો પિતા યોગ્ય જમાઈ ખોળતો હતો તેવામાં ગૂર્જરેશ્વરને માટે તેને માગવામાં આવી. માગે આવનાર ભાટનું સન્માન કરી નાળીએર સ્વીકાર્યું, અને રાજમાતાને ઉત્તરમાં કહાવ્યું કે મહારાજની સ્વારી દક્ષિણદેશથી પાછી આવે લગ્ન કરીશ. આ ખબર સોરઠપતિ રા ખેંગારને થવાથી તે થોડાક સ્વારો લેઈ કાલરી આવ્યો ને ત્યાં પરોણો રહ્યો. મેમાનને ખુશી કરવાને કાલરીપતિ તેને જોડે લેઈ મૃગયા રમવા ગયો. બેઉ રાજા અને તેમના થોડાક ઠાકોર છૂટાછૂટા હરણોની પાછળ લાગેલાછે તેવામાં રા ખેંગાર જંગલમાં તેમનાથી દૂર એકલો નીકળી ગયો, અને બીજી વાટે કાલરી આવ્યો. શીકારે ગયાની પૂર્વે તેણે પોતાના સ્વારોને હુકમ આપ્યો હતો તે પ્રમાણે તેઓ રાજમેહેલ ઉપર હુમલો કરવાને સજ થઈ તેની વાટ જોતા હતા. તે આવ્યો કે તેમણે ચોકીદારોની કતલ કરી રાજમંદીરને ઘેરી લીધું. રા ખેંગાર મેહેલમાં ધુસ્યો. દ્વારપાળ (દરવાન) અને દાસીઓ સામી થઈ તેમને વાઢતો રાજકન્યાના ઓરડામાં ગયો. લોહીથી છંટાએલા વિક્રાળ રાક્ષસને જોઈ રાણકદેવી અચેત થઈ. ખેંગારે તેને તેજ હાલતમાં ઉપાડી બહાર આણી અને પોતાના ઘોડા ઉપર મૂકી પંડે તેની પાછળ ચઢી બેસી પાધરો પોતાના સ્વારોને લેઈ નાઠો. કાલરીના રાજાને ખબર પડ્યા પહેલાં તે

ઘણા ગાઉ નીકળી ગયો. કાલરીનું સંસ્થાન સોરઠથી નાનું અને તેની સેના ઓછી બળવાન હોવાથી આ અપમાનનું વેર લેવાને કાલરીપતિ એકદમ સોરઠપર ચડી શક્યો નહિ. તેણે પાટણના દરબારમાં રા ખેંગાર ઉપર ફરીઆદ કરી.

એક દિવસ રાણકદેવી અચેત રહી. બીજે દિવસે તેને ભાન આવ્યાથી રા ખેંગારે તેને પટાવી ફોસલાવી શાંત કરી અને જુનાગઢ લેઈ જઈને તેને પરણ્યો. લગ્નવેળા પેલા કેદી ભાટને મંડપમાં આણી કટારવતે તેના ગાલ ચીરવા માંડ્યા એટલે ત્યાં ભેગા થયલા સેંકડો ભાટ ઉઠી ઉભા થયા ને બોલ્યા કે જો રાજા એના ગાલ ચીરશો તો અમે બધા અમારા પ્રાણ તજીશું. તેમજ રાણકદેવીએ અને સોરઠી ઠાકોરોએ ખેંગારને વાર્યો. રાણકદેવીએ પોતાના મોતી, હીરા, માણેકાદિક રત્ન તે ભાટના મોડામાં ગડબી ગડબીને ભરાવ્યાં તેથી તેના ગાલ ફૂલી ફાટ્યા જેવા થયા એટલે સર્વે મંડળી બોલી કે એના ગાલ ફાટ્યા, ગાલ ચીરાયા. રા ખેંગારે એથી રાજી થઈ ભાટને છોડી દીધો. રાણકદેવીએ તેને કહ્યું કે તું જઈ સિદ્ધરાજને કહેજે કે મારો તમારો સંબંધ ત્રુટ્યો. આ લગ્ન શાસ્ત્રીય વિધિએ અગ્નિની સમક્ષ સોરઠપતિ વેરે થયાં તે ફોક થાય નહિ, માટે મારે માટે યુદ્ધે ચડશો નહિ અને કોઈને પીડશો નહિ; મારા પિતાને કહેજે કે જે બનવાનું હતું તે બન્યું, અને જે બન્યું તે રદ થાય તેમ નથી માટે ક્ષમા કરી મારા પતિ જોડે મૈત્રી કરજો. મારી માને કહેજે કે હું સુખી છું, તું કલેશ કરતી મા અને મારા ભાઈને શાંત પાડજે.

• સિદ્ધરાજની તૈયારીના સમાચાર જાણી રા ખેંગાર યથાશક્તિ સજ થયો. તેને પોતાના ગઢનો પાકો ભરોસો હતો. તેને તે અજીત ગણતો. સોરઠી રાજા રણસંગ્રામમાં વખતે પરાભવ પામેલા તથાપિ જુનાગઢ કોઈથી જીતાયલો નહતો. એ કિલ્લામાં પુષ્કળ ઘાસ, દાણો, લાકડાં, આયુદ્ધાદિક જુદ્ધની સામગ્રી ભરી, વાવ બંધાવી ને તળાવ ખોદાવ્યાં, તથા છાપરીઓ કરાવી. પછી પોતાના સૂરવીરોને ભેગા કરી પોતાના રાજના સિમાડાપર જઈ મૂકામ કર્યો. પોતાના બીજા નાના ગઢ હતા તે સર્વેને મજબૂત કરી અણહિલપત્તન ભણી જવા નીકળેછે એવામાં ગૂર્જરસેના આવી. યુદ્ધ કરવા ન ઉભા રહેતાં ખેંગાર પાછો હઠ્યો. ગૂર્જરદળ તેની પૂઠે ધાયું અને આખા સોરઠમાં પસર્યું. ગૂર્જરેશ્વરે જાહેરનામું કર્યું કે "કેટલાક મોટા અપરાધ કર્યાનો આરોપ રા ખેંગારને શીર આવ્યો છે તેનો ઉત્તર અણહિલપત્તન આવી ન્યાયસભામાં આપવાને તેને ફરમાવેલું પણ તે આજ્ઞા એણે માની નહિ ને બંડ કર્યું. એ માટે એને પકડવાને ગૂર્જર લશ્કર આવ્યુંછે. સોરઠના તમામ ગરાસીઆ ઠાકોરોને હુકમ કરવામાં આવેછે કે તેમણે રા ખેંગારને પદભ્રષ્ટ ગણી તજવો, અને આ જાહેરનામાની તિથિથી એક પખવાડીઆમાં શ્રીમંત મહારાજાધિરાજને મૂકામે પોત પોતાના સ્વાર અને પાળાને લઈને હાજર થવું. આ હુકમ નહિ માને તેમની જમીન, વાડી, વજીફા, ગામ, ગઢ, વગેરે સર્વ જપ્ત કરી ખાલસા કરવામાં આવશે. સોરઠની તમામ રૈયતને ખેંગારની આણથી મુક્ત કરવામાં આવે છે. હવેથી

કોઈએ એને કરવેરો આપવો નહિ, એનીસેવા બજાવવી નહિ, અને એની આજ્ઞા પાળવી નહિ. એ હુકમની વિરુદ્ધ ચાલનારને ભારે શિક્ષા કરવામાં આવશે."

રા ખેંગાર ખબરદારીથી પાછો હઠતો સહી સલામત જુનાગઢ પોંતો. હવે શું કરવું તેનો વિચાર ત્યાં તેણે પોતાના ઠાકોરો જોડે કર્યો તેવારે ઉપલા જાહેરનામાની અસર તેના ભાળવામાં આવી. ઠાકોરોનાં મંન ચિંતાતુર થયાં હતાં, અને તેમના રજપૂત જોદ્ધા પોતાનાં ઘરબાર અને કુટુંબની ફીકરમાં પડ્યા હતા, કેમકે જુનાગઢ સિવાય બધાં ગામ સિદ્ધરાજને હાથ ગયા હતાં એટલુંજ નહિ પણ બીજાં નાનાં નગર અને ગઢ સોરઠમાં હતા તે સર્વેના ગઢવી મહારાજાને શરણ થયાના સમાચાર આવ્યા. છાનામાના નાસી જતાં કુળને લાજ લાગે, તેમ અમને રજા આપો એમ પણ કેમ કહેવાય? આવી તેમની મુઝામણ જોઈ ખેંગારે તેમને ભેગા કરી કહ્યું–"મારો તમારો સંબંધ આજકાલનો નથી. મારા પૂર્વજો ઘણા કાળથી સોરઠના ધણી છે. હું જાદવ છું. મથુરાંથી ઉગ્રસેન, બળરામ, કૃષ્ણાદિક જાદવ સોરઠમાં આવ્યા ત્યારથી તમારા પૂર્વજો અમારી સેવા કરતા આવ્યા છે. દ્વારિકાં ડૂબી ત્યાર પછી જાદવના રાજનું પાટનગર જુનાગઢ થયું. ચઢતી પડતી બધાં રાજ્યને માથે છે. કાળે કરીને જાદવ રાજ્યનું બળ નરમ પડવાથી સોરઠપતિઓને અણહિલપુરના રાજાને ખંડણી આપવી પડી, તોપણ સોરઠ દેશના ધણી તો અદ્યાપિ જાદવ છે, અને તમે કોઈ જયસિંહ સોલંકીની આજ્ઞા પાળવાને બંધાયલા નથી. મારા હુકમ પ્રમાણે તમારે વર્તવું જોઇએ, અને મારા રક્ષણાર્થે યુદ્ધ કરવું એ તમારો ધર્મ છે. તેમ છતાં ક્ષત્રી ધર્મ તજી જેમની જવાની ઇચ્છા હોય તેઓ જાય, હું મારૂં લાગ્યું ભોગવી લેઇશ." આ છેલ્લાં વચન કહેતાં તેનું મન ગળગળિત થયું. એ ભાષણ થઈ રહ્યા કેડે કેટલાક ઠાકોર લાજના માર્યા બોલ્યા કે અમે અંતસૂધી આપની કને રહીને વઢીશું, પણ વાજબી રીતે સલાહ થઈ શકે તો કરવી એવી અમારી સ્વામીને ભલામણછે. ખેંગાર કહે "આ દેહમાં પ્રાણ છે ત્યાં લગી રાણકદેવીને આપવાનો નથી; શત્રુ બીજું શું માગે છે તે પૂછાવો. મારા કુળને હીણપત લાગે એવું નહિ હશે તે સ્વીકારીશ. માથું આપીશ પણ નાક નહિ જવા દેઉં." એમ બેહુ તરફનું બોલવું થયા પછી ઠરાવ થયો કે પાંચ વૃદ્ધ ઠાકોરે બીજે દહાડે સિદ્ધરાજ પાસે ટંટો પતાવવાની અરજ કરવા જવું. આ ઠરાવ અમલમાં આવી શક્યો નહિ કેમકે બીજે દિવસે સવારે ગૂર્જરસેનાએ હલ્લાં કર્યાં. રા ખેંગાર શૂરથી વઢ્યો પણ સાંજ પડતાં પહેલાં તેને ગઢમાં ભરાઈ દરવાજા વાસવા પડ્યા. તેની છાવણી ગૂર્જરોને હાથ આવી તેમાંથી પુષ્કળ ગાય, ભેંશ, ઘેટાં, બકરાં, બળદ, ઉંટ, અન્ન, ડેરા, ઘોડા, રોકડ નાણું વગેરે દ્રવ્ય મળ્યું. સિદ્ધરાજે નગરને બધી મેરથી ઘેરી લીધું. ઘેરો એવા પાકો કર્યો કે બાહારથી કોઈ આદમી કે માલ અંદર જઈ શકે નહિ. ગઢ એવો જબરો હતો કે ઘેરો લાંબી મુદત પોંચવાનો સંભવ હતો માટે મહારાજે પોતાની ફોજનું વાવરસાદ અને તાથીડકતાઢ

રક્ષણ થાય એવી ગોઠવણ ત્યાં છ માસ રહી કરી. પછી સુભટ કહાનદેવને ઘેરાનું કામ સોંપી પંડે કચ્છની વાટે સિંધ ઉપર સ્વારી કરી.

સિંધનો મહારાજા અનુભવી અને ડાહ્યો હતો. વઢવાને સજ ન થતાં તેણે સંધિ કરવાને પોતાના વડા મંત્રીને સિદ્ધરાજ કને મોકલ્યો. ગૂર્જરેશ્વરે તે મંત્રીનું યથાયોગ્ય સન્માન કરી, તેના વિનંતિ સાંભળી. તેણે કહ્યું "અમારો અભાગ્યો દેશ આપની સામે થવાને ઇચ્છતો નથી, અમારા મહારાજા આપની સહ્યે માગેછે. સિંધદેશ ગરીબ છે. અહિં વરસાદ થોડોજ થાય છે. અમારી ખેતીનો કુલ આધાર સિંધુનદના પૂર ઉપર અને તે રેલનાં પાણી લેવાને ખોદેલી નેહેરો ઉપરછે. આગળ અમારા કરાંચી બંદરનો વેપાર પુષ્કળ હતો અને તેની લાખો રૂપિઆની કમાઈ રાજા પ્રજાને હતી. હાલ મ્લેચ્છ લોકે તેને મોટી હાની પોંચાડીછે. આગળ મકરાન, બલુચીસ્તાન અને ગાંધાર (કંધાર) દેશના રાજા અમારા મહારાજાના પ્રતાપી પૂર્વજોને ખંડણી ભરતા. ત્યાંના લોકે મુસલમાન ધર્મ માન્યો ત્યારથી તેઓ સ્વતંત્ર થઈ અમારા રાજ્યપર સ્વારીઓ કરી લૂટફાટ કરે છે ને મૂલક દબાવેછે. સમુદ્રથી આરબાદિક મ્લેચ્છ લોકની ફોજ આવી પીડેછે. ગીજનીના બળવાન સુલતાને પંજાબ દેશ વશ કરી ત્યાંનાં લાહોર, મુલતાનાદિક રજપૂત રાજ્યોનો નાશ કર્યોછે, અને સિંધ દેશ લેવાને ટાંપી રહ્યાછે. એ શત્રુઓથી બચવાને હમે આપની સાહે માગીએછીએ, અને તે હાલ ન થઈ શકે તો પૂર્વમાં રણની વાટે મારવાડ, મેવાડાદિક દેશના સ્વજાતિ રાજા ચડી આવી અમને નબળા પાડેછે તે આપ અટકાવી શકો તેવુંછે. હમારા મહારાજ આપને મળવાને ઇચ્છે છે ને આશા રાખે છે કે આપ તેમની પદવીને ઘટે તેવું માન આપશો." સિદ્ધરાજે કહ્યું મને મિત્ર ગણજો, શત્રુ ગણશો નહિ. સિંધપતિનું અપમાન કરવાને હું ઇચ્છતો નથી. મારે તેમના સ્નેહનો ખપ છે. એમની ઇચ્છા હોય તે વેળા પધારે." મંત્રી કહે આપ અને આપનું સકળ સૈન્ય અમારા મેમાન થાઓ. આપને બોલાવવાને હમારા મહારાજા પંડે આવેછે." ગૂર્જરેશ્વરે એ આમંત્રણ સ્વીકાર્યું.

સિંધપતિ પોતાના પટાવત સામદો અને ભાયાતો સહિત આપણા મહારાજાધિરાજને તેડવા આવ્યો. ગુર્જરેશ્વર કેટલેક સૂધી તેને સામો લેવા ગયો અને એવી સભ્યતાથી વર્ત્યો કે સિંધનો મહારાજા રાજી થયો. સિદ્ધરાજની કીર્તિ તેણે સાંભળી હતી ને તેનો દિગ્વિજય કરવાનો મહાન હેતુ તે જાણતો હતો. સિદ્ધરાજ તેની વાટ જોતો પોતાની છાવણી બહાર ઉભો હતો ત્યાં આવીને તેને નમ્યો. સિદ્ધરાજે તેનો હાથ સાહ્યો અને બંને જણ ભેટ્યા. સિદ્ધરાજે તેને પોતાની જોડે તંબુમાં આણ્યો અને કેટલીક મેમાનદારી કરી. પછી તેની સાથે તેને મંદીરે ભોજન કરવા ગયા. આ સમે સંપની અને સાર્વભૌમ મહારાજાની જરૂર વિષે બેઉનો એક મત હતો. જમ્યા પેહેલાં ને જમતાં જમતાં એ વિષે તેમને ઘણી વાતો થઈ. સિંધપતિ કહે હું મહા સંકટથી વિંટાએલોછું, ત્રણ તરફથી પરદેશી ને પરધર્મી

મ્લેચ્છ શત્રુ તલપ મારવાને તૈયારછે ને વારેવારે સ્વારીઓ કરેછે; ચોથી મેર આપણા ક્ષત્રીઓ ચઢી આવેછે. તેમને પાછા કાઢવામાં મારા ઘણા જોદ્ધા રણમાં પડેછે ને હું કમકૌવત થાઉંછું. સિદ્ધરાજે તેને ધીરજઆપી કહ્યું હું તમને નિર્ભય કરીશ. તમારા મ્લેચ્છ વેરીથી તમારૂં રક્ષણ કરવાને તમારી મદદે મારી ગુર્જરસેના સિંધમાં રહેશે, અને રણની પેલી મેર રહેલા રજપૂત રાજા તમને હેરાન કરેછે તેમને સજા કરવાને હું જાઉંછું. આપની ઇચ્છા હોય તો મારી હારે હિંડો. સિંધપતિ તેની જોડે મારવાડપર ચડવાને સજ થયો.

જયસિંહ દેવનું ઉપરીપણું સ્વીકારી સિંધીરાયે તેને પોતાનો મૂલક દેખાડ્યો. પ્રથમ સમુદ્ર ભણી ગયા. કરાંછી બંદર જોઈ પશ્ચિમ મર્યાદાપર ગયા. મ્લેચ્છ શત્રુના આવવાના માર્ગ જોતા ઉત્તર સીમા સૂધી પોહ્યા, અને ત્યાંથી પાછા વળતાં મધ્ય ભાગે આવેલાં નગરો જોયાં. બલુચીસ્થાન અને અફગાનીસ્થાનનાં નાકાંપર મોટા કિલ્લા બાંધી જબરાં લશ્કરી થાણાં બેસાડવા વિષે, કરાંચ્છી બંદરમાં બળવાન નૌકાસૈન્ય અને ત્યાંના ગઢમાં મોટું ભૂમિસૈન્ય રાખવા સંબંધી ગૂર્જર મહારાજે ઘણી સૂચના કરી. એ બધું કરવાને સિંધરાજ્યનું સામર્થ ન હોવાથી સિદ્ધરાજે ગૂર્જરરાજ્યની મદદ આપવાને કબૂલ કર્યું. વળી પંજાબદેશને જીતી લેઈ ત્યાં દેશી રાજ્ય સ્થાપવાની જરૂર તેના જોવામાં આવી. મુસલમાની રાજ્યની ચરચા જોવાને સિદ્ધરાજ અને સિંધીરાજ ફકીરને વેષે તેમના મૂલકમાં ગયા. બોલાનઘાટની વાટે કંધાર, ગીજની, અને કાબુલ જઈ ખૈબરઘાટને રસ્તે પંજાબમાં આવવું, અને ત્યાંનાં લાહોર, મુલતાનાદિક નગરો જોઈ પાછા સિંધમાં દાખલ થવાની ધારણા તેમણે પ્રથમ કરી, પણ એટલું બધું ફરતાં ઘણા મહીના લાગે, અને બધી મુદત સૂધી મોટી ગૂર્જરસેના સિંધમાં પડી રેહે તો સિંધના રાજાને માથે બહુ ભારે ખરચ પડે કેમકે તેનો એવો ઠરાવ હતો કે તેની ભૂમિમાં જ્યાં લગી તે રેહે ત્યાં લગીનો તમામ ખરચ તેણે કરવો. વળી બીજી પણ કેટલીક અડચણો હતી માટે એ લાંબા પ્રવાસનો વિચાર માંડીવાળી તેમણે પંજાબનું મુસલમાની રાજ્ય જોઈ આવવાનો મનસુબો કર્યો. મુલતાન થઈ તેઓ લાહોર ગયા. આર્ય લોકનાં દેવસ્થાનોની તેમણે ઠામ ઠામ ખરાબી થયલી જોઈ. ક્ષત્રીઓ ખાખાવીખી થઈ ગયા હતા; ગરાશીઆ ભૂમિવગરના, રજપૂતો શસ્ત્રવિનાના, બ્રાહ્મણો વિદ્યાવિનાના, પ્રજા પરાધીન થઈ અકળાયલી પણ નિરૂપાય હોઈ રૂદન કરતી જોઈ સિદ્ધરાજનું હૈયું બહુ દાઝયું.

લાહોરમાં તેમણે એક મનોરંક બનાવ જોયો. મીરકાસમ નામે મોટો સોદાગર ત્યાં હતો. જંગબાર, મસકત, બસરા વગેરે બંદરોમાં તેની દુકાનો હતી. ત્યાંથી હજારો રૂપીઆનો માલ ભરી તેનાં વાહાણ કરાંછી બંદરે આવતાં. એમાંનો ઘણોક માલ આ દેશમાં વેચાતો અને ઘણોક કાબુલ, કંધાર, સમરકંદ, બોખારા, બલ્ખ, મર્વ આદિક નગરોમાં વેચવાને તેના ગુમાશતા ઉંટોપર લાધી લેઈ જતા. એ સો-

દાગરને અમીર મુસાખાન કરીને મિત્ર હતો. એની દોસ્તી પાકી હતી. બંને સ્વભાવે ઉદાર અને પ્રમાણિક હતા. બેહુ બેહોળે હાથે ખરચ કરનારા હતા. સોદાગરની ઉપજ ભારે હોવાથી મોટો ખરચ કરી શકતો, પણ તેની કને ધનનો સંગ્રહ થતો નહિ. મુસાખાન જાગીરદાર હતો તેની આવકથી જાવક વધારે હોવાથી તેનો હાથ તંગીમાં આવી પડ્યો, અને દેવાદાર થયો હતો. પરંતુ લાહિરના મુસલમાનોમાં તેનું કુળ સર્વથી શ્રેષ્ઠ હોવાથી તેને આ સંકટમાંથી બચવાનો લાગ મળ્યો. ખીજરખાં નામે મોટો ધનવાન ગૃહસ્થ હતો તેની પાસે દસ લાખ રૂપીઆ રોકડા હતા. તેને વારસમાં મેહેતાબ નામે ૧૮ વરસના સુંદર બેટી હતી. એના લગ્ન મીર મુસાંખાન વેરે કરવાને તે ઇચ્છતો હતો. કુળ અને દોલતના સંયોગનો ઘાટ બેસતો આવશે એમ ધારી મુસાખાન તેની દીકરીના જોવામાં આવે માટે વખતે વખતે તેને પોતાને ઘેર જમવા તેડતો. તેની મતલબ ચેતી જઈ મુસાખાંએ મોઘા થવાનું ડોળ કર્યું. પણ એક દહાડો પાછલે પોહોરે તો ખીજરખાંને મળવા ગયો તેવારે ખીજરખાં ઘરમાં નહતો અને દરવાન બારણું ઉઘાડું મેલી ઉંઘી ગયો હતો. તેને જગાડ્યા વિના મુસાખાન ઘરમાં પેઠો ને હળવે રહીને મેડે ચડ્યો. દીવાનખાનામાં પેસેછે એટલામાં સામી બાજુએથી મહેતાબ આવી. કન્યાને જોતાંજ મીયા મુસા ડંગ થઈ ગયા. દીવાળીમાં રાત્રિ બપોરીયું સળગાવતાં પ્રકાશ થાયછે તેવો તેની નજરે પડ્યો. મેહેતાબ તે મેહેતાબજ હતી. બાઈ તેને જોઈ પાછી ફરી અંદરના ઓરડામાં જતી રહી. તેણીએ તેને આગળ ચકમાંથી જોયો હતો ને તેના બાપ જોડે વાત કરતો સાંભળ્યો હતો. આ વેળા નજરે નજર મળવાથી પ્રેમાકર્ષણ થયું. એ વખતથી બેહુની વચ્ચે ગુપ્ત સંદેસા ચાલ્યા. જમાઈ કરવાની અરજ મુસાખાંએ મહેતાબના પિતાને કરી. ખીજરખાંએ ના કહી નહિ પણ લગ્નની ગોઠવણ થતાં પહેલાં તેનો કાળ થયો. શોકની મુદત પૂરી થયા કેડે મુસાખાન લગ્ન કરવાને આતુર થયો અને મેહેતાબનાં સગાં પણ તાકીદ કરવા લાગ્યાં. મુસાખાન પાસે લગ્ન કરવાને નાણાં નહતાં અને બાર હજારનો ખપ હતો, તેના ઘરની આબરૂ પ્રમાણે આઠ હજારનું પલ્લું ચડાવવું જોઇએ અને ચાર હજાર બીજા ખરચને માટે જોઇએ. આ સંકટમાં સહાય માગવાને તે પોતાના દોસ્ત મીરકાસમની પાસે ગયો. મીરકાસમ કને એ વેળા રોકડ નાણું નહતું, અને તેનું એક બારકસ ઇરાની અખાતમાં ભાગ્યાના સમાચાર આવ્યાથી કોઈના કરજે લેવામાં અડચણ પડી હતી. તેમ છતાં તેણે પોતાના મિત્રનું કામ પારપાડી આપવાનું માથે લીધું. સંકટ સમયે સહાય કરે તેજ ખરો મિત્ર એમ કહી તે મુસાખાનને જોડે લઈ મોતીચંદ નામે મારવાડીની દુકાને ગયો.

મોતીચંદ લોકને વ્યાજે નાણાં ધીરનાર શ્રાવક હતો. માથે મેલું ફાળીયું, કેડે ટૂંકું ધોતીયું, ખાંધે ફાટી પીછોડી, હાથમાં દોરીલોટો ને ખસોટે માત્ર એક રૂપીઓ, એવી અવસ્થામાં તે મારવાડથી આવ્યો હતો. ખીમચંદ નામે નેસતીની દુકાને

તે પેટીઆ સાટે નોકર રહ્યો. ત્યાંથી વધતાં વધતાં હાલ હજારો રૂપીઆનો ધીરનાર થયો હતો. આવ્યો તેવારે તેનાં હાડકાં પાંસળાં ગણાતાં હતાં, હાલ તે મોટા પેટવાળો, ચરબીથી ભરાઈ જાડો પાડો બન્યો હતો. આવ્યો ત્યારે મૂછે નહોતી ઉગી; હવડાં મોટી દાઢી મૂછથી તેના મોઢાનો નીચલો ભાગ ઢંકાઈ ગયો હતો. તે મોટા કસરીઓ અને ભારે વ્યાજખાઉ હતો. ચમડી જાય તોએ દમડી ન જવાદે. એની દુકાને જેનું ખાતું મંડાયું તેના ભોગ મળ્યા; તે વ્યાજ ભરતો મરે. જેમ ગરજાઉ વધારે તેમ વ્યાજનો દર વધારે લે. વ્યાજમાં તેણે હજારો રૂપીઆ મેળવ્યા. મુસલમાની કાયદામાં વ્યાજ લેવાની મના છે. વ્યાજ હરામ હોવાથી વ્યાજુ ધંધો કરનાર હરામખોર ગણાય; વ્યાજ ધર્મ વિરૂદ્ધ હોવાથી કોઈ મુસલમાન વ્યાજનો ધંધો કરે નહિ. કેટલાક વખતસૂધી તો હિંદુને પણ તે ધંધો કરવા દેતા નહિ, પણ એથી બહુ અડચણો પડવા માંડ્યાથી તેમને છૂટ આપી. તોપણ મુસલમાન લોક એ રોજગાર કરનારાને બમણો ધિક્કારતા. મુસલમાન ધર્મ નહિ માનનારા લોક કાફર ગણાઈ તિરસ્કાર પામી નીચ હલકા ગણાતા. મોતીચંદ શ્રાવક હતો પણ તેને વ્યાજની બાબતમાં માણસ ઉપર દયા નહોતી તેથી હિંદુ લોક પણ તેને ધિક્કારતા. નાણાવટમાં મીરકાસમ તેનો તિરસ્કાર કરતો અને કોઈવાર તેની દાઢીપર થુંકેલો. હિંદુનું એ રીતે અપમાન કર્યાને માટે મુસલમાનોને એ વેળા મુસલમાની રાજ્યમાં શિક્ષા થતી નહિ. વેપાર રોજગાર જારી રહે માટે હિંદુની લેણદેણની મુસલમાનઉપર કરેલી ફરીઆદ સાંભળતા અને હિંદુનું ખૂન કે હિંદુની ચોરી કરનારને સજા થતી, પણ હિંદુને બળાત્કારે વટાળવામાં ગુનો ગણતા નહિ. મોતીચંદની રૂપાળીબા નામે એકની એક છોકરીને હુસેનઅલી નામે મુસલમાન ફોસલાવીને લેઈજઈ પરણ્યો હતો ને બાપની ફરીઆદ ચાલી નહતી. તોપણ તેમ કરવાથી વારેવારે મારામારી અને હુલડ થાય માટે તેમ કરવાને ઉત્તેજન આપતા નહિ. બે ભાઈ હિંદુ હોય તેમાંનો એક મુસલમાન થાય તો તેને બધો વારસો મુસલમાન સરકાર અપાવતા, તથા મુસલમાન થનાર હિંદુને સરકારી નોકરી વગેરે ઇનામથી ઉત્તેજન આપતા. મીરકાસમે બાર હજાર રૂપીઆ ઉછીના માગ્યા તે વારે મોતીચંદે ગુસ્સો કરી કહ્યું તમે મારૂં અપમાન ચૌટામાં ઘણીવાર કર્યુંછે; મને કાફર, કૂતરો, હરામખોર વગેરે કહી ભાંડોછો તો આજે શું મોઢું લેઈ મારી જોડે કામ પાડવા આવ્યાછો? મારાં નાણાં તમને નહિ બપે. મીરકાસમ કહે, તારાં નાણાં હું મફત નથી માગતો; મેહેરબાની દાખલ ન આપતો; તું વ્યાજનો ભારેમાં ભારે દર લેતો હોય તે દરે મને ધીર. મારાં ઝહાજ જંગબારથી નીકળી ચૂક્યાંછે તેનો માલ હું તને સાનમાં લખી આપુંછું; હું અંગ ઉધાર નથી માગતો. મારવાડીએ વિચાર્યું કે આ લાગ સારો છે. રીસને દબાવી દેઈ તે નરમાશથી બોલ્યો–"મીયાં સાહેબ, હું તો અમથો કહુંછું. તમારી કૃપા હું ઘણા વખતથી ચાહુંછું; મારે તમારા જેવા મોટા મુરબ્બીનો બહુ ખપ છે. ત-

મારૂં ખાતું પાડી તમે કહો એટલા રૂપીઆ વગર વ્યાજે આપવા તૈયાર છું." મીરકાસમ આશ્ચર્ય પામી કહે મારે વગર વ્યાજે નથી જોઇતા. મારવાડી કહે ના સાહેબ આપના જેવા મોટા નામાંકીત સોદાગર કનેથી વ્યાજ ન લેવાય. મીરકાસમ કહે "લેવાય". મારવાડી હસીને મીઠાસથી બોલ્યો "આપની મેહેરબાનીથી હું બહુ રળીશ. રેમુજને માટે ચીઠી લખી આપો તેમાં લખો કે ત્રણ માસમાં અવેજ ન વાળું તો તમારા અંગના હરકોઈ ભાગમાંથી એક. શેર માંસ કાપી લેવાનો મને હક છે. આવું નવાઇનું ખત આજેજ લખાશે અને આપણા એનું નામ થશે." ભોળા સોદાગરે તેમ કરવાની હા કહી. મુસાખાં કહે ના મારે માટે એવું નહિ લખી આપવા દેઉં. મીરકાસમ કહે કમનસીબે એ મુદતમાં અવેજ નહિ આવી પહોંચે તો આ અહિંસાધર્મ પાળનાર શ્રાવક ખત બજાવી મારો પ્રાણ લેશે નહિ માટે તમે ન ડરો. એમ કરતાં મારો પ્રાણ જાય તોપણ મારા દીલોજાન દોસ્તનું કામ આવે બારીક વખતે ન કરૂં તો એ દોસ્તી શા કામની. કપટી મારવાડી કહે આ ખત તો મશકરીનું છે.મુસાખાન કહે "મશકરીમાં પણ મારા આવા લાયક મિત્રને એવું નહિ લખી આપવા દેઉં." મીરકાસમે તે ન માની ખત લખી આપ્યું ને કાજીના દફતરમાં નોધાવ્યું. મુસાખાં તેનાં નાણાં લેઈ પરણવા ગયો.

મુસાખાંએ ઘર ધોળાવ્યું ને રંગાવ્યું; પલાને સારૂ કેટલાંક ઘરેણાં વેચાતાં લીધાં અને કેટલાંક ઘેર ઘડાવ્યાં. પોતાને અને બીબીને માટે લૂઘડાં લીધાં. લગ્નને આઠ દિવસ રહ્યા ત્યારથી જીયાફતો ચાલી. મેહેતાબને ઘેર પણ તેજ પ્રમાણે ચાલ્યું. મેવામીઠાઇના ખુમચા એકએકને ઘેર નિત્ય મોકલે. લગ્નનો દિવસ આવ્યો ને પરણવા જવાની તૈયારી થઈ. બધા જાનૈયા આવ્યા પણ મુસાખાંનો પરમમિત્ર મીરકાસમ આવ્યો નહિ. તેને ઘેર તેડવા મોકલ્યું. ત્યાં તો રડારોળ થઈ રહેલી જોઈ. એ જોઇને તેડવા જનાર આદમી ગભરાઈ જઈ તજવીજ કર્યાવિના દોડતો પાછો આવ્યો. મુસાખાંને ખબર થતાં તે મીરકાસમને ઘેર ગયો. તેની બીબીને રડતી રાખી ધીરજ આપી પૂછ્યું શું છે? શું થયું ? મારો દોસ્ત કયાં છે ? બીબી કહે મારવાડી મોતીચંદના ખતની મુદત વીતી ગઈ. મુદત પૂરી થયાને બીજે દહાડે કરાંછીથી ખબર આવી કે હમારૂં જંગબારનું વાહાણ દરીઆમાં બળી ગયું. એ સમાચાર સાંભળતાં વારને ભુંડો મારવાડી દોડી આવી મારા ખાવંદને કહે ખતની મુદત પૂરી થઈ ગઈ પણ હજી તમે નાણાં ભર્યા નથી તે લાવો; આ વખતે આપો નહિતો ફરીઆદી કરૂંછું. મારા ધણીએ બહુ સમજાવ્યો ને કાલાવાલા કર્યા પણ તે ન માનતાં ફરીઆદી કરી તેને એકદમ પકડાવ્યો. આવતી કાલે હાકમની રૂબરૂ તેનો ઇન્સાફ થવાનો છે. મારવાડી કહે છે કે "ખત પ્રમાણે તેનું શેર માંસ કચેરીમાં કાપી લેઈશ". મુસાખાં કહે ધીરજ પકડો, હું મારા દોસ્તને છોડવી લાવવા જાઉંછું. ત્યાંથી પોતાને ઘેર આવી જાનૈયાને એ માઠા સમાચાર

જણાવ્યા, લગ્ન બંધ રાખ્યું ને સર્વેને વિદાય કર્યા. પોતે એકલો મેહેતાબને ઘેર ગયો. તેનું મુખ શોકાતુર થઈ ગયું હતું. મેહેતાબને મળતાં તેની આંખોમાંથી આ-સું પડવા લાગ્યાં. મેહેતાબે અજબ થઈ કારણ પૂછ્યું. શાહાજન જોડે પરણવા ન આવતાં આપ એકલા કેમ આવ્યા ? મુસાખાં ડસકાં ખાતો બોલવા લાગ્યો પણ બરાબર બોલાય નહિ. મેહેતાબે તેને પાણી પાઈ આસનાવાસના કરી તાઢો પાડી ફરીને પૂછ્યું. મુસાખાં કહે મેં તમને કહ્યું હતું કે હું ધનવાન નથી,મારૂં કુળ અને તમારો પૈસો એકત્ર થવાથી બેહુને લાભ થશે.મેહેતાબ કહે ખરૂં એમજ છે, પણ તેનો તમારી આજની હાલત જોડે શો સંબંધ છે? આટલી બધી દલગીરી આ ખુશીની વખ્તે કેમ ઉત્પન્ન થઈ? ઉત્તરમાં તમામ હકીકત કહી મુસાખાં બોલ્યો કે "હું એ મારવાડીને મારી નાખી મારા મિત્રની પાછળ આપઘાત કરીશ માટે પરણવાનું માંડી વાળવાની અરજ કરવા આવ્યોછું."મેહેતાબ કહે તમારા દોસ્તને છોડવવો એજ ઇચ્છોછો કેની? તો એમાં શી મોટી વાત છે.મારી તમામ દોલત ત-મારી છે. મારા બાપે લાખો રૂપીઆ મને આપ્યા છે તે સર્વ હું તમને સમર્પણ કરૂંછું. એ મીલકતપર તમારો હક થાય માટે પ્રથમ આપણે આજે પરણીએ.એમ કહી તેને તાઢો પાડ્યો. પછી ચાર દોસ્તને બોલાવી તેની વેરે પરણી.

બીજે દિવસે મોટે પરોઢીએ મુસાખાંને ભોજન કરાવી બાર હજાર રૂપીઆ રોકડા આપી કહ્યું આ મોતીચંદને આપી તમારા ભાઇબંધને છોડવી લાવો. મુ-સાખાં કહે મારવાડી હવે નાણાં લેવાની ના કહે છે ને ખત બજાવવા માગે છે. મેહેતાબ કહે "તમે એ નાણા કચેરીમાં લેઈ જઈ હાકેમની હજુરમાં મોતીચંદને આપો. તે લેવાની ના કહેશે તો વળી બીજો ઉપાય કરીશું." મુસાખાં તે રૂપીઆ લેઈ કચેરીમાં ગયો. આ ખબર શેહેરમાં ફેલાઈ હતી તેથી મોટા મોટા હોદ્દેદારો અને સોદાગરો ત્યાં જોવા આવ્યા હતા. કાજી ને કોટવાળ આવ્યા એટલે ચોપદારે નેકી પોકારીને સકળ કચેરી ઉભી થઈ. થોડીવારમાં બીચારા મીરકાસમને કેદખા-નામાંથી સિપાઈ લાવ્યા. તેના ઉપર સર્વે દયા કરવા લાગ્યા. વખત થઈ ગયો પણ મોતીચંદ હાજર થયો નહિ. ફરીઆદી હાજર ન હોવાથી કેદીને છોડી દેછે તેવામાં મોતીચંદનો છોકરો સાસભેર દોડતો આવી બે હાથ જોડી અરજ કરવા લાગ્યો કે "મારા બાપને અમીર સાદતખાંનાં માણસ પકડી ગયાંછે.સાદતખાંનો બાપ મરી ગયોછે તેની ઘોર ખોદવાને તેનાં માણસ હિંદુઓને વેઠે ઝાલવા નીકળેલાં તે-મણે માર્ગમાંથી મારા બાપને અને બીજા હિંદુ વેપારીઓને પકડ્યાછે, માટે મ-હેરબાની કરી હમારૂં કામ ઉડાવી ન દેતાં મારા બાપને છોડાવી મંગાવો." તે પરથી કાજી સાહેબે કોટવાળને કહ્યું કે પાદશાહના હુકમથી ઘોર ખોદવાની વેઠ બ્રાહ્મણ વાણીઆ વગેરે ઉંચ વર્ણના હિંદુઓને માથે છે તથાપિ આ કામમાં એ મોતીચંદનું કામ છે; આ ભલો સોદાગર મીરકાસમ કેદમાં છે તેનો ઇન્સાફ ઝટ થવો જોઇએ, ને કચેરી ભરાઈ છે માટે હલકારો મોકલી એ મારવાડીને છોડાવી

અહિં હાજર કરો. કોટવાળે તુરત સ્વાર મોકલી મોતીચંદને કબરસ્તાનમાં ધોરખોદતો હતો ત્યાંથી આણી હાજર કર્યો.

શીરસ્તેદારે ઉઠી ખત વાંચી સંભળાવ્યું અને મીરકાસમે કહ્યું-"એ મેં રાજી ખુશીથી ને અક્કલ હોશીઆરીથી લખી આપ્યુંછે; ને એમાંની શરત મારે કબૂલ મંજૂર છે. કમનસીબે મારૂં જંગબારનું વાહાણ દરીઆમાં બળી ગયું તેથી એ ખતનાં નાણાં હું મુદતસર ભરી શક્યો નહિ ને હવે ભરવાને શક્તિમાન નથી." એટલું બોલી છાનો રહ્યો, કે મુસાખાંએ આગળ આવી કાજી સાહેબને કહ્યું કે હું મીરકાસમનો દોસ્ત છું. એ દેવું એણે મારે માટે કર્યુંછે. સિક્કાઈ રૂપીઆ બાર હજાર રોકડા હું લાવ્યોછું તે આ મારવાડીને આપી મારા મિત્રને છોડીદો. કાજીએ મોતીચંદની સામું જોઈ કહ્યું નાણાં ગણી લે. મોતીચંદ કહે મેં ખતની શરત બજાવવાને અરજ કરીછે, રૂપીઆ લેવાને નથી કરી. મીરકાસમ મુસલમાન હોય તો પોતાનો બોલ પાળે. મીરકાસમે કહ્યું હું તૈયાર છું. મુસાખાંની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં. એવામાં છડીદારના હાથમાં કોઈ માણસે આવી રૂક્કો આપ્યો ને છડીદારે તે કાજીને આપ્યો. કાજીએ વાંચ્યો—"ગીજનીના મોલવી સમસુદીનની સલામ. હું મુસાફરી કરવા નીકળેલો અત્રે આવી મુસાફરખાનામાં ઉતરેલો. ત્યાં મીરકાસમના અને મુસાખાંના માણસોએ આવી ચાલતા મુકરદમાની હકીકત કહી મીરકાસમની વતી બોલવાને અને કાયદો બતાવવાને અત્રે આણ્યોછે માટે રજા હોયતો હાજર થાઉં." કાજીએ કહાવ્યું આવો. મોલવીના સુંદર હસમુખા ચેરાએજ પ્રથમ તો કચેરીના અધિકારીઓ ઉપર સારી અસર કરી. ગોળ ગોરૂં ઉગતી જુવાનીનું મૂછ વિનાનું મુખ, પગનાં તળીયાં લગી પોંચતો ચળકતો રેશમી મોટો ઝૂભ્ભો, માથે જરીની પાઘડી, શેલે બાંધેલી કંબરમાં દવાત કલમ ખોસેલાં, એવ વેશે જોડે એક ગુમાસ્તાને લેઈ મોલવી આવ્યા. મુસાખાંએ કે બીજા કોઇએ તેને ઓળખ્યો નહિ.

કાજી કહે આ મુકરદમાની કેફિયત તમારા જાણવામાં હશે. મીઠે સ્વરે મોલવી બોલ્યા કે હાજી પ્રતિવાદીના માણસોએ મને કહીછે. પ્રતિવાદી ખત કબૂલ કરેછે કે નામુકર જાયછે? કાજી કહે તેણે કબૂલ કર્યુંછે. તેનો બચાવ તો મોતીચંદ શેઠ દયા કરે તોજ થાય. બીજો રસ્તો નથી. એવું ખત લખી આપવામાં ઘણીજ નાદાની કરીછે, પણ હમારૂં કામ કાયદો અમલમાં લાવવાનુંછે તેથી લાચાર છીએ. મોલવી કહે ફીકર નહિ, મને મેહેરબાની કરી એ ખત વાંચવા દેશો? શીરસ્તેદારે ખત લેઇ તેના હાથમાં આપ્યું. ખત વાંચી થોડીવાર વિચાર કરી દલગીર ચેરો કરી ન્યાયાધીશની સામું જોઇને મોલવી બોલ્યા—"હું આ ભલા સોદાગરનો વકીલ થઇ અદાલતમાં આજ આવ્યોછું તથાપિ ન્યાયની ખાતર મારે કહેવું પડેછે કે મારવાડીનો દાવો સાચો છે." એ સાંભળી હરખાતો હરખાતો ને લાંબે હાથે સલામો કરતો મોતીચંદ બોલ્યો—"સત્ય બોલ્યા સાહેબ. સત્ય બોલ્યા!

પાદશાહનો હુકમ છે કે બધી કોમને સરખો ઇન્સાફ આપવો. ઇન્સાફથી દુનીઆ ટકી રહીછે." મોલવી કહે "હે, ભલા મારવાડી, ન્યાય તારી તરફ છે, પણ આ કામમાં તારી ખરી મોટાઇ તે માગવામાં નથી; આ સમે તું ઉદાર થઇ મારા અસીલ ઉપર દયા કર. હું તારી દયા માગુંછું; મીરકાસમ તારી દયા માગેછે. એ સોદાગર બચ્ચરવાળ છે, ભલો છે, દોસ્તપર દયા કરવાથી આફતમાં આવી પડ્યો છે, માટે તું દયાને ખાતર તારાં નાણાં લેઇ એને બચાવ." મુસાખાં કહે "હું દામ દુપટ આંપવા તૈયાર છું; ને તેથીએ વધારે જોઇએ તેટલા માગી લે." મારવાડી કહે "તમે સહુ કહી રહ્યા, હું આ લાગ જવા દેવાનો નથી. આ મારા દેવાદારે મારો ધિક્કાર કરવામાં કસર રાખી નથી. સેંકડો વાર ભરબજારમાં મને કાફર, હરામખોર, વ્યાજખાઉ, ગરીબ લોકનું લોહી ચૂસનાર, ચંડાળ વગેરે કહી મદોન્મત્ત થઈ મારી દાઢીપર થુંકી મારો તિરસ્કાર કર્યો છે, માટે હું એને છોડવાનો નથી."મીરકાસમ કહે "ભાઈ હું ભૂલ્યો મને માફ કર, તારાં નાણાં લે ને તેપર ચાહે તેટલું વ્યાજ લેઈ ક્ષમા કર, હવે પછી હું તારૂં અપમાન નહિ કરૂં, તારૂં નામ પણ નહિ દઉં. મારી ભૂલ હું કબૂલ કરૂંછું; હું માનુંછું કે હું તારી જોડે ખોટી રીતે વર્ત્યો. હું મરવાથી ડરતો નથી, પણ આ મારા મિત્ર મુસાખાંની ખાતર મારે જીવવાની ઇચ્છા કરવી પડે છે; એ મારા દોસ્તની પતિવ્રતા નારીની ખાતર, એમના સુખને માટે હું તને અરજ કરૂંછું. મારા મરણથી એ લગ્ન અટકશે. એ મારો સાચો મિત્ર છે તેથી મારી પાછળ પોતાનો પ્રાણ કાઢશે અને તેના મરણ પછી સતી મહેતાબ જીવવાની નથી." આ વચન સાંભળી મોલવીની આંખોમાં આંસુ આવ્યાં તે આડું જોઈ ઝટ લોહીનાખી તે બોલ્યો—"મારવાડી તું આ વેળા ભલાઈ લે, તું હિંદુ છે; તું શ્રાવક છે. હિંસા કરવી નહિ, હિંસા થતી અટકાવવી એ તારો ધર્મ છે; તું કીડીને પણ મારતો નથી તો આ માણસનો જીવ લેવો એ તને ઘટે નહિ. દયા તો દેવતાઈ સદ્‌ગુણ છે. દયાકરનાર અને દયા પામનાર બેહુને દયા સુખી કરેછે. ઉનાળાના તાપથી અકળાઈ ગયા હોઇએછીએ તેવામાં વાદળાંમાંથી ઝરમર ઝરમર વરસાદના વરસવાથી જેવી તાડક વળેછે અને શાંતિ થાયછે તેવીજ મીઠાસથી કરેલી દયા ક્લેશને હોલવી સુખચેન કરેછે. તખ્તે બેઠેલા બાદશાહને તેના તાજ કરતાં દયા વધારે દીપાવેછે. તેનો રાજદંડ ભય દર્શાવે છે. પણ દયા રાજદંડને માથે છે, રાજદંડથી ઉત્તમ છે; સાત્વિક રાજાનું હૃદય તેનું આસન છે. ન્યાયની જોડે દયાને મિશ્ર કરવામાં આવે છે ત્યારેજ અધિપતિનું આસન ધર્માસન ગણાયછે. માટે હે મારવાડી! ન્યાયમાં દયાને ભેળ. હમે દયા માગીએછીએ. પરમેશ્વર પાસે આપણે દયા માગીએછીએ, કેમકે કેવળ ન્યાયથી આપણે ઓદ્ધાર પામી શકીએ નહિ. એ પ્રાર્થના આપણે પણ દયાળુ થવાનો બોધ કરેછે. તું દયા કર. તું એના શેર માંસને શું કરીશ? શા માટે એનું મોત માગેછે?" મારવાડી આકળો થઈ બોલ્યો—"શા માટે! શા માટે! એ માંસા-

હારી બકરાં ખાઉનો, મરઘાં ખાઉનો જીવ આવો લાગ આવે શા માટે છોડું ?
એ મરશે તો ઘણાં બકરાંના, ઘણા કૂકડાના અને ઘણી ગાયોના જીવ ઉગરશે.
એને મારવાથી મને પાપ નહિ લાગે, એનું શેર માંસ કૂતરાને ખવાડીશ. આજ
એને નહિ છોડું." એ બોલ સાંભળી કચેરીમાં ઉભેલા મુસલમાનોને કોપ ચડ્યો
અને ગડબડ થઈ. મોલવીએ કહ્યું—મુસલમિન ભાઇઓ! ગુસ્સે ન થાઓ, આ
ઇન્સાફની કચેરી છે; અદાલત છે. કાજીએ છડીદારોની સામું જોતાં તેમણે ચૂપ
રેહો, ચૂપરેહો એવી બૂમો પાડી તેથી સર્વે શાંત થયા.

મોલવી કહે–મારવાડી તું દયા કરવાની ના પાડેછે, પણ તારે કાયદા પ્રમાણે
ચાલવું પડશે. મારવાડી કહે અલબત કાયદો સર્વને માથે છે. મોલવી કહે "તો તારે
એનું શેર માંસ કચેરીમાં કાપીને તોળી લેવું. તારી પાળી તૈયાર કર." મીરકાસમ
કહે લે, મારી છાતી કે બીજા જે ભાગમાંથી કાપી લેવું હોય તે તૈયાર છે. માર-
વાડી કહે "મારે હાથે એ કામ નહિ કરૂં, કસાઇને બોલાવુંછું." એ સાંભળી કચેરીમાં
જોવા કોઈ ખાટકી આવ્યો હતો તે કહે, "અમારા લોક માણસને નહિ કાપે." તો
મારવાડી કહે કચેરી બાહાર ગુનેગારોનો વધકરનાર ચંડાળ હાજરછે તેને બોલા-
વુંછું (વાણોતર ભણી જોઇને ) જા અલ્યા પ્રેમજી તેની હકસાઈ સરકારી ધારા
પ્રમાણે આપવી કરી તેડી લાવ." ગુમાસ્તો દોડ્યો ને ક્ષણવારમાં ચંડાળ મોટો
ચળકતો છરો લેઈ હાજર થયો. મીરકાસમ ન ગભરાંતા છાતી ખુલ્લી મૂકી આગળ
આવ્યો; અને મુસાખાં તથા મીરના નોકરો અને સગા કચેરીમાં હતા તેઓ
આંખે હાથ દેઈ રડવા લાગ્યા.

મોલવીએ ખતને હાથમાં લેઈ ફરીને વાંચી મારવાડીને કહ્યું-"મોતીચંદ,તારો
માત્ર એના શેર માંસપર હક છે,માટે એવી રીતે કપાવજે કે એક રતીભાર વધારે
કપાય નહિ, જો જરાએ વધારે કપાશે તો તું અપરાધી થઈશ. વળી ખતમાં લોહી-
ની શરત નથી માટે કાયદા પ્રમાણે લોહી વગરનું માંસ કાપવું પડશે ને મુસલમા-
નના લોહીનું એક ટીપું સરખુંએ ભાંયે પડશે, કે બાહાર વહેશે તો તું ગુનેગાર
થઈશ, ને એનું માંસ કાપવાથી એ મરશે તો તું કાફર છે તેથી તને તથા તારા
સર્વ કુટુંબને ગરદન મારવામાં આવશે તથા તારી તમામ મીલકત સરકારમાં
જશે એવો કાયદો છે. વળી જે કાફર મુસલમાનને મારે, કે મારવાનો ઇરાદો
કરે તેને આવી સજા કરવી એવો હુકમ પાદશાહનો છે." કાજી અને કોટવાળ
કહે "સાચી વાત કહી, કાયદો અને હુકમ એજ પ્રમાણે છે અને તે બજાવવામાં
આવશે." મોતીચંદ કહે "એમ છે તો મને માફ કરો, હું મુદલ અને વ્યાજ લેઈ
શેર માંસ લેવાનો દાવો છોડી દેઉંછું." મુસાખાં કહે લે આ રોકડા તૈયાર છે.
મોલવી કહે નહિ નહિ, એને એક પાઈ પણ લેવાનો હવે કાયદાથી હક નથી.
મુસલમાનનું મોત તાક્યું, મુસલમાનને મારવાની ઇચ્છા કરી તેથી એ દેહાંતદંડને
પાત્ર થઈ ચૂક્યો છે; એની તમામ મીલકત જપ્ત કરવી ને તેમાંથી અર્ધી જે

મુસલમાનનો એણે પ્રાણ લેવા ચાહ્યું તેની થઇછે અને બાકીની અર્ધી સરકાર લેશે. એ સાંભળી કચેરીમાં પુષ્કળ મુસલમાનો હતા તેઓ ખુશી થઈ મોટે સાદે 'અલ્લા અકબર 'બોલી ઉઠ્યા.મારવાડી ઉદાસ થયો ને ધ્રુજવા લાગ્યો; તેને અંગે પાણી છૂટ્યાં. એ હાથ જોડી ક્ષમા માગવા લાગ્યો. "હરામખોર કાફર, તને માફી નહિ મળે, આ વધ કરનાર હવણાં તારૂં ગળું વાઢશે, તું તૈયાર થા," એમ કહી મોલવીના બતાવેલા કાયદા પ્રમાણે કાજી હુકમ કરેછે તેવામાં મીરકાસમે આગળ આવી અરજ કરી કહ્યું કે હું એને માફ કરૂંછું, અને માગી લેઉંછું કે એને જીવદાન આપો. કાજી કહે એમ છે તો એને ગરદન મારવામાં નહિ આવે પણ એને ભારે દંડ કરૂંછું, એની સ્થાવર અને જંગમ તમામ મીલકત જપ્ત કરૂંછું. તેમાંની અર્ધી મીરકાસમને મળશે અને અર્ધી પાદશાહી ખજાનામાં જશે. મીરકાસમ કહે "મારો અર્ધ ભાગ એવી શરતે એને પાછો આપુંછું કે એ જીવે ત્યાંસુધી ભોગવે, અને મરે તે વારે એની બેટી રૂપાળીબા સરદાર અબદલાના હુસેનઅલ્લીને પરણી મુસલમાન થઇછે તેને આપે."કાજી કહે એ અરજ મંજૂર છે, ને એ મોતીચંદ પોતે મુસલમાન થશે તો સરકારનો અર્ધ ભાગ પણ એને પાછો આપવામાં આવશે. મારવાડી નીચું જોઈ રડવા લાગ્યો. કાજી અને કોટવાળ ઉઠી ઉભા થયા એટલે કચેરી બરખાસ થઈ. મોલવીને કાજી કહે આજ મારે ઘેર જમવા આવવાની મેહેરબાની કરો. મોલવીએ માફ માગી ના કહીને કહ્યું, આજ મારે હાલ તુરત ઉપડવાનું છે.

મીરકાસમ, મુસાખાં અને મોલવી આનંદ પામતા કચેરીમાંથી બાહાર નીકળ્યા એવામાં કાસદે આવી મીરકાસમના હાથમાં કાગળ આપ્યો, ને ખુશબખ્તી માગી બેપીઓ કહે આપના કરાંછીના મુનીમે મને મોકલ્યો છે, ને કહ્યુંછે કે જંગબારના વાહાણની બળી જવાની ખબર ખોટી પડીછે, તે સહી સલામત આવ્યું છે. કાગળ વાંચી સર્વે હર્ષ પામ્યા, મીરકાસમ અને મુસાખાં મોલવીને કહે અમારે ઘેર પધારો. ઈનામ આપી આપને હમે ખુશ કરીશું; આ ફતેહ આપની મેહેનતથી, આપની કાબીલીયતથી અને ચતુરાઇથી મળીછે. મોલવી કહે મારે કાંઈ નહિ જોઇએ. મીરકાસમને કાફરના જુલમથી, કાફરના પંજામાંથી છોડાવવાને હું પરમાર્થે માત્ર આવ્યોછું. મુસાખાં કહે ભલે એથી આપની લાયકી વધારે સાબીત થાયછે, પરંતુ અમારે આપના આ મોટા ઉપકારને બદલે, આ મારા દોસ્તને મોતથી ઉગાર્યાને માટે યોગ્ય સરપાવ આપવો જોઇએ. મીરકાસમ કહે, મારો અવેજ આવ્યોછે, હવે મને નાણાંનો ભીંડ નથી, માટે અમારી અરજ માનવી પડશે. મુસાખાં કહે ખાલી હાથે પાછાં જવાય નહિ. મોલવી મુસાખાંને કહે એમ તમારી ખુશી છે તો તમારે હાથે આ સુંદર વીંટી છે તે મને આપો. એ વિનંતિ સાંભળી મુસાખાં ખંચાયો, ને બોલ્યો કે એમાં શો દમ છે. આવી મોટી સેવાને માટે આ જુજ ચીજ ન અપાય. એ વિના બીજું જે જોઇએ તે માગો. મોલવી કહે

મારે બીજું કાંઈ જોઈતું નથી. મીરકાસમ કહે જેણે આપણા ઉપર આવો મોટો ઉપકાર કર્યો તેને ના કેમ કહેવાય. મુસાખ્માં કહે એ વીંટી હલકા મૂલ્યની છે, એમાં શું માગ્યું. એથી વધારે કીમતની, એથી સોગણી સારી મોટા હીરાની વીંટી તમને અબઘડી અપાવું. મોલવી કહે તે મારે નથી જોઇતી. મને કાંઈ આપવું એવી તમારી ખુશી હોય તો એ વીંટી આંગળીએથી કાઢી આપો; ને એમ ન બને તેવું હોય તો મને રજા આપો. મીરકાસમ કહે મુસાખ્માં તારા દોસ્તના જાનથી એ વીંટીને તું વધારે વહાલી કેમ કરેછે. હું તને એવી વીંટી જોઇએ એટલી અપાવીશ. મુસાખ્માંએ શરમાઇને આંગળીએથી તે વીંટી કાઢી આપી, પણ તેથી તે ઉદાસ થયો. મોલવી ખુશી થઈ સલામ કરી ચાલતો થયો.

મીરકાસમને ઘરે સૂધી વળાવી મુસાખ્માંએ જવા માંડ્યું તેવારે મીરે કહ્યું, આજે અહીં જમીને જજો. હું ઉગર્યો તેની ખુશાલીમાં આપણે બે જોડે જમીશું. તમારૂં લગ્ન તો થયું હશે. મુસાખ્માંએ કહ્યું, હું નાણાની થેલીઓ કચેરીમાં લાવ્યો હતો તે મેહેતાબની છે. પરણવા જતો હતો તેવામાં તમારા માણસે આવી તમારી વાત કહી એટલે મારે ઘેર આવેલા મિત્રોને તુરત વિદાય કરી હું મેહેતાબની પાસે ગયો, ને તેને બધી હકીકત કહી. તેણે કહ્યું મારી બધી દોલત ખરચવી પડે તો ખરચી તમને છોડાવવા. તેની મીલકત ઉપર મારો હક થાય માટે તે વખતે ચાર દોસ્તને બોલાવી મને પરણી અને નાણા આપી મોકલ્યો. કચેરીમાંથી તમને પાધરા તેને મુકામે લેઈ જવાનું કહ્યું છે. પણ તમારા કુટુંબને પ્રથમ મળવું જોઇએ માટે હું આટલી વાર બોલ્યો નહિ, હવે તમે ત્યાં ચાલો. મીરકાસમ તે બાઇનો પાડ માની બોલ્યો–વાહવારે ભલી મેહેતાબ ધન્ય છે તને ! એમ છે તો મારે તેનો ઉપકાર માનવાને એકદમ જવું જોઇએ. તમે જાઓ, હું મારી બીબીને મળી તમારી પાછળ આવુંછું.

મુસાખ્માંએ જઈ બધો હેવાલ મેહેતાબને કહ્યો. તે જાણી તે ઘણી રાજી થઇ ને તેના જમણા હાથને ચુંબન કરવાને પોતાના હાથમાં લીધો. તેની પરણતી વખતે આપેલી વીંટી આંગળીએ દીઠી નહિ તેથી ગુસ્સે થઈ હોય તેવું ડોળ કરી પૂછ્યું કે મારી મુદ્રિકા ક્યાં ગઈ ? આરંભમાંજ આ પ્રમાણે કર્યું તો આગળ તમે મારી શી દરકાર રાખનાર છો ? એ વીંટી ઉપર શું કોતર્યું હતું ? શી શરતે મેં તમારી આંગળીએ પહેરાવી હતી ? "પ્રેમની ગાંઠ," એ બોલ વાંચી તમે કહ્યું કે મરતાં સૂધી આ આંગળીએથી એ ખસેડીશ નહિ. એ વચન તોડી તમારી કોઈ પ્યારીને અત્યારમાંજ આપી આવ્યા. કેવી શરમની વાત !" મુસાખ્માં કહે વાહાલી સાચું કહુંછું કે મેં પેલા મોલવીને આપીછે, કોઈ નારીને આપી નથી. તમે કહો તેવા સમખાઉં. મેહેતાબ કહે મારે સમ નથી ખવડાવવા. લગ્નની મુદ્રા, મોહોબતની યાદગારી, બીજાને કોઈ આપે નહિ, ને ભાયડાને તો નજ આપે. એમાં કપટ છે. મુસાખ્માં કહે પ્યારી સાચું કહુંછું; મારા દોસ્તને છોડાવનાર મોલવીને આપી છે. તેણે હઠ કરી એ વીંટીજ માગી ને બીજું સૂઈ લેવાની ચોખ્ખી ના ક-

હી. મેં તેને બહુ સમજાવ્યો પણ માન્યું નહિ ત્યારે મીરકાસમે મને શરમાવ્યો ને મેં લાચારીએ વીંટી આપી. એ માટે હું ઘણો દલગીર છું. મહેતાબ કહે એવા ઢોંગ હું માનતી નથી. મારી વીંટી તમે કોઈ નારીને નક્કી આપી આવ્યાછો. જે માણસે આપણી આવડી મોટી સેવા બજાવી તેને માત્ર એ વીંટી આપી, બીજું કાંઈજ નહિ. તેને જમવાને પણ ના તેડી લાવ્યા. મુસાખાં કહે તેને કાજી અને કોટવાળે નોતર્યા તેમને પણ ના કહી. તે બહુ પૈસાદાર હશે, ને વીંટી માત્ર સંભારણાને માટે માગી લીધી. મહેતાબ કહે એ મને છેતરવાનું બાનું માત્ર છે. મારી વીંટી જે નારીને આપી હોય તેની પાસેથી લઈ આવો. એ વીંટી મને બહુ વહાલી છે. મુસાખાં કહે તે મોલવી તો ઉપડી ગયો ને કોણ જાણે કેણી તરફ ગયો. આ નાની સરખી મુદ્રાને માટે આટલો બધો કંકાશ શો. મેહેતાબ કહે એ વીંટી મને મારા જીવના જેટલી વાહાલી છે; તમને પહેરાવી તમારો મારો જીવ એક કરી દીધો હતો. મારી વીંટી જવાથી જીવ જૂદા થયા. મુસાખાં કહે "મેં મારા દોસ્ત મીરકાસમને ખાતર આપી, બીજા કોઇને માટે આપું નહિ, માટે માફ કર પ્યારી." આ કચાટ ચાલે છે તેવામાં મીરકાસમ આવી દીવાનખાનામાં બેઠો અને એમાંનું કેટલુંક સાંભળી નાખુશ થયો. તેણે વિચાર્યું કે મારે માટે આ ધણી-ધણીઆણી વચ્ચે અણબનાવ અને કલેશ પેદા થયો. જેણે મને ઉગાર્યો તેનેજ મેં ડુબી. એમ તે શોક કરેછે તેવામાં તેના આવ્યાની ખબર મેહેતાબને પડી. તેણીએ તેની પાસે મુસાખાંને મોકલ્યો. મુસાખાંનું મોડું દલગીરી ભરેલું જોઈ તે વધારે ઉદાસ થયો. મુસાખાં તે વીંટી વિષે થએલા કજીઆની વાત કહે છે એટલામાં મેહેતાબે ખુમચા ભરી પુલાવ, મીઠાઈ, મેવા, દૂધ, શરબત વગેરે તેમને માટે મોકલ્યું, પણ તે તેમને ખાવું પીવું ગમે નહિ. થોડીકવાર થઈ એટલે ચાકરે આવી ખબર કરી કે પેલા મોલવી શમશુદ્દીન મળવાને આવ્યાછે. મીરકાસમ અને મુસાખાં બેહુ વીંટી પાછી મળવાની આશાએ હરખાતા સામા તેડવા ગયા. જે વેશ કોરટમાં હતો તેજ વેશે તે આવ્યો ને પેલી વીંટી તેની આંગળીએ હતી. એકદમ તે ના માગતાં તેને પેલા ખુમચામાંથી આરોગવાની અરજ કરી. ત્રણે વાતો કરતા ખાવા પીવા લાગ્યા. જમી રહ્યા, પાનસોપારી એળચી ખાઇને હુકો પીવા માંડ્યો તેવારે મુસાખાંએ ઘણીજ માફ માગી વીંટીની હકીકત કહી. મોલવી કહે ઓહો, એમાં શો માલ છે! લો આ તમારી વીંટી. તે લઈ મેહેતાબને આપવાને મુસાખાં અંદર ગયો તો તે ત્યાં મળે નહિ. ચાકરડીઓ કેહે બીબી સાહેબ ક્યાં ગયાં છે તેની અમને ખબર નથી. મુસાખાં ગભરાઈ બધા ઘરમાં ફરી વળ્યો પણ તે જડી નહિ ત્યારે તેણે મીરકાસમને અંદર બોલાવ્યો. બેહુએ ફરીને શોધ કરી તે નિષ્ફળ ગઈ ત્યારે પાછા દીવાનખાનામાં આવેછે તેવા દાસીએ અટકાવ્યા કેમકે મેહેતાબ ત્યાં બેઠી હતી. મીરકાસમને અટકાવતો સાંભળી મેહેતાબે લુંડીને કહ્યું, કે આવવા દે, એ મારા ખાવંદનો દીલોજાન દોસ્ત છે તેથી એને હું મારો ભાઈ

ગણ્યુંથું. બંને આવી જુવેછે તો કોચ ઉપર મોલવીની પાઘડી, ઝભો, કમરબંધ વગેરે લૂઘડાં પડ્યાંછે અને પાસે મેહેતાબ બીરાજેલીછે. એ જોઈ તેઓ આશ્ચર્ય પામ્યા. મેહેતાબ અને મોલવીના ચેરામાં સરખાપણાનું તેમને ભાન થયું. મુસાબાંએ વીંટી મેહેતાબને આપી તે જોઈ તે હસીને બોલી કે એજ મારી વીંટી. ચતુર મોલવી પોતાનો પોશાક અહિં મૂકી રીસાઇને જતો રહ્યો કેમકે આપેલી વીંટી તમે પાછી લીધી. મીરકાસમ કહે એમ તો ન હોય. મેહેતાબ હસીને કહે "હુંજ એ મોલવીને વેશે કચેરીમાં આવી હતી; મારા પ્રાણથી પ્યારા સ્વામીના પરમ મિત્રનો જીવ બચાવાને હુંજ આવી હતી. મારા બાપને મારાવિના બીજું ફરજંદ ન હોવાથી મને બેટો ગણી ફારસી, અરબી, કાયદા, કાનુન, કવિતા વગેરે ભણાવી સુખી કરીછે તેનો લાભ મને આજે મળ્યો." મીરકાસમે અને મુસાબાંએ સાનંદાશ્ચર્ય પામી તેણીને વિનંતિ કરી કે એ પોશાક ફરીને પહેરો. મેહેતાબે તેમ કર્યું, ને ત્રણે અતિઆનંદ પામ્યા. મેહેતાબે સીતાર લેઈ ગાયન ગાયું. પછી મીરકાસમ પોતાને ઘેર ગયો.

ઉપલી વાતમાંનો જેટલો ભાગ કાજીની કચેરીમાં બન્યો તેટલો સિદ્ધરાજે નજરે જોઓ, અને બાકીનો બીજાથી સાંભળ્યો. આ પ્રવાસથી પંજાબી આર્યોની માઠી સ્થિતિ વિષે તેના મનમાં ઘણા વિચાર ઉત્પન્ન થયા, અને પરદેશી અને પરધર્મી રાજ્યકર્તાનો પ્રજા જોડે કેવો સંબંધ છે તે જણાયો. સ્વતંત્રતા ખોઈ બેઠેલાં બાપડા લોકની અવદશાથી તેનું ઉદાર અને સ્વદેશાભિમાની મન ખેદ પામ્યું. લાહોર જોઈ તે અને તેનો મિત્ર સિંધનો રાજા બીજાં નગરો અને નાનાં ગામ જોતા સિંધમાં પાછા આવ્યા. ત્યાં ગૂર્જરેશ્વરને સમાચાર મળ્યા કે તેની ગેરહાજરીથી હિંમત પામી રા ખેંગારના મિત્રોએ તેને ઘેરામાંથી છોડાવવાને સોરઠમાં બંડ મચાવ્યુંછે. એ જાણી સિંધના રણની વાટે મારવાડ અને મેવાડ ઉપર સ્વારી કરવાનું બંધ રાખી મહારાજા સેના સહિત સોરઠમાં પાછા આવ્યા. અરૂણોદય થતાં જેમ અંધારૂં નાસી જાયછે તેમ સિદ્ધરાજના પાછા ફરવાની ખબર સાંભળી બળવો કરનારા વિખરાઈ ગયા. ગૂર્જરપતિએ આવી તેમના આગેવાનોને પકડી સજા કરી. ઘેરાનું કામ કેવું ચાલેછે તે જોવાને આવ્યા તેવામાં ખેંગારના બે ભાણેજે આવી કહ્યું કે "અમારા મામાની અમે બહુ સેવા બજાવી પણ તેની બુજ ન જાણતાં અમારૂં અપમાન કરી અમને કાઢી મૂક્યાછે. જે ભાગોળેથી અમે ગઢની બહાર નીકળ્યા છીએ તેના દ્વારપાળને મામા જોડે થયેલા અણબનાવની ખબર નથી. તેમને અમે કહેતા આવ્યા છીએ કે અમે રા ખેંગારને માટે અનાજ લેવા જઇએ છીએ. તે શત્રુની નજર ચૂકાવી રાત્રે લાવીશું માટે પાછા આવીએ તેવારે દરવાજો ઉઘાડજો. અમારા મામાનું રાજ્ય અમને આપો તો આપના સો પચાસ જોદ્ધાને અમારી જોડે અંદર લેઈ જઇએ. તેઓ ચોકીદારોને હણી ભાગોળ ઉઘાડી દે એટલે આપે સેના સહિત અંદર ઘૂસવું." સિદ્ધરાજને

એ ગોઠવણ ગમી. તે પ્રમાણે ગૂર્જર સૈન્ય ગઢમાં પેઠું એટલે ખેંગારના જાણવામાં તે બીના આવી. પોતાના જોદ્ધા લેઈ તે ધસી આવ્યો. દારૂણ યુદ્ધ ચાલ્યું તેમાં ખેંગાર રણમાં પડ્યો ને તેના ઘણાખરા સિપાઈ ઘવાણા અને મુવા. ખેંગારના પડ્યા પછી તેના જોદ્ધા હથીઆર આપી દેઈ શેરણે આવ્યા. સિદ્ધરાજે રાણક દેવીને વેહેલમાં બેસાડી પોતાને મુકામે મોકલી દીધી. સોરઠદેશને ખાલસા કરી તેના વહીવટનો બંદોબસ્ત કરી, રાણક દેવીને લેઈ મહારાજા વઢવાણ પધાર્યા. રા ખેંગારનાં મૃત્યુની ખબર રાણકદેવીને અત્યાર સૂધી ન હતી. વઢવાણમાં એ વાત તેને જણાવી સિદ્ધરાજે તેને પુનર્લગ્ન કરવાની વિનંતિ કરી. તેમ કરવાની ના કહી તે સતી થઇને બળી મોઈ. સિદ્ધરાજે તેની યાદગીરીને માટે વઢવાણમાં દેરૂં બંધાવ્યું તે અદ્યાપિ છે.

વઢવાણથી મહારાજની સ્વારી પાટણ આવી તેવામાં ખબર થઈ કે ચીતોડનો મહારાણો મોટી ફોજ લેઈ ગૂજરાતપર ચઢી આવ્યોછે. સિંધના રણની વાટે રજપૂત સંસ્થાનપર ચડવાના મનસુબાની ખબર ત્યાંના ભૂપતિઓને થવાથી તેમણે સામા થવાની તૈયારી કરવા માંડી હતી. તેઓ સજ થયા તેવામાં તેમને સમાચાર મળ્યા કે ગુર્જરેશ્વર પાછો સોરઠ ગયો. તેની ગેરહાજરીમાં પાટણ ઉપર છાપો મારવાને તેઓ મેવાડના રાણાની સરદારી નીચે શીરોહી લગી આવ્યા. આબુના રાજાએ ત્યાં તેમને ખાળ્યા અને સિદ્ધરાજને સમાચાર કહાવ્યા. સોરઠથી પાછી આવેલી વિજયી સેના સહિત આપણા મહારાજા તુરત ઉત્તર બણી ચાલ્યા. આબુની તળેટીમાં પાધર મેદાનમાં મોટો સગ્રામ મચ્યો. યુદ્ધનો આરંભ પ્રાતઃકાળે થયો. સાંજ પડતાં લગી સેકડો શૂરા જોદ્ધા ઘવાણા અને સેંકડો રણમાં પડ્યા. અંધારૂં થતાં બેહુ પક્ષ પોતપોતાની છાવણીમાં ગયા. બીજે દિવસે પોહોર દહાડો ચઢતાં ગૂર્જરેશ્વરે પંડે હલ્લાં કર્યાં. બપોર થતાંમાં શત્રુની હાર ત્રુટી તેમનો સેનાપતિ રણમાં પડ્યો અને તેના સિપાઈ પાછા હઠ્યા. તેમને નાસતા અટકાવવાને જેસલમેરના રાજાનો બીજીરાય નામે ટીલાટ આગળ આવ્યો. તેની બાહાદુરી અને પ્રયત્નથી તેના સાથી ફરીને ઉભા રહ્યા, ને સાંજ લગી લડ્યા. રાજકુમારની ચતુરાઈ, તેની સમય સૂચકતાદિક રણભૂમિમાં યશ આપનારા ગુણ જોઈ સિદ્ધરાજ ખુશી થયો. અંધારૂં થતાં શત્રુ પોતાની છાવણીમાં ગયા. ત્યાં બીજીરાયે ચીતોડના રાણાને સલાહ આપી કે આપણા માણસ બહુ મરવાંથી તથા ઘાયલ થવાથી આવતી કાલે ટકાવવાનું નથી માટે રતોવાઈ નીકળી ચાલો. રાણાએ તેમ કર્યું. એ સમાચાર સિદ્ધરાજને થતાં તેમની પૂઠે પડવાની ગોઠવણ તેણે કરી. રાણાની ખાલી પડેલી છાવણી કબજે કરવાનું કામ એક ટૂંકડીને સોંપી બાકીની સેના લેઈ તે શત્રુની પાછળ ધાયો. માર્ગમાં તેમને ઘણા હેરાન કર્યા. તેમનાં સેકડો ઉટ, હાથી, અને થાકથી અને મંદવાડથી પાછળ પડી ગયલા સેંકડો પાળાને અને સ્વારોને ઝાલ્યા. શત્રુનો વિચાર ચીતોડ

આગળ તે ગઢને આશરે ઉભા રહેવાનો હતો, પણ સિદ્ધરાજે તે વિચાર પારપ-ડવા દીધો નહિ. ત્યાંથી એક મજલપર ગૂર્જર ફોજે તેમને પકડી પાડી ઘેરી લેઈ સંધિ કરવાની જરૂર પાડી. ગૂર્જરેશ્વરને ખંડણી આપવી, તેનો હુકમ માનવો અને તેની સેવા બજાવવી એવાં કરાર તેમણે લખી આપ્યા. કુંવર બીજીરાજે પાછા હઠવામાં વખાણવા જોગ ચતુરાઈ દર્શાવી હતી તેથી સિદ્ધરાજ તેના ઉપર પ્રસન્ન થયા, અને તેને ગૂર્જરપતિના હાથ નીચે નોકરી કરી યુદ્ધકળામાં પાવરધા થવાની ઈચ્છા થઈ. તેના પિતાએ અરજી કરી તે પરથી તેને સિદ્ધરાજે પોતાની હજુરમાં રાખ્યો.

ચીતોડમાં મોટું દરબાર ભરી સિદ્ધરાજે રજપૂત સંસ્થાનોના સર્વ રાજારાણાની મુલાકાત કરી. ભરતખંડને માથે જે મોટું ભય ભમતું હતું, ભરતખંડનાં રાજ્યોને ગળી જવાને જે મોટો રાક્ષસ મોહો ઉઘાડીને ટાંપી રહ્યો હતો તેનાથી બચવાને સંપ, એકો, અને લશ્કરી તૈયારી કરવાનો તેમને બોધ કર્યો. સિંધપર અને મ્લેચ્છરાજની થડમાં આવેલાં બીજાં આર્યરાજ્યોપર હુમલા કરવાની મના કરી, તેમને સહાય કરવાની ભલામણ કરી, તથા માંહોમાંહેનાં વેર અને ઝઘડા માડી વાળી સામાન્ય પરદેશી અને પરધર્મી શત્રુની સાથે વઢવાને સજ થવાની આજ્ઞા કરી. તેમની ખંડણીનો ઘણો ભાગ પાછો આપી કહ્યું "હું તમારૂં ધન લૂટવા નથી નીકળ્યો; તમને જીતી, તમને નમાવી વડાઈ મેળવવા હું નથી આવ્યો; આપણી આર્યભૂમિનું રક્ષણ કરવાને સકળ રાજપુત્રોને, સર્વ રાજા રાણાને એકત્ર કરવા એ મારો મોટો હેતુ છે. માંહોમાંહેની વરવાઢ છોડી દેઈ આપણે સઘળા એક જથે અને એકમતે થઈશું તોજ આપણા દેશનો, આપણા દેવાલયોનો, આપણી પ્રજાનો, અને આપણાં કુટુંબનો બચાવ કરી શકવાનો સંભવ છે; પરાક્રમ કરવાની શક્તિનો નાશ કરનારા દુર્ગુણો તજીશું તોજ આપણા પૂર્વજોની પ્રતિષ્ઠા રહેશે, તોજ આપણી આબરૂને ડાઘ નહિ લાગે. જુવો પંજાબ દેશની વલે ! લાહોર અને મુલતાનનાં રાજ્યોનું શું થયું ? ક્યાં છે ત્યાંના રાજા ? તેમની રાણીઓનું શું થયું તે જાણોછો? તેમના રાજકુંવરોને, ભાયાતોને, સુભટોને, હજારો જોદ્ધાને અને તેમની નારીઓને ઝાલી લેઈ જઈ વટાળી ગુલામ કર્યાંછે. ગીજનીમાં ઢોર કરતાં હિંદુ ગુલામો સોંઘા વેચાયા. લાખો આદમીની ખરાબી થઈ. જો નહિ ચેત્યા,જો વિકાળ શત્રુ જોડે બાથ ભીડવાને સજ નહિ થયા તો સર્વ આર્ય રાજ્યોની એ વલે થશે. ભય પડોશમાં આવ્યું છે ને જાગૃત કેમ થતા નથી ? કેટલીક છકડો તો ખાઈ ચૂક્યાછો તોએ હજી સાન કેમ નથી આવી ? હે શૂરવીરો સજ થાઓ. યુદ્ધની સામગ્રી તૈયાર કરો; ક્ષત્રીઓને જગાડો.બીજી વર્ણોને જુદ્ધ કરતાં શીખવો! ભરતખંડને માથે કાળ ભમેછે તેને હઠાવવાને એમ કરવાની જરૂર છે. એમ નહિ કરો તો તમે નાશ પામશો, અને તમારો દેશ દાસત્વ પામશે." એ ભાષણથી રાજપુત્રોનાં મન ખૂબ ઉસકેરાયાં અને તેઓ તેની સાથે જઈ બીજા રાજારાણાને એકો

કરવાની ફરજ પાડવાના કામમાં સામિલ થવાને ખુશીથી કબૂલ થયા. અજમીર, મારવાડ, મેવાડ, બુંદી, કોટા, વાંકાનેર, ભરતપોર, જેસલમેર, વગેરે રાજ્યોનાં સૈન્યો ગૂર્જર સેનાને આવી મળ્યાં. સિદ્ધરાજે તેમનું ઉપરીપણું બીજીરાજને સ્વાધીન કર્યું. એ એકત્ર થયલા લશ્કર વડે ગૂર્જરેશ્વરે કાશી, કનોજ, બાહાર, બંગાળા, અયોદ્ધા, ઢીલ્લી (દીલ્હી). આદિક રાજ્યોને નમાવી એ એકામાં ભળવાની જરૂર પાડી. એ કરવામાં તેને કેટલાક મોટા સંગ્રામ કરવા પડ્યા તેમાં તેને યશ મળ્યો. એમાંના કોઈ દેશને ખાલસા કરવાનો પ્રયત્ન કર્યો નહિ તથા કોઈ રાજાને દાંતે તરણું લેઈ, કાચે સૂતરે હાથ બાંધી તેની હજુરમાં આવી પગે લાગી ક્ષમા માગવાની ફરજ પાડી નહિ તેથી તેને મોટા ઘેરામાં લાંબી મુદત રોકાવવું પડ્યું નહિ. આ વિજયયાત્રામાં સંપૂર્ણ યશ પામવાથી આપણા સોલંકી મહારાજા સિદ્ધરાજ જયસિંહની કીર્તિ પૂર્ણકળાએ ચડી અને તે ચક્રવર્તી મહારાજાધિરાજ કેહેવાયો. સ્વદેશ આવી તેણે ઘણાં વરસ રાજ્ય કરી પ્રજાને સુખી કરી. એની સત્તા પ્રબળ થયા પછી એના મરણ લગી મુસલમાની હુમલા થયા નહિ. સંવત ૧૧૯૯ માં આ પ્રતાપી મહારાજાએ સ્વર્ગવાસ કર્યો. એણે સંવત ૧૧૫૦ થી સંવત ૧૧૯૯ સુધી એટલે ૪૯ વરસ રાજ્ય કર્યું. મોટા પરાક્રમ અને પરોપકારનાં કામ કરી એણે પોતાનું નામ અમર કર્યું. એના સમયમાં ગૂર્જર રાજ્યના સૂર્યની સોળેકળા તપી.



# ઉપગ્રંથ.

ફાર્બસકૃત રાસમાળા તથા બીજા ગ્રંથોને આધારે આ વારતા જોડી છે. રાસમાળામાં જે રસ છે તે ચોરી લીધો નથી; તેની ખૂબી તેમાંજ રેહેવા દીધીછે. તેમાં તથા બીજાં પુસ્તકોમાં જે લખ્યું છે તેનો કિન્ચિત આશ્રય લેઈ બાકીનું કેવળ નવું કલ્પેલુંછે. આપણો મહારાજા શ્રી સિદ્ધરાજ જયસિંહદેવ મહાન રાજા હતો એમાં સંશય નથી, તથાપિ તેનો પરિપૂર્ણ ઇતિહાસ નાશ પામ્યો છે, અથવા રેહેલો હશે તો હજી હાથ લાગ્યો નથી. જે ગ્રંથોને આધારે રાસમાળા રચાઈ તે ઉપરાંત કેટલાક બીજા ગ્રંથો પાછળથી જડ્યાછે તેમાં આ મહાન રાજા વિષે કેટલુંક લખાણ છે તેનો સાર મને મારા મિત્ર શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસે આપ્યો છે તે હું નીચે પ્રગટ કરૂંછું.—

## પ્રબંધ ચતુર્વિંશતિમાંથી.

ચાલુક્યવંશમાં મૂળરાજ, ચામુંડરાજ, વલ્લભરાજ, દુર્લભરાજ, ભીમદેવ, કર્ણદેવ, થયા તેમાં કર્ણદેવથી મયણલ્લદેવીને વિષે સિદ્ધરાજ થયો તે બારમો રૂદ્ર કેહેવાયો. તે જયસિંહનામે મહીપતિએ અણહિલ્લપત્તનથી નીકળીને બહુ સૈન્ય લેઇને માલવદેશની રાજધાની ધારાનગરીને બારવર્ષ લગી યુદ્ધ કરીને લીધી, ધારાનગરીના મોખરાના ત્રણ દરવાજા ત્રોડ્યા. પછી યશઃપટહનામે હાથીવડે એક દરવાજો લોઢાંની અર્ગલા (આગળા) વાળો ભંગાવ્યો તે અદ્યાપિ દેવપત્તનમાં સોમનાથમાં મુકેલોછે. યશઃપટહ નામે હાથી મરીને વંતરો થયો. જયસિંહદેવે ધારાનગરીમાં પેસી નરવર્મા માલવપતિને પકડ્યો. જયસિંહદેવે એવી પ્રતિજ્ઞા કરી હતી કે જ્યારે નરવર્મના ચર્મવડે આ ખડ્ગને મીણ બંધાવું ત્યારે હું ખરો. પછી બારવર્ષ લગી જયસિંહદેવનું ખડ્ગ મીણ (મ્યાન) વગરનું રહ્યું હતું. નરવર્મ હાથી ઉપર બેઠેલો હતો તેને ભૂમિ ઉપર પાડી દીધો. એક વેંહેત પગેથી ચામડું તેના શરીરથી ઉતાર્યું, પછી પ્રધાનોએ કહ્યું કે હે રાજન નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે રાજાને મારવો નહિ કેમકે એ બહુનો પાળક ર્હ્યો. પછી તેને પકડીને કાષ્ટ પંજરમાં નાખ્યો. પછી સિદ્ધરાજે ઓલ્યા નરવર્મના ચામડાવડે પોતાના ખડ્ગને મ્યાન બંધાવ્યું, પછી કવિયોએ તેનું વખાણ કહ્યું.

શ્લોક.

एकधारापतिर्येनाद्विधारेणासिनाजितः ।

किंचित्रंयदसौजेतुंशतधारमाविक्षमः ।१।

અર્થઃ એક ધારાપતિને બે ધારાના ખડ્ગવડે જીત્યો, એમાં કાંઈ બહુ અચરત કેહેવાય નહિ કેમકે એ રાજા શતધારાનો ધણી હોય તો તેને જીતે એવો છે. ૧. પછી ત્યાંથી દક્ષિણમાં ચાલ્યો. મહારાષ્ટ્ર, તિલંગ, કર્ણાટ, પાંડ્ય ઇત્યાદિક દેશોને જીતી બહુ ધન મેળવ્યું. પછી ગૂર્જરદેશ પ્રત્યે પાછો વળ્યો. ગૂર્જરદેશને

સીમાડે આવીને સૈન્યનો પડાવ કર્યો. એક દિવસે ત્યાં સભામાં બેઠા છે તેવામાં પ્રત્યક્ષ જેમ દેવ ભ્રષ્ટ આવ્યો હોય એવો એક ભાટ આવ્યો તેણે આશીર્વાદ કહ્યો. સભા જોઈને બોલ્યો પરમાર રાજાનો ધૂમકેતુ એવા સિદ્ધરાજ રાજાની સભા મદનવર્મ રાજાની સભા જેવી મનને વિસ્મય ઉપજાવે એવી છે. એ વાક્ય સાંભળીને સિદ્ધરાજ તેને પોતાની પાસે બેસારીને મદનવર્મની વાત પૂછેછે. હે ભાટ મદનવર્મ કોણછે ? કિયા નગરમાં રાજ્ય કરેછે? ભાટ બોલ્યો—દેવ, પૂર્વ દિશામાં મહોબક નામે પત્તન છે તે બહુ સારૂં છે. તેમાં મદનવર્મ નામે પૃથ્વીપાલ છે. તે પ્રાજ્ઞ (બહુ જાણ), ત્યાગી (દાનશીલ), ભોગી, ધર્મી, નયી (નીતિમાન) પૂર્વે નળ, પૂરૂરવા, અને વત્સરાજ રાજા થયા તેવોજ એ પોતે છે. એ રાજાને અને એ પુરને જે જુવેછે તે તેનું વર્ણન કરતાં થાકેછે. મુંગો જેમ ગોળનો સ્વાદ કહી શકે નહિ તેમ એનું વર્ણન કરી શકે નહિ. ભાટ લોક બહુ બોલા હોય છે માટે અમારા બોલવાઉપર કોઈ લોકો વિશ્વાસ રાખતા નથી, પણ રાજા હું તો સાચુંજ કહુંછું, તેમાં લવલેશ ફેર નથી. જો ન માનો તો તમારો ડાહ્યો મંત્રી મોકલી જુવો; તે જોઇને પછી તમને કહેશે તો માનશો. એવી ભાટની વાણી સુણીને સિદ્ધરાજે એક મંત્રીને કેટલાએક માણસ આપીને તેજ ભાટની સાથે મોકલ્યો. ભાટ અને મંત્રીએ જઇને મહોબકપત્તન જોયું અને આવીને જેવું દીઠું હતું તેવું રાજાને કહ્યું. તેઓ કહે છે, કે રાજન, વસંતમાસોત્સવ અમે દીઠો. ત્યાં વસંતરાગ, આંદોલકરાગ (હિંદોળોરાગ) દિવ્ય શ્રૃંગાર ધરીને નગરમાં નારીયો ફરતી દીઠી. જાણે કામદેવજ આપોઆપ હોયની એવા રૂપાળા જવાન માણસો ફરતા દીઠા. સર્વે માર્ગોમાં યક્ષકર્દમના છંટકાવ કરેલા દીઠા ( કપૂર અગર કસ્તૂરી અને કંકોલ એ ચારને ભેગી કરેછે તેને યક્ષકર્દમ કહેછે ) તેમાંથી ઠંડક અને સુગંધ નાકને સુખ ઉપજાવેછે. ઠેરેઠેરે મહાપૂજાઓ ચાલે છે. ઘરેઘરે બહુ ઉત્તમ પ્રકારની રસોઇઓ થાયછે, લોકો સંસ્કૃત વાણીમાં સામાસામી વાત કરેછે. મોટા માણસો પુરમાં ભમતા સામા મળે તેને પાન બીડાં આપેછે. ધૂલીપર્વ (ધૂળેટી) કપૂરે થાયછે. હાટમાં વેચનારા વાણીયા રાત્રિયે પોતાનાં હાટ અડકાવતા નથી, ઉઘાડાં મૂકે છે. સવારે જુવે તો તેવાંને તેવાં હાટ દેખેછે. એવી તો નગરના લોકની નીતિ છે. એ ઉપરથી એ લોકના તમામ આચાર સારા છે એવું ઉઘાડું થાયછે. રાજા જેવાજ નગરના લોક જણાયછે. મહાધનવંત લોક વસેછે. રાજા કેવો છે તે મેં દીઠો નથી પણ સાંભળ્યું છે કે તે નારી કુંજર છે. સ્ત્રિયોમાં બેશીને અનેક વિદ્યાવિનોદ હસિત લલિતાદિક કરેછે; તે પ્રત્યક્ષ ઇંદ્ર છે. એવું સાંભળીને સૈન્ય રક્ષણ માટે સેનાપતિને સ્થાપીને મોટું સૈન્ય લઇને મહોબકપત્તનમાં સિદ્ધરાજ ચાલ્યો. બહોબક આઠ ગાઉ રહ્યું એટલે દેશ ગભરાયો. બહોબક ચળવિચળ થયું. પ્રધાનોએ જઇને રાજાને કહ્યું. રાજા દિવ્ય (બાગમાં) બેઠેલો હતો. ચારેમેર પોતાની સ્ત્રિયો બેઠેલી હતી. સ્વામિન, ગૂર્જરદેશનો સિદ્ધરાજ રાજા આવ્યોછે તે હવે કેમ પાછો વાળીશું ! મદનવર્મ હ-

શીને બોલ્યો-સિદ્ધરાજ તે એ કે જેણે ધારાનગરી લેવા બારવર્ષ યુદ્ધ કર્યું છે. એને,
કબાડી રાજા કહેવે. તે જો આપણી ભૂમિ અને આપણું પૂર લેવાની વાંછા ધ-
રતો હોય તો આપણે લડવું, અને ધનની વાંછા ધરતો હોય તો ધ-
ન લે, એમ કહો. જો ધન માગે તો તે વરાક (કૃપણ) જાણવો. પછી
જે માગે તે તમારે આપવું. હું ધન આપતાં હારૂં એવો નથી. એ રાજા ધન
માટે બહુ દુઃખ વેઠીને આથડેછે. એવું રાજા મદનવર્મનું વચન સાંભળીને મંત્રિયો
નગરમાં ગયા. સિદ્ધરાજે આવીને રાજાને કહાવી મોકલ્યું કે દંડ આપો. પછી મંત્રિયે
દૂત મુખે સંભળાવ્યું કે જો ધન જોઈએ તો લ્યો. ભૂમિ લેવાની ઈચ્છા કરશો તો
અમે યુદ્ધ કરીશું. મદનવર્મ દેવને તમારૂં આગમન અમે કહ્યું તેણે કહ્યું કે કબાડી
રાજાઽર્થે ન તર્પણાયઃ કબાડી રાજાને ધનથી તૃપ્ત કરવા. સિદ્ધરાજ તેની લીલા
જોઈને વિસ્મિત થયો. છન્નુંકરોડ કનક મુદ્રાની યાચના કરી. પ્રધાનોએ તત્કાળ તે
આપી દેશ સુખી કર્યો. સિદ્ધરાજે મોહોરો લીધી પણ જતો નહોતો ત્યારે પ્રધાનો-
એ કહ્યું કે મનમાન્યું ધન લીધું, હવે કેમ પાછા વળતા નથી. સિદ્ધેશ બોલ્યો કે
હે મંત્રી, તમારો રાજા લીલાનિધિછે તેને મારે જોવોછે.તેમણે આવીને મદનવર્માને
કહ્યું-ધન આપીને ખુશી કરેલો કલેશી રાજા કહેછે કે મારે તમારા રાજાને જોવા
છે. પછી મદનવર્મ રાજા બોલ્યો કે એને આવવા દો. પછી સિદ્ધરાજ સૈન્ય ત્યાં
મૂકીને થોડું સૈન્ય લઈ તે રાજાના ઉદ્યાનમાં ગયો. ઉદ્યાનની પાછળ મોટો કોટ
ચણાવેલો હતો તેમાં રાજાનું સૌધ (હવેલી) હતું. કોટની બહાર લાખ યોદ્ધા
હતા. દરવાજા આગળ આવ્યા ત્યારે દ્વારપાળ બોલ્યા કે ચાર માણસો સાથે અંદર
પેસવા દેજો એવું અમારા રાજાએ કહ્યુંછે. સિદ્ધરાજ ચાર માણસ લેઈને અં-
દર પેઠો. તેણે કંચનનાં તોરણ દીઠાં. સાત પેસવાનાં બાર હતાં.રૂપાએ બાંધેલી વાવ
દીઠી. રાજાની સ્ત્રિયો નાના પ્રકારના દેશોની ભાષામાં વિચક્ષણ હતી. ચંદ્રમુખી,
તારૂણ્ય, લાવણ્ય, પુણ્યનો ઉદય પામેલી હતી. તે સ્ત્રિયો પણવ, વેણુ, વીણા, મૃદંગ
આદિક વાદિત્રો વજાડતી હતી. અને સુંદર સ્વરે ગીત ગાતી હતી. ઉદ્યાન દેવતા-
ના મહાલય જેવું સુંદર હતું. સુવર્ણમય ત્યાં બેસવાનાં સ્થાન હતાં. હંસ, સારસ,
આદિક જળપંખિયો જળમાં રમતાં હતાં. મોટા ઊંચા પુષ્પમંડપ હતા. એવી અનેક
પ્રકારની શોભા જોતાં સાક્ષાત્ કામદેવ જેવો,જવાન વયમાં આવેલો, મોતીના અલં-
કાર ધારણ કરેલાં,સર્વાંગ લક્ષણ સંપૂર્ણ, મધુરસ્વરે બોલનારો, કમળના જેવાં ને-
ત્રવાળો, ઉંચી નાસિકાવાળો, પુષ્ટ શરીરવાળો, મદનવર્મ રાજાને દીઠો. મદનવર્મા
ઉભો થયો, મળ્યો, સુવર્ણમય આસન આપીને બોલ્યો-સિદ્ધરાજ આજ મારા પુ-
ણ્યનો ઉદય થયો જેથી તમે પ્રાહુણા મારે ઘરે પધાર્યા. સિદ્ધરાજ કહે, મને તમે
મુખે વખાણોછો તે મિથ્યાત્વ જણાયછે. તમે મંત્રી આગળ મને કબાડી કહોછો
તે સાચું કે આજ સ્તુતિ કરોછો તે સાચું. મદનવર્મા હશીને બોલ્યો-કોણે તમને
કહ્યું.સિદ્ધરાજ બોલ્યો,તમારાજ મંત્રિયો બોલ્યા છે.મારી નિંદા કરવામાં તમારો શો

અભિપ્રાય છે. મદનવર્મા બોલ્યો–હે દેવ, આ કલિકાલ જાયછે, માણસનું જીવવું અલ્પ છે. રાજ્ય લક્ષ્મી થોડી ને તુચ્છ બળ. તેમાં જો પુણ્ય હોય તો મોટું સારૂં રાજ્ય મળે. તે મળેલું જો ન ભોગવિયે અને વિદેશોમાં યુદ્ધ કરવાને તથા લોકોને ત્રાસ ઉપજાવવા ભમવું એનું નામ કબાડીપણું કેમ નહિં? સિદ્ધેશે કહ્યુંકે રાજા તમે મને સાચું કહ્યું છે, એવોજ હું કબાડી છું. તુંને ધન્ય છે, જેને આવું સુખ છે. તમારા દર્શનથી મારૂં જીવિત સફળ થયું. સદાય રાજ્ય ભોગવો એમ કહીને ઉભો થયો. મદનવર્માએ ઉઠીને પોતાની વિદ્યાવંત સ્ત્રિયો, કોશ, દેવગ્રહ, યજ્ઞશાળા, સભામંડપ, વિદ્વાનો, ચતુર લોક, ઇત્યાદિ સર્વે દેખાડ્યું. પરસ્પર બહુ પ્રેમ વધ્યો. પછી ત્યાંથી સિદ્ધરાજ પાછો વળ્યો તે ગૂર્જરદેશ પાટણમાં આવ્યો. શ્રીપાળ કવિયે પછી સિદ્ધરાજનું વર્ણન કર્યું છે તે શ્લોક લખતો નથી.

---

## कीर्त्तिकौमुदीकाव्यमांथी.

કર્ણનો પુત્ર જયસિંહદેવ થયો તે બહુ બળવાન થયો. બાલ્યાવસ્થામાં એણે ચાડિયારાજાઓને જીતીને પોતાના આધીન કર્યા. સોરઠનો રાજા ખંગાર તે પોતાનું પરાક્રમ પોતે બકતો હતો, તેને આ મત્સરી રાજાએ રણમાં રોળ્યો. તે જેમ સિંહ હાથીને રોળે એમ. અસંખ્ય સૈન્ય લેઇને સિંધુપતિ રાજાને બાંધ્યો. શાકંભરીદેશનો ( અજમેરનો ) અર્ણોરાજ રાજા તેની પુત્રીને સિદ્ધરાજે લીધી, પછી તેને પાછી મોકલી દીધી તેથી અર્ણોરાજને સિદ્ધરાજ સાથે ભેદ થયો. યુદ્ધ ચાલ્યુ તેમાં શત્રુ સૈન્ય મરાયું. પછી તે શાકંભરીદેશનો રાજા સિદ્ધરાજને નમ્યો એટલે સમાધાન થયું. માલવદેશના નરવર્મ રાજાને જીતીને શુકને જેમ પાંજરામાં ઘાલે એમ એને કાષ્ટપંજરમાં ઘાલ્યો. ધારાનગરી બારવર્ષ લગી યુદ્ધ કરીને લીધી. ધારાનગરી લીધી તેથી મહોબકપત્તનનો મદનવર્મ રાજા બીધો. તેને ઘરે સિદ્ધરાજ પ્રાહુણો થઇને ગયો ત્યાંજ તેણે તેને છનુકરોડ સુવર્ણ દ્રમ્મ દંડ આપીને પાછો વાળ્યો. એ રીત્યે એણે જે દેશની ઇચ્છા કરી તે દેશના રાજા પાસેથી દંડ લીધો. ગૌડદેશનો આજયસાર રાજાને જીત્યો. રાક્ષસોનો રાજા બર્બરનામે હતો તેને મસાણમાં બાંધ્યો અને સિદ્ધરાજ એવું ત્યાંથી નામ ચાલ્યું. એણે પ્રથમતો મોટા મોટા રાજા સાથે રણ સંગ્રામ રચીને રણમાં ધૂળ ઉડાડીને આકાશને મલિન કર્યું, પછી એણે લોકસુખકારી ઉત્તમ કામ કરવાની કિર્તિરૂપ જળ વરસાવી આકાશને ચોખ્ખું કર્યું.

હવે સિદ્ધરાજના સરોવરનું વર્ણન—વાયુ સરોવરમાં સ્નાન કરી ટાઢો થઇને પછી સરોવરના કાંઠા ઉપર લીલોધાન ( લીલા–રમત કરવાના બાગ ). માંથી સુગંધવાન થઇને લોકોને સુખી કરેછે. સરોવર જેવું આ પૃથ્વી દેવીને ઘાલવાનું કુંડળ હોય એવું છે. સરોવરની ચારે પાસે વિષ્ણુ અને શિવના પ્રાસાદ કરાવેલા છે, તે જેમ કુંડળની પાછળ મોતી જડ્યાં હોય એવું દેખાય છે. સરોવરમાં ગંભીર ( ઉંડું )

પાણી સ્વચ્છ ભરેલું છે તેમાં અનેક રંગનાં કમળ ખીલી રહ્યાં છે. તે જેમ જળમાં દેવો રમતા હોય તેનાં મુખ ઉપર દેખાતાં હોય એવાં દેખાય છે. સરોવરની સર્વ બાજુ શિવ વિષ્ણુનાં દેવળ છે તેમાં રાત્રિયે દીવા બળે છે. તે બળતા દીવાઓનાં પ્રતિબિંબ સરોવરના પાણીમાં પડે છે. તે જેમ પાતાળના નાગોના માથાના મણિ ઝળકતા હોય એમ દેખાય છે. સરોવરને કાંઠે રૂપાના જેવા ઉજ્વળ કીર્ત્તિ સ્તંભ છે તે જેમ આકાશગંગાનો પ્રવાહ આકાશમાંથી પડતો હોય એવા દેખાય છે. શિવ વિષ્ણુના પ્રાસાદવડે સરોવર મનોહર દીપે છે. સિદ્ધરાજનું સરોવર પાટણમાં જોઇને પછી માનસરોવર હું જોઉંછું તો મારૂં મન ખુશી થતું નથી. પંપાસરોવર જોતાં પણ મને આનંદ ઉપજતો નથી. આ સરોવરના આગળ અચ્છોદક સરોવર પણ અસાર છે. સરોવરમાં એક પાસે કમળો ખીલેછે તેમાંથી પીળો પરાગ ગરેછે તેણે કરીને પીળારંગનું દેખાયછે. એક પાસે સ્ત્રિયો સ્નાન કરેછે તેમના શરીરનું કંકુ ધોવાયછે તેથી લાલરંગનું દેખાયછે. એકમર કમળનાં પત્રોએ છવાયલું દેખાયછે તેથી લીલારંગનું દેખાયછે તેથી જેમ હાથીને ઓઢવાનો વર્ણકંબળ (પચરંગીઓઢો)હોય એવી સરોવરની કાંતિ દેખાયછે.

પાટણ નગરનું વર્ણન—અણહિલ્લપુર કલ્યાણ લક્ષ્મીને રહેવાનું જેવું ધામ હોય એવું છે. અણહિલ્લપુરમાં હારને આકારે પ્રાકાર (ધર) છે. પ્રાસાદોનીકને વનાવલી (ઝાડની પાંગત) શોભા આપેછે. ચંદ્રશાળા (અગાશી) માં સ્ત્રિયો બેલેછે તેમનાં મુખની કાંતિથી આકાશમાં સો ચંદ્ર ઉગ્યા હોય એવું દેખાયછે, કોઈ ઠામે વેદના ઘોષ થયાં કરેછે, કોઈ ઠામે સ્ત્રિયો મંગળ ગાયછે, કોઈ ઠેકાણે બંદિજન (ભાટ ચારણાદિ) વખાણ બોલેછે, એમ અનેક પ્રકારે મુખરપુર થયું છે. ઘરો ઉપર ચડવાની પદ્ધતિયો (સીડી) તે ચૂનાવડે ચહોલી છે, તે જેમ રૂપાની બનાવેલી હોય એવી દેખાયછે. શિવના પ્રાસાદ જોતાં ચિત્તને પ્રસાદ (પ્રસન્નતા) ઉપજેછે તેથી શિવકૈલાસ પર્વતનો વિલાસ કરવાનું ઈચ્છતા નથી. પ્રાસાદોમાંથી હોમના ધૂમાડા આકાશ સામા ચડેછે તે જેમ જમુના ગંગામાં મળવા જતા હોય એવા દેખાય છે. સૌધ (હવેલિયો)નાં કિરણવડે કરીને નગરમાં અજવાળું રહેછે. તેથી નગરના લોકને અંધારિયું જડતું નથી.અણહિલપુરી જેવી એકે પુરી નથી. लंका જોતાં શંકા ઉપજે; चंपा જોતાં કંપ ઉપજે; विदिशा જોતાં તે દૂબળી જણાયછે; काशीની સંપત્તિ ગયેલ જણાયછે; मिथिला જોતાં પણ આદર સિથિલ (ઢીલો) થાય છે; त्रिपुरी જોતાં લક્ષ્મી વિપરીત જણાયછે; मथुरा નો આકાર પણ એના જેવો નથી; धारा તે પણ નિરાધારા જાણવી; અણહિલ્લપુરીની જેવો જૈત્રગુણ (જયકરનારા યોદ્ધાઓનું કામ તે જૈત્ર તે રૂપગુણ) એકે પુરીમાં નથી. પુરમાં પ્રાસાદો ઉપર ધજા ફરૂકે છે તે જેમ સર્વ પુર જીતીને ઇંદ્રનું પુર જીતવાનો પત્રાલંબ (જાહેરનામું) ચોડયું હોય એવું દેખાયછે. જેમ જમુના નદી મધુપુરી (મથુરા) ને સેવેછે, સરયૂનદી અયોદ્ધાને સેવેછે, ગંગા હસ્તિનાપુરને સેવેછે, એમ સરસ્વતી અણહિલ્લપત્તનને સેવે છે.જેમાં

હિમાલયનાં જેવાં શોભાવંત દેવાલય છે. ઠંડાં ઘરો ઉપરે પતાકાનો પવન ફરૂકે છે તેથી સૂર્યનો તાપ નડતો નથી.

---

## वस्तुपालचरित्रमांथी.

કર્ણરાજાનો પુત્ર જયસિંહદેવ થયો. તેણે પ્રજાને આનંદકારી અને કૈલાસપર્વત જેવા સિદ્ધપુરમાં શિવનો પ્રાસાદ કરાવ્યો. મદનવર્મ રાજા પાસેથી છન્નુંકોટિ દ્રમ્મ (દામ) દંડ લીધો. પછી તે દંડવડે સિદ્ધપુરમાં ચોદસે પંચાલિકા સહિત એવા શિવનો પ્રાસાદ કરાવ્યો. સજ્જન વ્યવહારિયે ગિરિનારગિરિતીર્થમાં દેવોનાં ચૈત્ય ચણાવ્યાં તે રાજાએ અંગીકાર કરીને તેનું ધન આપ્યું. જેણે નદી સરોવરના જેવું, હજાર મહાદેવનાં દહેરાં સહિત સહસ્ત્રલિંગ નામે સરોવર કરાવ્યું, એણે ઓગણસાઠ વર્ષ રાજ્ય કર્યું તેનું સિદ્ધરાજ એવું બિરૂદ હતું. તેના પછી કુમારપાલ રાજા થયો.

---

## कुमारपाळगद्यउपरथी.

ભીમરાજાથી ઉદયમતી રાણીને વિષે કર્ણદેવ રાજા જન્મ્યો તે કર્ણાટદેશના જયકેશી રાજાની દીકરી મયણલદેવી વેરે પરણ્યો. તે કુરૂપ હતી પણ ગુણવંતી હતી. તેને ઉદયમતી માની આજ્ઞાથી પરણ્યો. પણ તેનો સંગ છોડ્યો. પછી મુંજાલાદિક પ્રધાનોએ ઘણો પ્રબોધ કર્યો ત્યારે તેને પોતે ગ્રહી. તેને વિષે જયસિંહદેવ નામે પુત્ર થયો. તે ત્રણ વર્ષનો થયો એટલે રાજસિંહાસન ઉપર ચઢી બેઠો. રાજાએ તે વેળાએ જોશિયોને બોલાવીને પૂછ્યું ત્યારે તેમણે કહ્યું કે આજ મહામુહૂર્ત છે. પછી તેણે જયસિંહદેવનો રાજ્યાભિષેક કર્યો. તેને રાજ્યે સ્થાપીને કર્ણદેવ યાત્રા કરવા નીકળ્યો. દેવપત્તનની આણીમેર સાત ગાઉપર સોમનાથનો પ્રાસાદ (દહેરૂં) છે. ત્યાં સોમનાથને નમીને સોરઠદેશ પછી તાબે કર્યો. વામન સ્થલીમાં (વંથળી) સજ્જનને દંડનાયક (સેનાપતિ) સ્થાપ્યો. પછી મદનપાલના કહ્યાથી રૈવતાચલ (ગિરનાર પર્વત) ઉપર ચડ્યો. પછી પાટણ ભણી આવતાં માર્ગે વિચાર કર્યો કે એ રાજાનું એક ઠેકાણે રેહેવું યોગ્ય નથી. એમ વિચારીને પછી ગૂર્જર દેશમાં આશાપલ્લી (અશામલી ગામ સાભર કાંઠે વઉઠાથી એક ગાઉ આથમણું છે) નો નિવાસી મહાબળિયો આશોભીલ હતો તેની સાથે લાખ ભીલ કાંમઠિયોવાળા ચડતા. તેને જીતીને સાભ્રમતી તીરે કર્ણાવતી નગરી બાંધી તે આશોભીલને છલાખની ઉપજ હતી. સાભ્રમતી તીરે (પ્રબંધ ચિંતામણીમાં કહયું છે કે) કોચરપદેવીનો પ્રાસાદ કરાવ્યો, કર્ણેશ્વર મહાદેવનું દહેરૂં કરાવ્યું, કર્ણસાગર નામે તળાવ ખોદાવીને બંધાવ્યું. પછી તે કર્ણાવતીમાંજ રહ્યો. પાટણમાં એ રાજાએ કર્ણમેરૂ પ્રાસાદ કરાવ્યો છે; પછી કર્ણાવતીમાંજ કર્ણરાજા સ્વર્ગે ગયો.

જયસિંહદેવે સમુદ્ર લગી પૃથ્વી જીતી. બર્બરેક નામે રાક્ષસને જીત્યો. એક સમે જયસિંહદેવ વિશ્વ યાત્રા કરતો રૈવતાચલ પાસે વામનસ્થલીમાં ગયો. ત્યાં પરશુરામ નામે પોતાનો સેનાપતિ હતો તેને બોલાવીને દંડ માગ્યો. પરશુરામે ત્રણ વર્ષ લગી ઉઘરાણી કરીને એકઠો કરેલો દંડ શિવ વિષ્ણુ અને જૈનભવન રચવામાં ખરચી દીધેલો હતો. તે સિદ્ધરાજ પાસે આવીને બોલ્યો—જો તમારે ધર્મકીર્ત્તિની ઈચ્છા હોય તો આ દેવાલય તમારાંજ છે અને જો ધનની ઈચ્છા હોય તો વ્યવહારિયાને ઘરેથી ધન આણી આપું. ઉદાર મનવાળા રાજાએ વિચારીને કહ્યું કે સજ્જને સારૂં કર્યું, હવે બાકી રહેલું હોય તે પૂરૂં કરો. એમ કહીને દેવ પૂજામાં બાર ગામ આપ્યાં.

એક સમે પાટણના બ્રાહ્મણો તીર્થમાં યાત્રા કરવા નીકળેલા હિમાલય પર્વતમાં ગયા. તેમાં ઔષધિયો લેવાને ભમતા હતા ત્યાં અચલનાથ નામે યોગી દીઠો તેને નમીને બેઠા. યોગિએ પૂછ્યું કે તમે ક્યાંથી આવ્યા? તે બોલ્યા કે અમે ગૂજરાતમાં પાટણ નગર છે ત્યાંથી આવ્યા.પછી તેની પાસે સિદ્ધિ અને બુદ્ધિ નામે બે જોગિણીઓ બેઠી હતી તેણે પૂછ્યું કે ત્યાં કોણ રાજા છે. ત્યારે તે બોલ્યા કે સિદ્ધેશ રાજા છે. સિદ્ધ શબ્દ સાંભળીને તે રોષે ભરાણી. તેમનાથી સહેવાયું નહિ એટલે તે બંને યોગિનીયો રાજાની પરીક્ષા કરવાને ગગનમાર્ગે કેળના પત્ર ઉપર બેશીને સભામાં આવી. રાજા સપરિવાર ઉઠીને નમ્યો. સુવર્ણાસન ઉપર બેસારિયો. તમે ક્યાંથી અને શે કારણે આવ્યાં? અમારા ઉપર પરમ અનુગ્રહ કર્યો એવું અમે માનિયે છિયે. જોગણિયો બોલી કે રાજા સિદ્ધેશ એ તમારૂં નામ સાંભળ્યું તે જોવાને અમે આવિયો. કેઈ કળાથી સિદ્ધ બનેલા છો. યોગ સાધવાથી કે મંત્ર તંત્રથી કે ઔષધિથી. સિદ્ધપણું દેખાડો નહિ તો સિદ્ધેશ એ નામ બોલવું મૂકો. કળા કૌશલ્ય આઠ દિન પછી દેખાડીશ તમે અમણા ઉતારા ઉપર જાઓ એમ કહીને એક ઉદ્યાનમાં ઉતારો આપ્યો. સારાં મિષ્ટ વચન બોલીને પ્રબોધીને તેમને ઉતારે પોચતી કરી પછી પોતાનું સિદ્ધેશ વિરૂદ જાય તેની ચિંતામાં સાંતુ મંત્રિને બોલાવીને કહેવા લાગ્યો. હવે આપણે શું કરવું? પછી સાંતુ (શાંતિદાસ) મંત્રી બોલ્યો કે કર્ણરાજાના વારામાં એવા કોહડા ઘણાનો નિવેડો હરિપાલ અને સાકરિયો એ બેહુ જણે મળીને કર્યો છે સિદ્ધરાજે તે બેહુને બોલાવીને કહ્યું કે મારૂં વિરૂદનું રક્ષણ કરો. હરિપાલ બોલ્યો કે દેવ,ધોળા ચંદ્રહાસ લોહડાની છુરી મને આઠ દિન લગી આપો.રાજાએ આપી. હરિપાલે પોતાની બુદ્ધિ વડે તેવીજ છુરી સાકરની બનાવી ગજવલ્લી આદિક આકાર ચિત્રોને તેનું મ્યાન સોના રૂપાનું બનાવ્યું. એવો પ્રપંચ કરીને સાકરની છરી બનાવીને પ્રભાતમાં રાજાને આપી. સર્વે રાજ સભાના સમક્ષ યોગિનીઓને બોલાવી. આજ યોગિનીયો સાથે વાદ થવાનો છે એવું જાણીને બહુ લોક જોવા આવ્યા. સભા ભરાણી છે તેમાં સાંતુ મંત્રિયે કહ્યું કે દેવસિદ્ધેશ યોગિનીઓને આપે વાયદો કર્યો છે. આજ કાંઈકળા

દેખાડો અને તેમની સામીકળા જુઓ. એમ કહેવામાં પ્રતિહાર આવ્યો તેણે કહ્યું કે રાજન બાહર કલ્યાણકટકના પ્રમાડી રાજાના મંત્રિયો આવ્યાછે, આજ્ઞા હોયતો મોકલું. રાજાએ કહ્યું કે ઉતાવળા તેને મોકલો. પ્રતિહારે તેમને પેસવા દીધા. રાજાએ તેમને બહુ માન દીધું. તે પ્રધાનો બોલ્યા કે રાજન પ્રમાડી રાજાએ સોળ હાથી, બાર રત્નાદિક ભરેલી પેટિયો તથા વધારે બીજી વસ્તુ આપને ભેટ વાસ્તે મોકલીછે તે ત્રણ દિવસમાં અહિ આવશે. અમે તો પૂર્વે આવ્યાછિયે. આ ચંદ્રહાસ લોહમય છુરી આપને યોગ્ય છે. તે વૈરીનો ક્ષય કરે એવી મોકલી છે. એમ કહીને સાત ઉપરા ઉપરી વસ્ત્રમાં વીંટેલી છરી બાહર કાઢીને રાજાના હાથમાં આપી. મ્યાનમાંથી કહાડીને જોઈ પછી સભા અને યોગિનીયોને હાથમાં આપીને દેખાડી. રાજા પાછી હાથમાં લેઇને કહેછે, કે ઓહો! કેવા લોઢાની છરી છે! મેં કોઈ દિન આવી છરી જોઈ નથી. પછી સાંતુ હરિપાલ બોલ્યા કે રાજન લીલા કરોછો. હવે એ છરીની વાત પડી મૂકો અને આ યોગિનીયોને કાંઈ ચમત્કાર બતાવો, કાંઈ કળા દેખાડો. પછી રાજા બોલ્યો કે યોગિનીયો, ગારૂડી વિદ્યા, વિષાપહાર, અગ્નિ સ્તંભ, ષટ્ત્રિંશદ્દંડા યુદ્ધશ્રમ ચલઉપર ચાલવું, ઇત્યાદિક બહુ કળાઓ છે તેમાં કેઈ કળા દેખાડું. મંત્રિ બોલ્યો કે બીજી કળાઓ તો અમને તમે સર્વદા દેખાડોછો, પણ આજ લોહભક્ષણ કળાકૌતુક દેખાડો. પછી સિદ્ધરાજ બોલ્યો કે મોટી લોહડાની સાંકળ લાવો આ છરી જરા લોહડું છે તેણે શું. સાંતુ મંત્રિ બોલ્યો કે આ હાથમાં છરીછે તે તો ખાઓ વળી સાંકળું મગાવવી તે તો પછી વાતછે; લોકો હાહાકાર કરેછે. રાજાએ યોગિનીયોના દેખતાં ફલક ખાધું. ખાતાં પછી તે ફલકની મુઠ રહી એટલે મંત્રિયો બોલી ઉઠ્યા કે તમે છરીનું ફલક ખાધું, હવે બાકી મૂઠ રહી તે યોગિનીયોને માટે રહેવા દો. રાજા બોલ્યા કે મારા મુખમાં એઠેલી ઉચ્છિષ્ટ મૂઠ મેં યોગિનીયોને કેમ અપાય. મંત્રિ બોલ્યા કે ધાતુમાં કાંઈ છોછ નથી, પાણીયે ધોઇને અપાશે. મંત્રિયે સાતવાર પ્રક્ષાલીને મુઠ યોગિનીયોને આપવા માંડી તે વેળા યોગિનીયો બોલી કે અહો એવા તમે સિદ્ધછો જોઇ તમારી કળા. હવે અમે ખુશી થઇયો; તમે સિદ્ધ ખરા છો. માટે તમારૂં વિરૂદ રહેવા દો એમ કહીને તે આકાશ માર્ગે પાછી ગઇયો.

સિદ્ધરાજે ૧૮ દેશ જીતીને બહુ ધન ભેળું કર્યું. મહોબકપત્તનના રાજા મદનવર્મ પાસેથી ૯૬ કોટી સુવર્ણ મુદ્રા લીધી તે ધનવડે મોટા મહાલય કરાવ્યા, તીર્થ યાત્રાયો કરાવી. મોટા મહાસ્થાન કોટ કરાવ્યા, મોટાં સરોવર બંધાવ્યાં તેનો

શ્લોક.

महालयोमहायात्रामहास्थानंमहासर:

यत्कृतंसिद्वराजेनक्रियतेतन्नकेनचित् ॥१॥

એક દિવસે કર્ણમેરૂ પ્રસાદથી આવતાં રાત્રિએ કોઇ ધનવાન શેઠને ઘરે

બહુ દીવા બળતા દીઠા. પછી સવારમાં તેને બોલાવીને પૂછ્યું કે શેઠ તમારે ઘરે બહુ દીવા શાથી. તે બોલ્યો રાજા મારે ઘરે ૮૪ લાખ સુવર્ણ છે. એક એક લાખે એક એક દીવો બાળુંછું, રાજા પ્રજાવત્સલ હતો તેથી બોલ્યો કે ધન વૃદ્ધિ થાય માટે દીવા બાળેછે એમ જાણીને તેણે ૧૬ લાખ પોતાના ભંડારમાંથી ધન આપીને કોટિ ધ્વજ કર્યો. અગ્નિનો વિશ્વાસ કરવો નહિ એમ કહીને દીવા બાળવાનું બંધ રખાવ્યું.

શ્રી સિદ્ધરાજ પ્રતિ વર્ષ ૧ કોટિ સુવર્ણ પુણ્યમાં વાવરતો હતો. એણે પોતાની મા મયણલદેવીના પુણ્ય ખર્ચમાં બહુલાડે ગામમાં યાત્રિક લોકો પાસેથી લેવાનો કર છોડી દીધો તે કર ૭૨ લાખનો હતો, કર છોડવાનું પુણ્ય છે.

श्लोक.

अकरेकरकत्रोचगोसहस्त्रवधःकृतः ।
प्रवृत्तकरविछेदेगवांकोटिफलंभवे ॥२॥

---

## एक जूनी चोपडीमां लखेली राजावळीमांथी.

महोवकपुराधीशाज्जितान्मदनवर्मण ।
कोटीःषणावतिहेम्नांयस्तन्मानमिवाददे॥१॥

અર્થ—મહોબકપુર (મહોબા)ના રાજા મદનવર્મને સિદ્ધરાજ જયસિંહદેવે જિત્યો અને તેની કનેથી છન્નુંકરોડ સોનાની મોહોરો લીધી તે જેમ તેનું માન પ્રતિષ્ઠા લીધા તુલ્ય લીધી.॥૧॥

સિદ્ધરાજ જયસિંહદેવ રાજાએ બાર વર્ષ લગી લડીને માળવાનું રાજ લીધું અને ક્ષિપ્રા નદી કાંઠે પોતાને નામે જયસિંહપુર વસાવ્યું તે અદ્યાપિ છે. પછી પોતે પાછો વળતો હતો એટલામાં એક ભાટે મહોબાના મદનવર્મ રાજાના લક્ષ્મી વૈભવ વખાણ્યો તે જોવા મિષે સિદ્ધરાજે મહોબા ભણી પોતાનું સૈન્ય લીધું. પછી તેની પાસેથી છન્નુંકરોડ મોહોરો લીધી અને તેને પાછું મહોબા સોંપ્યું તે મોહોરોનાં તેણે નવાણ કુવા ઇત્યાદિ કરાવ્યાં તેમાંનાં કેટલાંએકનાં નામ—સિદ્ધરાજ જયસિંહદેવ મહાનુભાવ હુઓ. જોઅણ જોઅણનું સત્રાગાર મંડાવ્યું એટલે યોજને યોજને સત્રાગાર એટલે અન્નસત્ર (સદાવર્ત્ત) મંડાવ્યાં. ડભોઇનો ઘઢ ચણાવ્યો, કપડવણજનો કુંડ કરાવ્યો, ધોળકાની મલાવ (તલાવનું નામ છે) કરાવી, દેહરડિયું કરાવી, (દેહરડિયો દેહેરાંઓ) રૂદ્રમહાલય પ્રાસાદ કરાવ્યો, રાણીની વાવ કરાવી, સહસ્રલિંગ સરોવર કરાવ્યું, સિહુરના (સિંહપુર=સિહુર) કુંડ કરાવ્યાં, સાયલાનો ઘઢ કરાવ્યો, દશસહસ્ત્ર પ્રાસાદ કરાવ્યા, મૂણસરોવર વીરમગામનું, ધાધલપુરનો ઘઢ, વઢવાણનો ઘઢ, અણંતપુરનો ઘઢ, સુબારીનો ઘઢ, સરધારનું તલાવ, ઝંઝવાડાનો

મઠ, વીરપુરનો મઠ, ભાડુલાનો મઠ, વાસિંગપુરનો મઠ, થાનનો મઠ, કંડોલાનો પ્રાસાદ, સિહિજગપુરનો પ્રાસાદ, ડેડાદ્રાનો કુંડ, કીર્તિથંભાનું તલાવ, જીતપુર અંતપુરનો મઠ કરાવ્યો, તોહે એમા ભાગમાંનું થાન અંગીગલ નથમા. શ્રી જયસિંહદેવે વર્ષ ૪૯ રાજ્યં કૃતં ઈત્યાદિ.

---

# भोजप्रबंध राजग्रंथ रत्नमंदिर कविलिखितं तेमांथी अणहिल्लपुरनुं वर्णन.

અણહિલ્લપુર સર્વે પુરોથી મોટું છે, તે વિષે વાતઃ—એક એક કંદોઇને ઘેર પ્રતિદિન ૫૦૦ દ્રામ્મ (દામ) ના એકલા લાકડશાઈ લાડુ વેચાયછે. એક સમે કોઈ મારવાડી ભીમો પોતે પોતાની ભાર્યા સહિત પાટણમાં આવ્યો. તે એક જગાએ ભાર્યાને બેસારીને પાટણમાં લોટ દાળ લેવા પેઠો. એવામાં તેની સ્ત્રી ત્યાં અનેક કૌતક જોતાં થકાં ભૂલી પડી. બેહુને વિજોગ થયો. એક એકને ખોળેછે. કોઈ મળ્યું નહિ. એમ ખોળતાં છ માસ વીત્યા પછી ભાર્યાએ રાજાને જઇને વિજ્ઞપ્તિ કરી હે રાજન, સ્વામી પીડિતોનું પિહેર રાજા છે. મારો ભર્તા નામે ભીમ શરીરે શામળો, બાવીસ વર્ષની વયવાળો, ડાબી આંખ્યે કાણો તમારા પુરમાં ખોવાણો છે. કૃપા કરીને મને ખોળી આપો. પછી દયાળુ રાજાએ એવા ૫૦૦) ભીમા મેળવ્યા તેમાંથી એનો સ્વામી ભીમો નીકળ્યો. એવું મોટું નગર. ત્યારથી આ નગરનું નામ વિરૂદનહ સમુદ્ર એવું પડયું છે.

વળી એ નગરમાં સર્વે સ્ત્રી પુરૂષો સંસ્કૃત વિદ્યામાં પારંગત હતિયો. કોઇ વૈદેશીક ગૂર્જરદેશને વિદ્યાવાદમાં જીતી ગયેલો નહિ. સર્વે હારીને જતા. ઘેરઘેરૈ સર્વ વિદ્યા પારંગત લોકો હતા.

श्लोक.

योविद्यातिशयेनमांविजयतेविद्वांस्तदीयालये ।
पानीयंवहयमानयाम्यहमितिव्यक्तप्रतिज्ञासती ॥
यात्रायालवतीजिताजनतयाविश्रांतमद्याऽपिसा ।
गजन्मंबुसरस्वतीवहतियद्गागेवसारासताम् ॥१॥

અર્થ—જે વિદ્વાન વિદ્યાતિશય વડે (વિદ્યાની બહુલતા વડે) જે મને જિતે તેને ઘેર હું પાણી આણું એવી પ્રતિજ્ઞા (પણ) કરીને સરસ્વતી વિજયયાત્રા કરવા નીકળી. સહુ દેશો જિતતી ગૂર્જરદેશે પાટણ નગરમાં આવી. ત્યાં સહુ પાટણના રેહેવાસિયોએ વિદ્યાવાદમાં જીતી પછી તે સરસ્વતી નદી રૂપે થઇને પાટણના લોકોને માટે પાણી વહન કરેછે. માટે હે રાજા માણસની માણસાઇ તે વિદ્યા છે ૧ એવા વિદ્વાન લોકો પાટણમાં રેહેછે.

કોઈ વણઝારો નાયક કાશ્મીરમાં પોઠ લઈને ગયો. ત્યાં સરસ્વતી પ્રાસાદથી ચારે બાજુએ બોહતેર બોહતેર ગાઉ તાંઈ કેસરનાં ખેતર છે. કોઈમાંથી સારૂં નીપજી જાય તો તેમાંથી ઉત્તમ પ્રકારનું બહુ મૂલનું કેસર નીપજે અને એથી અધમ પ્રકારે નીપજે તેનું કંકુ બનેછે. એ કાશ્મીરમાંથી ઓસ નાયકે ૧૦૮ ખચર પોઠી ઉપર કેસરની ગુણ્યો ભરી, પછી દેશાંતરમાં વેચવા નીકળ્યો. એકજ વેપારીએ ગુણ્યો રાખે તો આપવી એવો એનો ઠરાવ હતો. તે દીલ્લીનગર આદિક નગરોમાં ભમીને પછી અણહિલ્લપુરમાં આવ્યો. નગરમાં ભમતો સોમદત્ત શેઠની પોળમાં આવ્યો તેને ઘરે છપન કોટિ દ્રમ્મ સંખ્યાનું નાણું હતુ તેના ઉપર ઝુંગળો વાગતી હતી. શેઠે નાયકને પૂછ્યું કે શું છે તમારી પોઠમાં? પછી નાયક બોલ્યો કે તમારે લેવું નહિ ને અમથા કેમ પૂછોછો. શેઠ સાંભળીને મનમાં સાહંકારથી બોલ્યો કે લઈશું કે નહિ પણ તમારે કહ્યામાં શું જાયછે. પછી તે બોલ્યો કે બહુ મૂળનું સરસ કેસર કાશ્મીરથી ભરી લાવ્યોછું. પછી શેઠે કહ્યું કે દુકાનમાં આવો મૂલ લઈને કેસરની સર્વે ગુણ્યો નાંખો. પછી તેણે સર્વે ગુણ્યો નાખી. તેને એક છાપના દંડાલ નિષ્કટંક એટલે સિદ્ધરાજે દડાલી મોહોરોનું સુવર્ણ નાણું ચલાવેલું છે તે આપ્યું. એ શેઠ એક મોટું સૌધ (હવેલી) ચણાવતો હતો તેમાં ચૂનો કોવરાવવાના ક્યારા કરેચા હતા તેમાં તે કેસર બધું નાંખીને રગદોળીને તે ચૂનાને પીળો કર્યો, ને તેણે બધી હવેલી છોઈ તે પીળી સુવર્ણ જેવી દેખાણી. તે નાયકે જોયું ને મનમાં વિસ્મય પામ્યો. અહો મેં વિદેશ ભ્રમણ કરતાં ઘણા શેઠ જોયા પણ સોમદત્ત જેવો કોઈ દીઠો નહિ. પછી તે નાયક કાશ્મીરમાં ગયો. એ હવેલી અદ્યાપિ જેમ સોળવર્ણના સુવર્ણવડેજ ઘડી હોય એવી પીળી સુગંધવાન અદ્યાપિ છે. લક્ષેશ્વરને ઘરે દીવા રાત્રિ દિવસે બળેછે, કોટીશ્વરોને ઘરે પતાકા લહલહેછે. પછનકોટિપતિને ઘરે સવારમાં ઝુંગળો વાગેછે એવા પાટણમાં ઘણા બ્યવહારિયા વસેછે.

એક સમે ગાંધર્વનું ટોળું ગીતવાદ્ય નાટકમાં પ્રવીણ આવી પોચ્યું. તેણે ભીમરાજની સભામાં સાઢા ત્રણ હાથની મૃદંગ લાવીને મૂકી. તે સમે રાજાએ સહુ સાંગીતવિદ્યાવાનોના મુખ સામું જોયું પણ કોઇએ એ મૃદંગને વજાડવાની હામ ઘાલી નહિ. તે સમે એક મૃદંગ વજાડનારે ઉભા થઇને વિજ્ઞપ્તિ કરી કે જો રાજા આજ્ઞા કરો તો હું એ મૃદંગને વજાડું. પછી રાજાની આજ્ઞાથી બાવીસ માણસોનું નાટક માંડીને ભૂઈ ઉપર સૂઈ જમણે હાથે અને જમણે પગે મૃદંગને બજાવવા માંડી. ડાબે હાથે ઝાલી રાખી. મુખમાં ઝુંગળ ઘાલીને વજાડવા માંડી. એમ આઠ પોહોર લગી નાટક સમાપ્તિ લગી વજાડ્યું. સવારમાં રાજાએ તેને લાખ ધન આપ્યું. એવા કળાવાન લોકો રહેછે. માટે એવું બીજુપુર સમુદ્રાંત પૃથ્વીમાં નથી.

---

# अरिसिंह कविकृत सुकृतसंकीर्तन काव्यमांथी.

કર્ણરાજા પછી તેનો દીકરો જયસિંહદેવ થયો. તે મોટો દાતા હતો. જેણે દશા જીતતાં ગંગામાં ઘોડા ન્હવરાવ્યા. જેણે સંચરણ કરતાં બર્બર એચરને જીત્યો. જેણે યશોવર્મ નામના માળવરાજાને જીતીને પાટણમાં આણી કારાગ્રહમાં (બંધિખાને) પૂર્યો. સિદ્ધરાજ માતૃભક્તિ કરતાં પવિત્ર થયો હતો. સર્વ જગત્ જીતીને એણે કીર્તિસ્તંભ મોડો કરાવ્યો."

---

સિદ્ધરાજે ઘણા દેશ જીત્યા હતા અને તેની પછી મહારાજા કુમારપાળે તેમાં વધારો કર્યો તેનો એક લેખ ચત્તરકોટના એટલે ચિતોડના એક દેવાલયમાં છે તેનું ઇંગ્રેજી ભાષાંતર ટોડકૃત રાજસ્થાનના ઇતિહાસમાં છે. ટાડ સાહેબે લખ્યુંછે કે—

" The domestic annals slur over the circumstance of Sid Rae Jey Sing having actually made a conquest of Cheetore; for it is not only included in the eighteen capitals enumerated as appertaining to this prince, but the author discovered a tablet in Cheetor, placed there by his successor, Koomarpal bearing S. 1206. ' Page 215, Vol. I. second Edition.

Extract from Inscription No. VI. Todd's Rajasthan.

" He of Chauluc tribe, having innumerable gems of ancestry, flowing from a sea of splendour, was Moolraj, Sovereign of the earth * * * Generations after him, in the lapse of many years, was Sid Raj, a name known to the world; whose fame was encased in the riches of victory, and whose deeds were sounded over the curtain of the earth; and who, by the fire of his own fame and fortune, heaped up unconsumable wealth. "

---